સર્વોદય મંદિર
પ્રકાશન–૧

સ્વ. ચમનલાલ વૈષ્ણવ
સ્મારકમાળા પુષ્પ–૨

# ગાંધીબાપુ

ખંડ પહેલો

રામનારાયણ ના. પાઠક

પ્રસ્તાવના
જુગતરામ દવે



Pal
પ્રાપ્તિસ્થાન
ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ · ૪૦૫, કાલબાદેવી · મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે · ગાંધીરસ્તો : અમદાવાદ



સર્વોદય મંદિર પ્રકાશન
સ્વ. ચમનભાઈ વૈષ્ણવ સ્મારકમાળા

સંપાદકો
મથુરાદાસ ભુપ્તા
રામનારાયણ ના. પાઠક

પ્રથમ આવૃત્તિ ૨૨૦૦ – ઑક્ટોબર ૧૯૪૬

કિંમત
પહેલા ખંડના ૪-૮-૦
બંને ખંડના ૯-૦-૦
[ટ. ખ. દરેક ખંડના ૦-૪-૦]

પ્રકાશક
રતિલાલ મૂળશંકર અતાણી, સર્વોદય મંદિર,
તરવડા (કાઠિયાવાડ)

મુદ્રક
લક્ષ્મીદાસ પુરુષોત્તમ આપી, ચમત્કૃત મુદ્રણાલય,
જોરાવરનગર (કાઠિયાવાડ)

'ગાંધીજીની મહત્તા તેમની વીરતાભરી લડતોમા છે તે કરતાં વધારે તેમના સદાચારી, તપોમય, ઈશ્વરપરાયણ જીવનમાં છે.'

–સર્વપલ્લી રાધાકૃષ્ણન

વૈષ્ણવ જન તો તેને કહીએ   જે પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તોયે   મન અભિમાન ન આણે રે
સકળ લોકમા સહુને વંદે   નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે   ધન ધન જનની તેની રે
સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી   પરસ્ત્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે   પરધન નવ ઝાલે હાથ રે
મોહમાયા વ્યાપે નહિ જેને   દૃઢ વૈરાગ્ય જેના મનમા રે,
રામનામ શુ તાળી લાગી   સકળ તીરથ તેના તનમા રે
વણલોભી ને કપટરહિત છે   કામ-ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈંયો તેનુ દરશન કરતા   કુળ એકોતેર તાર્યા રે

## સર્વોદય મંદિર પ્રકાશન

સર્વોદય મંદિર છેલ્લા દસેક વર્ષથી તરવડા અને એની આસપાસના પ્રદેશમાં સમગ્ર ગ્રામસેવાની દૃષ્ટિએ યથાશક્તિ કાર્ય કરી રહેલ છે ગ્રામસેવામાં લોકશિક્ષણના કાર્યક્રમને મહત્ત્વનું સ્થાન છે, અને સાહિત્ય એ લોકશિક્ષણનું અગત્યનું સાધન છે.

આપણો દેશ આજે આઝાદીને આંગે આવીને ઊભો છે થોડા સમયમાં જ આપણો ભારતવર્ષ એક સંપૂર્ણ સ્વાધીન રાષ્ટ્ર તરીકે વિશ્વમાં પોતાનું અદકેરું ઉજ્જ્વળ અને ઉન્નત સ્થાન પ્રાપ્ત કરશે, અને સાથે સાથે હિંદના ૪૦ કરોડ માનવીઓના જીવનવિકાસના સદીઓથી બિડાયેલા દ્વાર ખૂલી જશે રાષ્ટ્રભરમાં આજે નવી હવા પ્રસરી રહી છે, નવપ્રાણ સંચરી રહ્યો છે, પણ દેશી રાજ્યોની હાલત હજી જુદી છે કાઠિયાવાડમાં અને એમાંયે ખાસ કરીને ગામડાંઓમાં પથરાયેલો અંધારપટ હજી એવી ને એવી હાલતમાં વણછેદાયો–વણભેદાયો પડ્યો છે.

આ ગામડાંઓમાં ઓછું ભણેલા ગ્રામવાસીઓ જાતે વાંચીને અને અભણ ગ્રામવાસીઓ બીજા પાસેથી સાંભળીને સહેલાઈથી સમજી શકે, સમજીને એમાંથી કંઈક પ્રકાશ, પ્રેરણા, જાગૃતિ અને બળ મેળવી શકે એવું સાદું, સરળ, લોકભોગ્ય અને ચેતનવંતું સાહિત્ય પ્રગટ કરી એનો ગ્રામવિસ્તારમાં વધુ ને વધુ ફેલાવો કરી

આ દ્વારા લોકશિક્ષણના કાર્યક્રમને વેગ આપવાના ઉદ્દેશથી 'સર્વોદય મંદિર' પ્રકાશન-વિભાગ શરૂ કરે છે

સર્વોદય મંદિરના પ્રથમ પ્રકાશન તરીકે 'ગાંધીબાપુ' પ્રગટ થાય છે એ અમારે માટે આનંદની વાત છે ગ્રામવાસીઓ સહેલાઈથી વાંચી-સમજી શકે એવી સાદી, સરળ, રસભરી શૈલીમાં શ્રી રામભાઈના હાથે લખાયેલ આપણા રાષ્ટ્રપિતા અને જગતના મહાન પુરુષ પૂ ગાંધીજીના જીવનચરિત્રને મુરબ્બી શ્રી જુગતરામભાઈની પ્રસ્તાવના સાથે પ્રગટ કરવાનું ભાગ્ય સાંપડ્યું એ અમારા નવા પ્રયાણ માટે ભારે ઉત્તેજનારૂપ શુકન છે

તરવડા અને એની આસપાસના ગ્રામવિસ્તારમાં આ પુસ્તકો છાપેલી કિંમત કરતાં અરધી કિંમતે ગ્રામવાસીઓ મેળવી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી છે

પ્રકાશનકાર્યમાં અમને સાથ અને સહકાર આપનાર મિત્રો અને સંસ્થાઓનો આભાર માનીએ છીએ

| | |
|---|---|
| કસ્તુરબાવાડી, તરવડા | રતિલાલ અઢાણી |
| --૧૦-૬૬ | મંત્રી, સર્વોદય મંદિર |

## સંપાદકો તરફથી

પોરબંદરમાંથી પ્રગટ થતી અને હવે સર્વોદય મંદિર પ્રકાશન સાથે જોડી દેવામાં આવેલી લોકોપયોગી સસ્તી ગ્રંથમાળાના આદ્ય-પ્રેરક અને સૌરાષ્ટ્રના મૂક સેવક સ્વ૦ શ્રી ચમનભાઈ વૈષ્ણવના પુણ્ય સ્મારકમાં એક સ્મારકમાળા શરૂ કરવાનું અને એ સ્મારક-માળામાં આજ સુધી લોકોપયોગી સસ્તી ગ્રંથમાળાનાં પ્રગટ થઈ ગયેલાં પુસ્તકો અને સદ્‌ગતના જીવનહેતુને યાદ કરીને એવાં જ અન્ય જીવન-ઉપયોગી પુસ્તકો પ્રગટ કરવાનું સર્વોદય મંદિર પ્રકા-શન અને લોકોપયોગી સસ્તી ગ્રંથમાળાના સંચાલકોએ નક્કી કર્યું છે.

એ નિર્ણય અનુસાર સ્વ૦ ચમનભાઈ વૈષ્ણવ સ્મારકમાળાના પ્રથમ પુસ્તક તરીકે 'તેત્રીસ પત્રો' પ્રગટ થઈ ચૂક્યું છે. આજે બીજા પુસ્તક તરીકે લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા દ્વારા પ્રગટ થયેલ 'યુગાવતાર ગાંધી'નું નવસંસ્કરણ 'ગાંધીબાપુ' પ્રગટ કરીએ છીએ.

મથુરાદાસ ભુપ્તા
રામનારાયણ ના. પાઠક
સંપાદકો

# અ નુ ક્ર મ

# ' ગાંધીગંગા '

**શ્રી** રામભાઈ ગુજરાતના એક સુંદર કથાકાર છે તે જ્યાં જાય છે ત્યાં વિદ્યાર્થીઓને અને બાળકોને, ખેડૂતોને અને બહેનોને– સૌને મહારથિઓની અને સંતોની, તરનારિયાઓની અને સતીઓની વાતોથી ડોલાવે છે તેમણે ગાંધીબાપુની કથા કહેવામાં પોતાની કળા વાપરી છે એથી મને આનંદ થાય છે એવી એમની કળા કૃતાર્થ થઈ છે

જૂની વાર્તાઓ જે દંતકથાઓ જેવી બની ગયેલી હોય છે અને ઇતિહાસ મટીને પુરાણનું રૂપ પામી હોય છે, એ કહેવી પ્રમાણમાં સહેલ છે ભાટ–ચારણોની શૈલી તેને ભાવે છે અતિશયોક્તિ, વાચાળતા અને અદ્‌ભુતરસથી તેને શણગારી શકાય છે પણ સાચા માણસની અને તેમાયે જીવતા માણસની વાર્તામાં એવું કશું ચાલી શકે નહિ તેમાયે ગાંધીબાપુનું ચરિત્ર એ કંઈ વા વાર્યો તેમ ઊભે જનારું ચરિત્ર ન મળે–એ તો છે સત્યના પ્રયોગોની પરંપરા રામભાઈ પોતાની ચારણી ટેવ ઉપર કાબૂ રાખી શક્યા હશે ? એમનું પુસ્તક જોયું ત્યારે મને મનમાં શંકા આવી તપાસતા જોઉં છું કે તેમણે એમાં સારી સફળતા મેળવી છે એ માટે તેમને અભિનંદન આપું છું

આ કંઈ ગાંધીબાપુનું સળંગસૂત્ર જીવનચરિત્ર નથી એ લખવાને જીવનભરની તૈયારી કરનાર મહાદેવભાઈ અકાળે વિદાય

થયા છે. બીજો કોઈક આ મહાન દેશમાં ક્યાંક ઘડાઈ જ રહ્યો હશે જે દેશે આવા અજોડ મહાત્માને પેદા કર્યા તે તેના વ્યાસને પેદા કર્યા વિના ન જ રહે.

આ તો એક ભક્તકવે ભક્તિભાવથી કરેલું ગાંધીબાપુનું કીર્તન છે. અનેક ગાંધી–ભક્તોએ મળીને એમના પ્રસંગકીર્તનોનું મોટું સાહિત્ય નિર્માણ કર્યું છે આ ભક્તિકાર્યની શરૂઆત આફ્રિકાના પાદરી અને બાપુજીના ભક્ત–મિત્ર રેવરન્ડ ડોક તથા દાક્તર પ્રાણજીવનદાસ મહેતાએ કરી હતી બધા ભક્ત–કીર્તનકારોના શિરોમણિ તો મહાદેવભાઈ જ હતા બીજાઓએ અનેક કામોમાંના એક કામ તરીકે એ કર્યું છે, મહાદેવભાઈએ તો ગાંધીકીર્તન એ પોતાના જીવનનુ પ્રમુખ અને એક માત્ર કામ બનાવ્યું હતુ એ ગાંધીને સત્યરૂપે અને સત્યને ગાંધીરૂપે જોતા શીખ્યા હતા તેથી તેમનુ ગાંધીકીર્તન એ માત્ર કાગળ પરનુ કીર્તન નહોતુ, પણ ગાંધીમય અથવા સત્યમય જીવન પોતે જીવવા મથતા તેનુ જ પ્રતિબિંબ હતુ જીવ્યા ત્યા સુધી તેમણે સતત એ જીવનકાર્ય બજાવ્યુ અને છેલ્લા શ્વાસ સુધી બજાવતા રહ્યા. પ્યારેલાલજી એમના પગલે ચાલવાનો સરસ પ્રયત્ન કરી રહ્યા છે. મહાન ફ્રેન્ચ ઋષિ રોમા રોલાએ દૂરથી જ ગાંધીજી વિષે સાંભળ્યું હતુ પણ પોતાની પ્રતિભાના ઓજસથી તેમણે એમને પારખી કાઢ્યા અને પોતાની પ્રભાવશાળી કલમ એમનો પરિચય જગતને કરાવવામાં વવારી. થોડો થોડો વખત બાપુજીની સાથે રહેવાની તક મળેલી એવાં દિદી અને હિંદ બહારનાં ભાઈ–બહેનોએ પણ સુંદર સંસ્મરણો આપણે માટે લખ્યાં છે મિસિસ પોલાક, કુમારી મ્યુરિયલ લિસ્ટર તેમ જ લૂઈ ફિશરનાં નામો તેમાં ગણાવવા જેવાં છે. તાજામાં તાજુ સાહિત્ય ભાઈ રામચંદ્રને સરજ્યું છે. તેમણે ગાંધીજીના આશ્રમમા રહી રસોઈ અને પાયખાના–સફાઈ કરતાં કરતાં પોતાની

ભક્તિમૂર્તિને કેવી માર્મિક આંખે જોઈ છે! આ સૌ ભક્તોને હાથે સર્જાયેલા સાહિત્યમાં રાવજીભાઈની ભક્તિભીની કલમે કમાલ કરી છે. દક્ષિણ આફ્રિકાના દિવસોથી આજ ઘડી સુધીના અનેક પ્રસંગોનું કીર્તન તેમણે એવી સુંદર રીતે કર્યું છે કે જાણે તે પ્રસંગો આજે આપણી આંખ સામે બની રહ્યા હોય એવા આબેહૂબ આપણને દેખાવા લાગે છે.

રામભાઈ પણ ગાંધીભક્ત જ છે. આવા ભક્તોના સાહિત્યમાં તે ભક્તિભાવથી વિચર્યા છે અને પોતાની ભક્તિ અને કળાનો ઓપ ચડાવી આ સુંદર વાર્તા આપણા માટે રચી છે.

ગાંધીબાપુએ પોતેય પોતાની આત્મકથા લખી છે. રામભાઈએ એમાંથી પણ આ વાર્તા માટે ઘણું ઘણું તારવી લીધું છે. એમાંથી તારવતાં કોઈ પણ કળાકારનું પારખું થઈ જાય તેવું છે. ભક્તોના રચેલા સાહિત્યમાંથી લેવું એ તો તૈયાર રાંધેલી વસ્તુઓમાંથી પીરસવા જેવું સહેલું કામ છે, પણ ગાંધીબાપુના પોતાના લખાણમાંથી શું લેવું, કેટલું અને કેમ લેવું એ ભારે વિવેકશક્તિ માગી લે તેવું છે. ગાંધીજીએ કંઈ આત્મકથા લખી નથી. તેમણે તો પોતાનાં નાનાં-મોટાં ચરિત્રોને સત્યની કડક કસોટી પર કસીને તેનાં પરિણામો જગતની સામે મૂક્યાં છે. '**मो सम कौन कुटिल खल कामी**' એવી સંતકવિ સુરદાસજીની મનોવૃત્તિમાં આવીને તેમણે આત્મકથા લખી છે. પોતાના જીવનના રૂડા બનાવોના વર્ણનમાં તેમને રસ નથી. તેમને તો પોતે સત્ય ક્યાં ક્યાં ચૂક્યા અથવા ચૂકવાની અણી ઉપર હતા અને પ્રભુકૃપાથી કેવી રીતે આખરે સત્યનો જય પોતાના જીવનમાં થયો એ બતાવવામાં જ રસ છે. એ પ્રસંગો પોતાની વાર્તામાં કેવી રીતે ગૂંથવા એ વાર્તાકારની કળાને કસોટીએ ચડાવે તેમ છે. તે પ્રસંગોને છોડી દઈને છટકવું એ પણ ચાલે તેમ નથી, કારણકે

તે વખત ગાંધીબાપુ જેવા સત્ય-ઉપાસકનુ જીવનચરિત્ર પ્રાણ વિનાના ખોળિયા જેવુ જ થઈ પડે કળા સાથે જેની પાસે ભક્તિ હોય તે જ વાર્તાકાર એ કામમા સફળ થવાની આશા રાખી શકે રામભાઈ પાસે કળા પણ છે અને ભક્તિનો વહેતો ઝરો પણ છે એ તેમના ઉપર ઈશ્વરની એવડી કૃપા છે

*

રામભાઈએ વર્ષોથી કલમ ચલાવવા માંડી છે, પણ તેમની ખરી કળા અને ખરી ખૂબી મોઢે વાર્તા કહેવાની છે લેખક કરતા વાર્તા કહેનાર તરીકે જ તેમને હુ ઓળખુ છુ હુ ધારુ છુ સૌ એમ જ ઓળખે છે તેમણે ગાંધીબાપુની આ ચોપડી જેવી સુંદર લખી તેવી ગાંધીબાપુની વાર્તા પોતાની જીવતી વાણીથી ગામડે ગામડે શ્રોતાઓને સંભળાવતા પણ રહે એવુ હુ માગુ છુ લોકો સમજતા જાય છે તેમ તેમ એમનુ મો મિઠાતુ જાય છે રામભાઈને એવ [illegible] ન થાઓ

કેવા સુંદર સાધનો હતા! માણભટ્ટની ભાગતકથામાં, હરિકીર્તનોમાં અને ગમલીલાઓમાં સંગીત અને નાટકના અંગો ઉમેરીને તેને વધારે લોકપ્રિય અને લોકભોગ્ય બનાવવામાં આવતા આ સંસ્થાઓ ચાલુ હતી ત્યારે અભણ મજૂરો અને સ્ત્રીઓ પણ ઊંડા ધર્મવિચારો કરતા અને સમજતા. તે પ્રસાદ જવાથી દેશની જનતા દિવસે દિવસે જડ, મૂઢ અને ધર્મસૂની થતી ચાલી છે ગમભાઈ જેવા વાર્તાકારોએ તે ચાલ સજીવન કરી 'ગાંધીગંગા' વહેવડાવતા ફરવાની હવે જરૂર છે

માત્ર તેમ કરતા પુરાણનો જૂનો ઢાંચો હવે બહુ કામમાં લેવા જેવો નથી અદ્ભુતરસ અને હાસ્યરસના ગેલા ચલાવવા એ આમાં નહિ ચાલે. ગાયન, નાટક, ઉપાખ્યાનો આમાંયે આવશે પણ 'અમુક વખતે શેષનાગે આવી ગાંધીબાપુને માથે છત્રછાયા ધરી અથવા ગાંધીજી પોપટ થઈને જેલમાંથી ઊડી ગયા' એવા એવા ચમત્કારો ઉમેરવાની સખત મનાઈ રહેશે 'ગાંધીગંગા' મારફત ગાંધીબાપુને અવતાર બનાવી અંધભક્તિ ચલાવવાની નથી, તેની મારફત પ્રજામાં સત્ય અહિંસા આદિનો પ્રેમ જગાવવાનો છે, ત્યાગ અને દેશભક્તિ દાખલ કરવાના છે, રેંટિયા જેવા યજ્ઞકર્મોનો પ્રચાર કરવાનો છે, અસ્પૃશ્યતા જેવા પાપ બાળવાના છે, પ્રજાનો મરણભય મટાડવાનો છે. તેથી હકીકતોને સત્યનિષ્ઠાથી વફાદાર રહેવું પડશે 'ગાંધીગંગા'ના કથાકારમાં સૂક્ષ્મ કળા જોઈશે, માણભટ્ટ કે પુરાણીની જાડી કળાથી તેનો અર્થ સરશે નહિ

અલબત્ત, પોથીમાંના રીંગણાવાળા પુરાણીઓ આ કામ કરી શકશે નહિ જ આપણી પાસે મહાદેવભાઈનો ઉજ્જ્વળ દાખલો છે. એમણે જેટલું ગાંધીચરિત્ર વર્ણવ્યું તેટલું જીવનમાં ઉતાર્યું હતું. તે જીવનમાં જેટલું ઉતારી શકતા તેટલું જ વર્ણવી શકતા જીવનમાં ઉતારતા તેમને ઘણીવાર બહુ બહુ મહેનત અને મથા-

ભણ થતી ત્યાર તેમનુ લોહી બળી જતુ અને ઊંઘ ઊડી જતી છેવટે જ્યારે મથન ફળતુ અને શાતિ વળતી ત્યારે જ તેમની કલમ ચાલતી ગાધીગગા ' ગાનારાએ એના બનવુ પડશે. તેમણે માત્ર પોતાની વાક્ચતુરાઈ અને કળાને જોરે કામ કરવાનુ નથી, પણ સાથે સાથે પોતાના જીવનથી પણ એ કળામા જીવ મૂકતા જવુ પડશે

*

આ પુસ્તકનુ પહેલી વારનુ નામ યુગાવતાર ગાધી' હતુ ગાધીબાપુ યુગાવતાર તો છે જ પણ આ પુસ્તક પડિતો અને રાજદરબારીઓને માટે લખાયુ નથી જેમને માટે તે લખાયુ છે તે ગ્રામવાસીઓને અને બાળકાને અને સ્ત્રીઓને તો આ પુસ્તકનુ નામ ' ગાધીબાપુ ' પડ્યુ તે ઘણુ જ પ્રિય થઈ પડશે પુસ્તક પોતે સરસ છે જ, પણ હવે આ મોહક નામ પણ તેને લોકપ્રિય બનાવવામા મોટો ભાગ ભજવશે

ગાધીબાપુની જે કથાઓ કહેવાય તો તેને માટે મે ઉપર ગાધીગગા' એવુ નામ સૂચવ્યુ છે તે વાચક પકડી પાડ્યુ હશે રામકથાને રામાયણ કહે છે, કૃષ્ણકથાને ભાગવત કહે છે, તેમ ગાધીબાપુની કથા રામભાઈ જેવા કહેતા હશે ત્યારે 'ગાધીગગા' માડી છે એવો ભાષાપ્રયોગ લોકો કરશે

*

અત્યાર સુધી આ વાર્તા અને તેના વાર્તાકારની દૃષ્ટિએ કઈક કહ્યુ હવે એક શબ્દ વાચનારને ઉદ્દેશી ?

આ માત્ર વાચવાની અને સાભળવાની વસ્તુ નથી એ જીવનમા મૂકવાની વસ્તુ છે ગાધીબાપુ કહેતા નહી થાકતા જ નથી ક પોતે કાઈ દેવ નથી ક કશી અસાધારણ શક્તિ ધરાવતા

નથી. આપણને સૌને જેવી ઇન્દ્રિયો અને શક્તિઓ આપીને ઈશ્વરે જન્મ આપ્યો છે તેવી અને તેટલી જ સાથે એમને પણ જન્મ આપ્યા હતા એમની પાસે જે કઈ વિશેષ હોય તો તે સત્ય-અહિંસાનો આગ્રહ છ તેમના જેવો આગ્રહ આપણે કોઈ પણ ધારીએ તો કેળવી શકીએ છીએ અને જીવનમા પચરો કરી શકીએ છીએ. આપણુ આત્માનુ આળસ ઊડે અને આપણામા એવુ ધારવાની પ્રેરણા ઊડે એ માટે આ વાર્તા લખાઈ છે રામભાઈની વતી એમના વાચકોને મને કહી લેવા દો કે :

" ગાવા શુણવા ને
વાહવા કરવા
નથી મળાતા આ વાણી રે,
મે નથી મઢાની આ વાણી
સત્યનુ વ્રત લેશે,
પ્રેમનો પથ લેશે,
તેણે વાચી આ મારી કહાણી રે,
સાચી તેણે વાચી આ મારી કહાણી."

વેડછી આશ્રમ
તા. ૩૧-૩-૪૯

જુગતરામ દવે

## ‘ સૂરજનાં કિરણ કેમ વરણાય ? ’

ગાંધીજીનું ‘જીવનચરિત’ મને કોઈ લખવાનું કહે તો હું ના પાડું. કોઈ એકલો એનું ચરિત લખવાને તૈયાર થાય તો હું એને ધૃષ્ટ નહિ તો પોતાની શક્તિ વિષે વધારેપડતો વિશ્વાસ રાખનાર માનું. ગાંધીજીનું જીવનચરિત્ર લખવાની વાત સૂર્યકિરણ ઝીલવાના મનોરથ સેવવા જેવી હું માનું છું. રૂપકની ભાષા જવા દઈને કહું તો ગાંધીજીના જીવનના એટલા બધા કાર્યવિભાગો છે, એની વિગતો એટલી બધી છે કે અનેક માણસો મળીને કદાચ થોડોઘણો ન્યાય તેને આપી શકે. એમનું જીવન, જેમાં પ્રતિપળે વિકાસ થતો જાય છે, અને જેની પ્રતિપળ એકબીજીની સાથે અજબ ઈશ્વર-પ્રણિધાનથી સંકળાયેલી છે, તે જીવનની પળોની નોંધ તો એઓ પોતે રાખી શકે કે ઈશ્વર રાખી શકે. એ અસંખ્ય પળોમાંની ખોબા જેટલી પળોની નોંધ પણ સત્યનો જે પરમ ઉપાસક હોય તે જ લઈ શકે. માટે જ જાણે આ મહાભારત કાર્યની અસાધારણ કઠિનાઈ જોઈને જ ગાંધીજીએ પોતાની આત્મકથા લખવાનું કામ માથે લીધું અને ૧૯૨૦ આગળ આવીને તે પણ બંધ કર્યું.

આ બધું લખવાનો અર્થ એ નથી કે ભાઈ રામનારાયણ પાઠકે ‘ યુગાવતાર ગાંધી ’ લખીને ન કરવાનું કામ કીધું છે. ભાઈ રામનારાયણનો હેતુ તો પરિમિત છે. આત્મકથા, નવજીવન કે હરિજન પણ ન સમજી શકે એવા ખેડૂતો, મજૂરો અને એવા જ અભણ-

વર્ગના જે લોકો હોય તેઓને ગાંધીજીના પરિચયની સાદી-સીધી ભાષામાં થોડી સામગ્રી પૂરી પાડવી જોઈએ, એ હેતુથી આ પુસ્તક લખાયું છે.

એ દૃષ્ટિએ જોતાં ભાઈ રામનારાયણે સીધી-સાદી ગરગથ્થુ ભાષામાં લખેલું પુસ્તક, જેમાં ગાંધીજીના જીવનની મોટી મોટી હકીકત તારીખવાર અને ચોક્કસાઈથી સંગ્રહાયેલી છે, એ પુસ્તક જેઓ વાંચી શકશે તેમને ગાંધીજીના જીવનચરિત્રના મૂળ આધારો-એમની આત્મકથા, એમના લેખો અને એમનાં ભાષણો-તરફ વળવાની રુચિ ઉત્પન્ન થશે તોયે આ પુસ્તક તૈયાર કરવાનો ભાઈ રામનારાયણનો શ્રમ સફળ ગણાશે.

**મહાદેવ હરિભાઈ દેસાઈ**

[ 'યુગાવતાર ગાંધી' ની પ્રસ્તાવનામાંથી ]

# બે બોલ

એકવાર સદ્ગત ગિજુભાઈએ મને વાતવાતમાં કહ્યું : 'આપણા દેશના જીવત મહાપુરુષોનાં ચરિત્રો કુમારો વાંચીને સમજી શકે એવી ભાષામાળા આપવાની ખાસ જરૂર છે' આ વાતચીતથી પ્રેરાઈને મે ગાધીજીને લગતા પુસ્તકો વાચવાની શરૂઆત કરી વાચતા વિચાર થયો કે આત્મકથા, નવજીવન, હરિજન કે દ આ સત્યાગ્રહ વગેરે પુસ્તકો પોતાની મેળે વાચીને સમજી ન શકે એવા વર્ગો તો ઘણા છે વીરમગામ તાલુકામા ખેડુતો આગળ, પોરબદર–પથકમા મેર, હરિજન તથા થોડુ ભણેલી સ્ત્રીઓ આગળ ઉપરોક્ત પુસ્તકો વાચી સભળાવતા મને એ અનુભવ થયેલો. આથી માત્ર કુમારોને જ નજર સામે ન રાખતા ઉપરના દરેક વર્ગના સ્ત્રી–પુરુષોને ઉપયોગી થાય તેવુ ગાધીજીનુ ચરિત્ર સળગ કથાના રૂપમા લખવાનો મે પ્રયત્ન શરૂ કર્યો પરિણામે 'યુગાવતાર ગાધી' ત્રણ ભાગમા બહાર પડ્યુ

એ પુસ્તકની નકલો ખલાસ થવાથી આજે નવી આવૃત્તિ બહાર પાડવાનો વખત આવ્યો છે. તે વખતે 'યુગાવતાર ગાધી'મા રહી ગયેલી ઊણપો દૂર કરવાનો પ્રયાસ કર્યો છે.

સદ્ગત મહાદેવભાઈએ 'યુગાવતાર ગાધી'ની પ્રસ્તાવનામા બે સૂચના કરી હતી પુસ્તકનુ નામ સાદુ હોવુ જોઈએ અને શરૂઆતના જીવનને વધારે વિસ્તારથી લખવું જોઈએ. આ બંને

સૂચનાનો આ વખતે અમલ કર્યા જ આમવગની ઝુભને ટગવે રમતુ 'ગાધીબાપુ નામ રાખ્યુ દ પૂર્વજીવનની કથા વિસ્તાર થી લખી છે ઉપરાત 'યુગાવતાર ગાધી બહાર પડ્યા પછીના નવ વર્ષના ગાળામા ગાધીજીના જીવનને નગતા અનેક પુસ્તકો બહાર પડ્યા છે તેમાથી કેટલાક સુદર પ્રસગા મળ્યા છે વળી ગાધીજીના પૂર્વજોની અને બાળપણની હકીકત તેમના નજીકના સગા-સબધીઓ પાસેથી મળી છે

ગજકોટમા પૂ ગોકીબહેનને મળવા ગયો ત્યા તઓ પાપડ વણતા હતા મળવાનુ કારણ મે જણાવ્યુ એટને સામે બેસ અને વાત નક કરી પોતાનો ભાઈ જગતભરમા અવતારી પુરુષ તરીક પૂજાય છ એમ જાણનારી બહેનનુ હૈયુ કેવુ હોય એ જોઈ ને પાવન થયા બાળપણની વાત કરતા તેમણે કહ્યુ વિલાયત જવુ'તુ ત્યાર ભાઈ ફક્ત અઢાર વરસના હતા બાની રજા મળતી નહોતી બાના ખોળામા સૂઈ જઈ ને મનાવે-બા, તુ જોજે તો ખરી હુ વિલાયતજઈ ને કેવો હોશિયાર થઈ આવુ છુ! બારિસ્ટર થઈ ને આવીશ ને મારા બાપુની ગાદી સાચવીશ છવટે પ્રતિજ્ઞા લીધા ત્યાર બાએ રજા આપી

મુબઈમા રહેતા તે વખતની વાત કરતા મ્હે ભાઈ ને ખાવાનો બહુ શોખ અથાણાના બાટના દળેનુ મીઠુ-મધુ અહીથી મંગાવે પરણપોળી એમને બહુ ભાવે જે દી પૂરણ પોળી થાય તે દિવસે રસોડામા આવીને કહેશે-ત્રણ ટક થાય એટલી કરી છે ને? હુ તો વિચારમા પડી જાઉં છુ કે આવો સ્વાદિયો ભાઈ સાવ ત્યાગી થઇ ને બેઠો!

સાબરમતી આશ્રમના અનુભવ વણવતા કહ્યુ વર્ષના ઊઠીને દળવા બેસુ ત્યા બાબો આવીને મને કહે-તમે રહેવા દ્યો લાવો હુ બેસુ અમારી નણદ-ભોજાઇની રકઝક ચાલતી

હોય ત્યાં ભાઈ આવી ચડે. ભાભીને કહેજે—ભલે બહેન દળે, તું પછી બેસજે. ખાય એણે દળવું તો જોઈએ જ ને!'

મેં સંકોચપૂર્વક પ્રશ્ન કર્યો: 'તમે આટલા બધા પાપડ કેમ વણો છો?' 'વણાવા આવ્યા છે' સરળભાવે તેમણે કહેલું. 'આપણું શરીર ચાલતું હોય ત્યાંસુધી થાય એટલું કામ તો કરવું જ જોઈએ ને? વળી હવે કાંઈ ભાઈ બારિસ્ટરી થોડા જ કરે છે? એ તો સાધુ થઈ ગયા છે, એટલે ઈ મોકલે એ ધર્માદો કહેવાય ના? જેટલું ધર્માદાનું ઓછું ખવાય તેટલું સારું.'

'બાપુજી મોટા કે તમે?'

'મારા પછી કરસનદાસ અને તેના પછી મોહનદાસ. મારાથી ભાઈ પાંચ વરસે નાના.' એટલું કહેતાં એમની આંખ ભીની થઈ. હાથ જોડીને બોલ્યા: 'ભગવાન એને કરોડ વરસના કરે!'

નમસ્કાર કરી હું નીચે આવ્યો ત્યાં આદીલશાહવાળા શ્રી. ચકુભાઈએ વાત કરી. 'આ મકાનમાં ફોઈબા એક વરસથી આવ્યાં છે. ત્યાર પહેલાં અહીં કોઈ હાથે દળતું નહિ. આજે લગભગ દરેક ઘરમાં ઘંટી આવી છે.' દયારામના ભજનની લીટી મને યાદ આવી:

તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે
તો તું વૈષ્ણવ સાચો—

પરમ વૈષ્ણવનાં ભગવતી બહેનને મનથી ફરી પ્રણામ કર્યા.

પોરબંદરમાં સ્વ૦ કાળીદાસભાઈ ગાંધી જીવતા ત્યારે તેમને ઘેર વારંવાર જવાનું બનતું. કોઈ વાર જઈએ ત્યારે તેઓ ઊભા સાવરણીથી ફળિયું વાળતા હોય, કાં પાયખાનું સાફ કરતા હોય, ૭૫ની એટલી ઉંમરે બેડું લઈને મેડે ચડતા હોય. ગાંધીજીની વાત નીકળતાં તેમની આંખ ચમકી ઊઠે અને પછી પ્રવાહ

ચાલે 'અમે તો વેપાર કરવા આફ્રિકા ગયેલા ભાઈએ બધાને બાવા બનાવ્યા!' સત્યાગ્રહની વાત નીકળતા કહે 'અમે ફળની રેકડીઓ ફેરવીને જેલમા ગયેલા' પછી જેલના દુખને કેવી ગમ્મતભરી રીતે ભોગવ્યા એની વાતો ચાલે પણ કોઈ વાર નિસાસો નાખીને બોલી ઊઠે 'ભાઈ ભોળિયો બાદશા' છે! દુનિયા બાહુ લુચ્ચી છે ઇશુની જેમ ભાઈને ચડાવી દેશે!'

શ્રી અભેચદભાઈ ગાધીને પોરબદરમા તેમને ઘેર મળ્યો તેમણે આફ્રિકાની વાતો કરી પછી ઊઠીને ઓરડામા આવ્યા એક ફોટો બતાવ્યો લશ્કરી પોશાકમા સૌ બેઠા હતા માથે વાકી હેટ, કોટ, પેન્ટ, બટ, મોજા બધાનો વટ પડતો હતો બોઅર યુદ્ધ વખતે ઘાયલની સારવાર કરનારી ટુકડી ગાધીજીએ ઊભી કરી હતી 'આ વચ્ચે બાપુજી બેઠા છે અને આ હુ' આગળ ચાલતા કહે 'અમારે કેટલીક વાર ચાલીસ ચાલીસ માઈલની મજલ કરવી પડતી બાપુજીના પગમા ચીરા પડતા, લોહી નીકળતા પણ તોય કૂચમાં સાથે રહેતા રાત્રે મને કહેશે 'અભેચદ, પગમા તેલ પૂર એટલે સવારે જરા ફરવા પડે' ગોળીઓના મારા વચ્ચેથી પણ ઘાયલોને ઉપાડી જવાના પ્રસગો આવતા તે વખતના ગાધીજીના શરાતનની વાતો કરી

શ્રી માણેકલાલભાઈ ગાધી તો પોતાના પૂર્વજોની અને ગાધીજીની વાતો જ્યારે મળીએ ત્યારે ગૌરવપૂર્વક અને રસથી કહેતા થાકે જ નહિ ગાધીજીના જન્મસ્થાને વસતા તેમના મામાની દીકરી બહેન ફૂલકુવરબહેન અને તેમનો પરિવાર જે કોઈ દર્શને આવે તેમને અત્યત પ્રેમાદરપૂર્વક બધુ બતાવે તેમણે ગાધીજીના મોસાળપક્ષની મહાનુભાવતાના કેટલાક પ્રસગો કહી સભળાવ્યા

જે મહાપુરુષનું જીવન મહાસાગર જેટલુ વિશાળ અને ગભીર, રસાળ અને સમૃદ્ધ છે એમના જીવનપ્રસગો કહેતા-સાભળતા પાર

આવે જ નહિ. એને કાગળ પર ઉતારવું લગભગ અશક્ય ગણાય. તેમાંથી કેટલાંક મોતી-બિંદુઓ સળંગ કથારૂપે અહીં રજૂ કર્યાં છે. મહાસાગરમાં પડેલો મરજીવો સાચાં મોતી શોધતાં મૂંઝવણ અનુભવે તેવી મૂંઝવણ પ્રસંગોની તારવણી અને ગૂંથણી કરતાં મેં અનુભવી છે.

વાચકવર્ગ મારી મર્યાદાનો વિચાર કરી ઊણપ નિભાવી લેશે એવી આશા અને પ્રાર્થના છે.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

રામનારાયણ પાઠક

# ૧

## જન્મભૂમિ

કાઠિયાવાડને આથમણે કિનારે પોરબંદર આવેલું છે જૂના વખતમાં શ્રીકૃષ્ણના પરમમિત્ર અને ભક્ત સુદામા ત્યાં વસતા હતા તેથી પોરબંદરને સુદામાપુરી પણ કહે છે અને તે યાત્રાનું સ્થળ મનાય છે

ભક્તકવિ નરસિંહ મહેતાની તપોભૂમિ જુનાગઢ, પ્રાચીનકાળથી જાણીતું જ્યોતિર્લિંગવાળું પ્રભાસપાટણ અને શ્રીકૃષ્ણની રાજધાની દ્વારકા – એ ત્રણે તીર્થસ્થાનથી પચીસ–ત્રીસ ગાઉને અંતરે અરબી સમુદ્રને કાંઠે પોરબંદર આવેલું છે

ભરતખંડના અડસઠ તીરથ કરવા નીકળેલો યાત્રાળુ કાઠિયાવાડમાં આવે છે ત્યારે પ્રથમ ગિરનાર જાય છે ત્યાંથી દક્ષિણમાં પ્રભાસપાટણ થઈ પગપાળો દરિયાને કાંઠે કાંઠે ચાલે છે ચોરવાડ, માંગરોળ, માધવપુર થઈ પોરબંદર પહોંચે છે ત્યાં સુદામાજીના દર્શન કરી આગળ દ્વારકા જવા ઊપડે છે કાઠિયાવાડ પ્રાંત અરબી સમુદ્રમાં ભારતમાતાની જમણી ભુજાની હથેળી જેવો શોભી રહ્યો છે ભાવનગરથી દ્વારકા સુધીનો દરિયાકાંઠો બસો–અઢીસો માઈલ સુધી લંબાયેલો છે એક બાજુ ક્યાંક હરિયાળી, ક્યાંક વેરાન ધરતી, અને બીજી બાજુ સાગરના આસમાની નીર વચ્ચે ધોળા

તલ ઊપણીને પાળ કરી હોય તેવી ઝીણી રેતીની દૂધ જેવી ઊજળી કિનાર દીપી રહી છે. પગપાળો પ્રવાસ કરનારને અરબી સમુદ્ર ઘેરા નાદે સંગીત સંભળાવ્યા કરે છે.

કાઠિયાવાડને જૂના કાળમા સૌરાષ્ટ્ર કહેતા. ગામઠી ભાષામાં એનું નામ સોરઠ પડ્યું. સોરઠની ભૂમિ લાંબા સમયથી સંતો, શૂરવીરો અને મુત્સદ્દીઓને માટે જાણીતી છે. ધર્મને કાજે, માનવતાની અને ભૂમિની રક્ષાને અર્થે, વેપારની ખિલવટને માટે સોરઠી સંતાનોએ ભારે આપભોગ આપ્યાના દાખલા ઇતિહાસમાં નોંધાયા છે.

કાઠિયાવાડનો દીવથી માધવપુર સુધીનો પ્રદેશ 'લીલી નાઘેર' તરીકે વખણાય છે. પોરબંદર એ પટ્ટીથી થોડું દૂર પડી ગયું છે, છતાં તળપદમાં દૃષ્ટિસૌંદર્ય જોવા મળે છે. એક બાજુ બરડો ડુંગર આસમાની છત્ર ધારણ કરીને ઊભો છે, બીજી બાજુ બિલોરી કાચ જેવાં સાગરનાં મોજાં રાતદિવસ ઘેરા નાદે ઘૂઘવી રહ્યા છે. દરિયાકિનારે સરુ અને નાળિયેરીની કતાર લાગી છે. પરદેશ ખેડીને કમાયેલ ધનાઢ્યોની હવેલીઓ સમુદ્ર સામે ઝૂકી રહી છે. અગાસીઓવાળાં પાકા પથ્થરનાં મકાન એકસરખાં શોભી રહ્યાં છે. વચ્ચોવચ્ચ માનવ-જીવનના હૈયામાં ધર્મભાવના દીપે તેમ સુદામામંદિરની ધજા ફરકી રહી છે. અને સૌથી ઊંચી દીવાદાંડી દૂર દૂરનાં વહાણોને સાચો રાહ બતાવતી ખડી છે.

આવા ધાર્મિક, સુંદર, સાહસિક અને સમૃદ્ધ પોરબંદર શહેરમાં સંવત ૧૯૨૫ના ભાદરવો વદ બારસને દિવસે ગાંધીબાપુનો જન્મ થયો હતો

# ૨

## વડવાઓ

ગાંધીજીના વડવા પહેલા કુતિયાણામા રહેતા કુતિયાણા જુનાગઢ અને પોરબદરની વચ્ચે ભાદર નદીને તીરે આવેલુ છે ગાધીજીના પરદાદા રામજી ગાધી પોરબદર રાજ્યમા દફતરી તરીકે નિમાયા ત્યારથી એ રાજ્ય સાથેનો ગાધી-કુટુબનો સબધ જોડાયો આજે જેને 'હજૂર સેક્રેટરી' કહે છે તેને જૂના વખતમા દફતરી કહેતા એટલે રાજ્યમા દફતરીનો હોદ્દો સારી લાગવગ ધરાવતો રામજી ગાધીના પુત્ર રહીદાસ ગાધી અને તેમના પછી રહીદાસ ગાધીના બને પુત્રો હરજીવન ગાધી તથા દમન ગાધી પણ વારાફરતી પોરબદર રાજ્યમા દફતરી હતા

પેઢી-દર-પેઢી પોરબદર રાજ્યમા ઊચી પાયરીની નોકરી ચાલુ રહેતા ગાધી-કુટુબે કુતિયાણા છોડ્યુ અને પોરબદરમા કાયમી વસવાટ કર્યો

હરજીવન ગાધીના પુત્ર અને ગાધીજીના દાદા ઓતમચંદ ગાધી એ વખત સુધીના થયેલા કુટુબના પુરુષોમા સૌથી જબરા પુરુષ થઈ ગયા તેમને ઓતા ગાધી કહેતા દફતરીમાથી દીવાન-પદે પહોચનાર ઓતા ગાધી જ હતા ઊચુ પડછંદ શરીર, ભરાવદાર મૂછો, તેજસ્વી આખો, અર્ધે માથે ઝગારા મારતુ

કપાળ, ઘૂંટણ સુધી પહોંચતા હાથ–ઓતા ગાંધીનો પ્રભાવ જોઈ ભલભલા થડકી જતા. ગાંધીબાપુની વિશાળ તેજસ્વી આંખો, મોટા કાન, લાંબા હાથ, તથા તેમનામાં દેખાતા બીજા કેટલાક ઉમદા ગુણોનાં મૂળ છેક ઓતા ગાંધીમાં આપણને જોવા મળે છે.

મૂળનો દોરો ફૂટતો આવતો હતો ત્યારે ઓતા ગાંધી કુતિયાણેથી પોરબંદર ધંધો–રોજગાર શોધવા આવ્યા. તેમના કાકા દમન ગાંધી રાજ્યના દફતરી હતા. એમની લાગવગથી ઓતા ગાંધીને ભીડી માંડવીનો ઇજારો મળી ગયો.

એ જમાનામાં પોરબંદરનો દરિયાઈ વેપાર સારો ચાલતો હતો. આવતા-જતા માલ પર દાણ ઉઘરાવવાનું કામ જવાબદારીવાળું ગણાતું. ઓતા ગાંધીએ પોતાની આહોશીથી એ કામ સંભાળી લીધું. વખત મળ્યે પોતાના કાકા દમન ગાંધી પાસે કચેરીમાં જઈ દફતરીનું કામ પણ શીખવા લાગ્યા. ધીમે ધીમે તેમાં પાવરધા થયા. પછી તો બાપની ગેરહાજરીમાં દીકરો દુકાન સંભાળે તેમ દમન ગાંધીની ગેરહાજરીમાં પોતે દફતરીનું કામ સંભાળવા લાગ્યા.

એકવાર રાણા વિક્રમાતજીએ કામ પડતાં દમન ગાંધીને બોલાવ્યા. દમન ગાંધી હાજર ન હતા. તરત સમયસૂચકતા વાપરી ઓતા ગાંધી રાણા સાહેબ પાસે હાજર થયા. નમસ્કાર કરીને ઊભા રહ્યા. વિનયથી પૂછ્યું: ' મારા કાકા કામસર બહાર ગયેલ છે, કંઈ જરૂરી કામ હોય તો ફરમાવો, હું પણ આપનો જ નોકર છું.'

રાણા સાહેબ આ ઊગતા જુવાનની હિંમત ઉપર ખુશ થયા. કામ બતાવ્યું અનુભવી અધિકારીના જેટલી કુશળતાથી ઓતા ગાંધીએ એ કામ બજાવ્યું. રાણાની નજર ઓતા ગાંધી પર ઠરી. વળતે દિવસે તેમણે ઓતા ગાંધીને ફરી બોલાવ્યા અને કહ્યું :

'ઓતા, તારી હોશિયારી અને હિંમત જોઈ હું રાજી થયો છુ તને એક અઘરુ કામ સોંપવુ છે બોલ, તુ કરી શકીશ?'

'આપની કૃપા હશે તો ગમે તેટલુ અઘરુ કામ પણ સહેલુ થઈ જશે.'

'ત્યારે જો, માધવપુરનો ઇજારદાર આપણને ગાઠતો નથી ભરણાના હપતા વખતસર ભરતો નથી એને સીધો કરવો છે'

'આપો હુકમ. આજે જ હુ માધવપુર જવા તૈયાર છુ.'

'પણ એ કામ તુ કેવી રીતે કરી શકીશ એ મને પહેલા સમજાવ, પછી હુકમ આપુ'

'એનુ આપને શુ કામ છે? રામના નામથી પથ્થર તર્યા એમ આપના નામથી કામ પાર પડશે. મારે વાસે હાથ મૂકો એટલે કામ પત્યુ સમજો!'

રાણા સાહેબની છાતી આનંદથી ઊછળી રહી તેમણે નવજુવાન ઓતા ગાધીને માથે હાથ મૂકયો અને ઓતા ગાધી માધવપુર જવા ઊપડ્યા

ઇજારદારને સીધો કર્યો, એટલુ જ નહિ, જુનાગઢના નવાબને મળીને પોરબદરથી માધવપુર સુધીના દરિયાકાંઠાનો કાયમી હક્ક પણ મેળવતા આવ્યા આવી મહત્ત્વની સધિનો રુક્કો રાણા સાહેબના હાથમા મૂકયો તે જ વખતે ઓતા ગાધીને રાણા વિક્રમાતજીએ દીવાનગીરીનો પોશાક ભેટ કર્યો ઓતમચદ ગાધીએ પોતાની સચ્ચાઈ, પ્રમાણિકતા, હિંમત અને મુત્સદ્દીગીરીથી દીવાનપદને શોભાવ્યુ.

રાણા વિક્રમાતજી બહુ જીવ્યા નહિ. તેમના કુવર સગીર હતા તેથી રાણીના હાથમા સત્તા હતી ઓતા ગાધી રાણીની વતી રાજકારભાર ચલાવતા. રાણી સત્તાપ્રેમી અને આપખુદ હતી.

કોઈ કોઈ વાર પ્રજાનુ હિત વિચારી ઓતા ગાધીને રાણીની સામે પડીને કામ કરવુ પડતુ ગણીનો રાર રહોરાને પણ ગાય ન છોડવાનો ઓતા ગાધીનો સ્વભાવ હતો

આપણા ગાધીબાપુમા જે અડગ સત્યાગ્રહીનો સ્વભાવ આપણે જોઈએ છીએ તેનુ મૂળ દેખાડતો એક ભવ્ય પ્રસગ ઓતા ગાધીના જીવનમા બન્યો હતો

અત્યાર આપણે 'ખજાનચી' કહીએ છીએ તેને પહેલા 'ભડારી' કહેતા ખીમો કાશની પોરબદર રાજ્યનો ભડારી હતો તેનો સ્વભાવ પેસા સાચવવાનો હતો એ ખૂબ કરકસરથી અને ચોકસાઈથી નાણા વાપરતો રાણીના હાથમા સત્તા આવતા તેની માનીની દાસીઓએ કોઠારી પાસે પૈસાની માગણી કરી રાજ્યના ભના ખાતર ખીમાએ એ રીતે છૂટે હાથે પૈસા વેરવાની ના પાડી આથી દાસીઓ ચિડાઈ ખીમા કોઠારી વિરુદ્ધ તેમણે ગણીના કાન ભભેરવા શરૂ કયા એકવાર તો કારમુ આળ ઓઢાડયુ બસ, રાણીનો મિજાજ હાથ ન રહ્યો એણે તરત જ ખીમાને કદ કરવાનો હુકમ કર્યા

ખીમો ભાગી ઓતા ગાધીને શરણે ગયા ઓતા ગાધી રાણીનો જિદ્દી સ્વભાવ બરાબર જાણતા હતા, છતા ખીમાને પોતાના ઘરમા રાખ્યા અને જીવતદાન દીધુ

રાણીને ખબર પડતા જ ઓતા ગાધીને તેડાવ્યા ગાધી નિર્ભયપણે ગયા ગણી સિહણની પેઠ ગરજી ઊઠી 'ગમે તેના હોય તમે મારા નોકર છો ખીમાને હાલ ને હાલ હાજર કરો!'

ઓતા ગાધીએ દૃઢ કલેજે જવાબ આપ્યો 'માર નાખ્યો આવેલાને હું નહિ સોપુ તમે રાણી સાચા, પણ મારી ટેક પટેલી મે એને જીવતદાન દીધુ છે તમારી મરજી હોય તો ખીમા ઉપર કચેરીમા કેસ ચલાવો'

ઓતા ગાધીનો મક્કમ જવાબ સાભળી રાણી વધારે છછડાઈ તમે ખીમાને નહિ સોંપો તો હુ લશ્કર મોકલીશ!"

ઓતા ગાધી ઊઠીને ઊભા થયા 'તમને ઠીક લાગ તેમ કરો મારા ખાળિયામા પ્રાણ છે ત્યા સુધી ખીમાને કોઈ હાથ નહિ અડાડી શકે!'

રાણી અને ગાધી બન્ને પોતપોતાની વાત પર મક્કમ હતા બે ડાહ્યા માણસોએ સમજાવટ કરી જોઈ, પણ રાણી એક ટળી બે ન થઈ એણે ઓતા ગાધીના ઘર ઉપર પોલીસ પલટણ મોકલી મકાન સામે તોપ ગોઠવી

આજે ગાધીબાપુના જન્મસ્થાન તરીકે જાણીતુ થયલુ એ જૂનુ બે મજલાનુ મકાન આ પ્રસગ રણમેદાન બન્યુ ઓતા ગાધીએ આખા કુટુબને એકઠુ કર્યું છ દીકરામાથી પાચ હાજર હતા તે ફરતા બેઠા વચ્ચે ઓતા ગાધી તેમણે પોતાની પાસે જ ખીમા કોઠારીને બેસાડ્યા શરણાગતનુ રક્ષણ કરવાની ભાવના સમજનારા વૃદ્ધ મા દીકરાઓને ગોદમા લઈ બેઠા હતા સૌએ ટેકને ખાતર બલિદાન આપવાની તૈયારી કરી ખોળામા આવી પડનાર હોલાને માટે પોતાનો સાથળ ચીરી માસ કાપી આપનાર શિબિ રાજાની સૌને વાત કરી સત્યને ખાતર ભગીને ઘેર વેચાનાર હરિશ્ચન્દ્રની કથા કહી સૌને ટેકને ખાતર શાતિથી આવી પડે તે સહન કરવાની પ્રેરણા આપી ઓતા ગાધીના અગરક્ષક તરીકે જે આરબો રહેતા તેઓ નીચે ઊભા રહ્યા એ અસલ ચાઉસ હતા તેમણે ઓતા ગાધીને કહ્યુ 'અમારા મુડદા ઉપર થઈને જ રાણીના માણસો મકાનમા દાખલ થઈ શકશે'

ભગવાન સત્યનિષ્ઠ માણસની તાવણી કરે છે, પણ એની પરીક્ષા પૂરી થતા એને અણીને વખતે દુ ખમાથી ઉગારી લે છ

અહીં પણ એમ જ બન્યું રાણી અને દીવાન વચ્ચે ઝઘડા ઊભો થયાના સમાચાર રાજકોટ એજન્સીની કોઠીમાં પહોંચી ગયા હતા એજન્સીના અધિકારીઓને દીવાનનો પક્ષ સાચો લાગ્યો તાબડતોબ તેઓ વચ્ચે પડ્યા રાણીની જીદ છોડાવી ખીમા કોઠારીને છૂટા કર્યા

આ રીતે ઓતા ગાંધીના સત્યાગ્રહનો વિજય થયો એ વખતે એમને સ્વપ્નેય ખ્યાલ નહિ હોય કે મારા દીકરાનો દીકરો આ સત્યના આગ્રહનો પાઠ આખી દુનિયાને ભણાવશે

ઓતા ગાંધીની જીત થઈ તેમની લાજ રહી પણ એમનું મન ખાટું થઈ ગયું રાણી સાથે ફરી અણબનાવ થાય તો સારું નહિ એમ વિચારી ઓતા ગાંધીએ પોરબંદર છોડ્યું

પોરબંદરથી કુતિયાણા આવી નિવૃત્ત જીવન ગાળવા લાગ્યા ઓતા ગાંધીને ઘોડેસવારીનો ભારે શોખ હતો તેમની પાસે એક અસલ મોરડી ઘોડી હતી સવારમાં ઘોડી પર રોજ બે ચક્કર લગાવી આવતા એ સિવાયનો બધો સમય પ્રભુભજન, કથાશ્રવણ અને સત્સંગમાં ગાળતા

કુતિયાણા જૂનાગઢ તાબાનું હતું ઓતા ગાંધીને જૂનાગઢના નવાબ સાથે જૂનો નાતો હતો તેથી ઓતા ગાંધી કુતિયાણે આવ્યાના ખબર સાંભળી નવાબે તેમને તેડું મોકલ્યું

ઓતા ગાંધી જૂનાગઢ ગયા ખૂબ મમતાથી માનપૂર્વક નવાબે પોતાને બોલાવ્યા છે એ ઓતા ગાંધી જાણતા હતા જેવા કચેરીમાં દાખલ થયા ત્યાર તેમણે નવાબ સાહેબને ડાબે હાથે સલામ ભરી. ડાબે હાથે સલામ કરવી એ અપમાન ગણાય બીજો કોઈ એ જમાને હોય તો એને કેદખાનાના દરવાજા જોવા પડે નવાબ સમસમી રહ્યા, પણ તેમને વિચાર થયો ઓતા ગાંધી જેવો સમજુ

માણસ વગર વિચાર્યે આમ ન કરે તેથી નવાબ અપમાન ગળી ગયા મો મરકાવીને કારણ પૂછ્યુ 'કેમ ગાધી, ડાબે હાથે સલામ ભરવાનું કેમ સૂઝ્યુ ?'

'જમણો હાથ તો, બાપુ, પોરબંદરના રાણાને દેવાઈ ચૂક્યો છે ! '

જે ગન્ય સામે પોતે ગિસાઈને ચાલ્યા આવ્યા છે તેની ગાદી પ્રત્યે આવી નિમકહલાલી જોઈ નવાબ રાજી થયા તેમણે ભર-કચેરીમા ઓતા ગાધીની તારીફ કરી અને કુતિયાણામાં વગર જગાતે વેપાર કરવાની પેઢી–દર–પેઢી છૂટ આપી

આના ટેકીલા અને શૂરા ઓતમચદ ગાધીને છ દીકરા હતા તેમાના પાચમા કરમચદ ગાધી. એ આપણા મહાત્માજીના બાપુ. એમને સૌ કબા ગાધી કહેતા પોતાના બાપુનો વારસો સાચવનાર કબા ગાધીની વાત હવે આવતા પ્રકરણમા કરશુ

૩

# કબા ગાંધી અને પૂતળીબા

ગાંધીજીના બાપુનું નામ કરમચંદ ગાંધી હતું, પરંતુ તેમને સૌ કબા ગાંધી કહેતા. પોરબંદરના સગીર રાણા ઉમરલાયક થતા ગાદીએ આવ્યા. તેમણે ઓતા ગાંધીને દીવાનપદ સંભાળવા તેડું મોકલ્યું. ઓતા ગાંધી શાંતિથી પ્રભુભજનમાં પાછલી જિંદગી ગાળતા હતા. રાજખટપટમાં પડવાની તેમની મરજી ન હતી તેથી તેમણે ના કહેવડાવી.

ઓતા ગાંધીના દીકરાઓમાં રાણાની નજર કબા ગાંધી પર ઠરી હતી. કબા ગાંધી સત્યપ્રિય, શૂરા, ઉદાર, પ્રમાણિક અને વ્યવહારકુશળ હતા. રાજદરબારીઓમાં તેમનું માન પણ સારું હતું. રાણાએ એમને બોલાવીને દીવાનપદ સોંપ્યું.

બાપ કરતા બેટા સવાયા થાય એ એક ભાગ્યની વાત ગણાય. ગાંધીજીની ત્રણ પેઢીથી એમ જ બનતું આવ્યું છે. ભણેલગણેલ માણસો તો એ વાત સમજી શકે પણ એક અભણ મેરની સમજણ જાણવા જેવી છે. પોરબંદરથી ત્રણ ગાઉ દૂર ઓડદર કરીને ગામ છે. ત્યાં ૮૬ વર્ષનો રણછોડ મેર હતો. એને કોઈએ વાત કરી કે સરકારે ગાંધીજીને જેલમાં પૂર્યા છે. સાંભળીને ડોસો ટટ્ટાર થયો અને તાડૂક્યો: શું કહો છો? એની ત્રણ પેઢીને હું ઓળખું છું. મારે એના દાદા દાર નાતો હતો. ઓતા ગાંધીના કબા ગાંધી, ને કબા ગાંધીના મો'નમાં

ગાંધી માગા એ- એ-થી ચડિયાતા પા_યા ! પણ તુ મને દેખાડને
ઇ સરદાર છ કના મનકમા ! એ ઝાટકાનગુ ભોડુ પાડી દઉ !
ગાંધીને લઈને પોરબદર ભેગો કરા દઉ !'

પણ બાપા સરદાર કોઈ માણસ નથી !'

'તય શુ થાય ' ભાભા ધીરા પડી ગયા પછી ત્રણે પેઢીના પોતાના મીઠા સભારણા કહી સભળાવ્યા

માથે જામનગરી પાઘડી કસનાળુ લાબુ અગરખુ, પાની સુધી પહોચતુ ધોતિયુ, આઢા વાધરીવાળા બૂટ એ મા ગાંધાનો પોશાક હતો સાધારણ વેપારી જેવા તેઓ નાગતા દીવાનપદનુ તેમને અભિમાન ન હતુ

કબા ગાધા મૂછ નગ દઈને બને હડપચાનો ઉપર વાળિયા રાખતા તેમની આમા અને જ્ઞાન વિશાળ હતા ચહેરેગ રુઆબદાર હતો એમની સામે જુઠ્ઠો માણસ ઊભો રહી શકતો નહિ છતા પોતે એટના સાદા ને દયાળુ હતા કે ગરીબ માણસ પણ તેમની આગળ જઈને પોતાનુ દિલ ખોલી શકતો તેઓ લાચને હરામ ગણતા તેથી લોકોમા અને દરબારીઓમા તેમની છાપ સારી પડતી હતી રાણા સાહેબને તેમની ઉપર બહુ વિશ્વાસ હતો કોઈ વાર કોઈ સીધો રાણા સાહેબ પાસે જઈ ચડે તો તેને એક જ જવાબ મળતો જા ગાંધી પાસે જા એને ગળે વાત ઉતાર એટલે તારુ કામ થઈ જશે

કબા ગાંધા તોળીને ન્યાય કરતા હતા એમના એ શાખ આખા કાઠિયાવાડમા હતી ગજ્જોમા કાઠિયાવાડના રજવાડાનો ન્યાય કરવા એક રાજસ્થાનિક અદાલત સ્થપાઈ હતી. કબા ગાંધી તેના સભ્ય હતા.

એ જમાનામા ભણતર ઓછુ હતુ વાતસરનો અભ્યાસ જોવા બેસીએ તો કબા ગાધીનુ ભણતર માડ પાચ ગુજરાતી સુધીનુ ગણાય પરતુ તેમનુ અનુભવજ્ઞાન ખૂબ હતુ ગમે તેવી આંટીઘૂટીમાથી રસ્તો કાઢવો હોય તો તે કબા ગાધીનુ કામ હજાર માણસ પાસેથી કામ લેવામા તેમને જરા પણ મુશ્કેલી ન આવે એ વખતમા છાપખાના થોડા હતા માણસો ઝાઝુ લખતાયે નહિ પણ સાધુ-સતો, વિદ્વાનો તીરથ અને દેશાટન કરવા વારવાર નીકળતા તેનો લાભ મળતો કબા ગાધીને આવા પુરુષોનો સમાગમ બહુ ગમતો હતો રાજકારભાર કરતા સાધુ-સતોનો સહવાસ તેમના મનને વધારે શાતિ આપતો સવાર સાજ તેઓ કલાક-દોઢ કલાક નિયમિત કથાશ્રવણ કરતા કથામા ગીતા, ભાગવત અને તુલસી-રામાયણ મુખ્ય હતા

ગાધી-કુટુબની ખરેખરી જાહોજલાલી કબા ગાધીના સમય મા હતી એક ભાઈ કચ્છમા વેપાર કરવા ગયેલા તે સિવાયના ચારે ભાઈના કુટુબને કબા ગાધીએ પોતાની છાયામા સમાવી લીધુ હતુ જુવાનિયાઓને નોકરી-ધધે ચડાવવા ઉપરાત તેમના વેશવાળ-વિવાહ વગેરે બધુ પોતે કરી આપતા માત્ર ભાઈ-ભત્રીજાને જ નહિ, સાળા, ભાણેજ, મુનીમ, નોકર સૌને એક સરખી સહાય કરતા કબા ગાધી જમવા બેસતા ત્યારે એક સાથે વીસ-પચીસ પાટલા પડતા, વાર-તહેવારે તો સો-દોઢસોની સખ્યા થઈ જતી.

કબા ગાધી રાજકોટ આવ્યા ત્યારે પોરબંદરની દીવાનગીરી તેમના નાના ભાઈ તુલસીદાસ ગાધીને મળી એમને ચકલ ગાધી કહેતા તેઓ પણ બાહોશ અને કુટુબપ્રેમી હતા કબા ગાધીના ગુજરી ગયા પછી નાના મોહનદાસની દેખરખ તેમણે રાખી હતી.

રાજકોટમાં કબા ગાંધીનું માનપાન જેવું ને તેવું જ સચવાઈ રહ્યું. એ વખતે રાજકોટમાં બાવાજીરાજ ઠાકોર હતા. એ ઠાકોર પોતે પણ કબા ગાંધીની આમન્યા રાખતા તેમને દારૂની ભારે લત હતી. ઠાકોર દારૂ પીવાની તૈયારીમા હોય અને ખબર પડે કે ગાંધી આવે છે, તો શીશા આઘા-પાછા કરી નાખે એકવાર દારૂ પીધેલો ને ખબર પડી એટલે સગ્ધાર ચાલ્યા ગયા

પૈસો-ટકો, લાંચ-રુશવત કે વાડી-વજીફાની જેને લાલચ ન હોય એવો માણસ જ આટલો નૈતિક પ્રભાવ પાડી શકે એકવાર બાવાજીરાજે કબા ગાંધીને એકાંતે બોલાવીને કહ્યું 'તમારા વંશ વારસ માટે થોડી જમીન-જાગીર આપવાની મારી મરજી છે'

કબા ગાંધીએ જાગીર લેવાની સાફ ના પાડી ઠાકોર સાહેબ નું મન રાખવા જમીનનો એક ટુકડો સ્વીકાર્યો અને ત્યા સાદાં મકાન કર્યાં. કબા ગાંધી જરૂરજેગુ કમાતા અને છૂટા હાથે વાપરતા એટલે દીકરાઓ સારુ પાછળ ઝાઝુ મૂડી મૂકી ગયા ન હતા.

કબા ગાંધી સ્વમાનપ્રિય હતા એ વખતે કાઠિયાવાડમા અંગ્રેજોનુ આવતુ રાજ્ય હતુ ગોરા અમલદારોની તુમાખી ભારે હતી એકવાર રાજકોટના પોલિટિકલ એજંટે ઠાકોર સાહેબનું અપમાન કર્યું. કબા ગાંધીને ખબર પડી તેવા જ સાહેબ પાસે ગયા અને સાહેબને આકરા બે વેણ સંભળાવ્યા મોટા મોટા રાજાઓ એની ખુશામત કરતા અને આ એક કારભારી ઊઠીને સામો થાય? સાહેબ એકદમ ચિડાઈ ગયા કબા ગાંધીને કહે 'માફી માગો તમે મારુ અપમાન કર્યું છે'

'હુ શાનો માફી માગુ? તમે ઠાકોર સાહેબની માફી માગો ગમે તેવા તોપણ તમે નોકર છો ને એ રાજા છે'

આ સાભળીને સાહેબ વધુ ગુસ્સે થયો 'મારુ અપમાન કર્યા બદલ તમને હુ અટકમા લઉં છુ'

'ભલે, અહીં હું બેઠો છું આખી ભોગી રીતે મારી તો નહિ જ મારું'

કબા ગાધીની અડગતા જોઈને સાહેબ જરા મોળા પડ્યા. ગોરા લોકની એક ખાસિયત કે એ પોચામાં પાણું માગે છે, કહેવું ભાગે ત્યાં પોતે પોચા થઈ જાય કે સાહેબને થોડી વારે પોતાની ભૂલ સમજાઈ કબા ગાધીને છોડી મૂક્યા

વાકાનેરના રાજસાહેબને કાને કબા ગાધીની રાજકુશળતા ની વાતો પહોંચી હતી વાકાનેર રાજ્ય અદરની ખટપટને લીધે સાવ ભાગી પડ્યુ હતુ કોઈએ રાજસાહેબને સલાહ આપી 'રાજકોટથી ગાધીને બોલાવો એ રાજ્યને તરતુ કરી દેશે'

રાજસાહેબે કબા ગાધીને તેડાવ્યા. કબા ગાધીએ વાકાનેર આવવા હા પાડી પણ શરત મૂકી

'રાજ્યમા હુ ગમે તે ફેરફાર કરુ તેમા તમારે આડે ન આવવુ પાચ વરસની બધણી મહિને છસો રૂપિયા લેખે પાચ વરસના છત્રીસ હજાર રૂપિયા પગાર થાય તે વાકાનેરના ચાર પ્રતિષ્ઠિત વેપારીને ત્યા અગાઉથી જમા કરાવવા. કાઈ દખલગીરી થાય તો મને પૂરો પગાર આપી છૂટો કરવો'

રાજસાહેબને ગરજ હતી તેથી તેણે શરતો સ્વીકારી લીધી કબા ગાધી વાકાનેર આવ્યા કારભાર સભાળ્યો. સાફસૂફી શરૂ કરી કેખાની રીતે રાજસાહેબના હિતેષી લાગે પણ અદરખાને ખટપટી એવા માણસોને રુખસદ આપી રાજસાહેબને આ પસદ ન પડ્યુ શરત પ્રમાણે થોડા દિવસ તેઓ કશુ ન બોલ્યા, પણ રાજા ખરા ને, એટલે પછી ન રહેવાયુ ચિઠ્ઠી લખી 'આવા મોટા ફેરફારો મને પૂછ્યા વિના કર્યા તે મને ઠીક નથી લાગ્યુ' કબા ગાધીએ આખ આડા કાન કર્યા પોતાનુ કામ ચાલુ રાખ્યુ ધીમે રહીને ચાર દહાડા કેડે રાજસાહેબને સમજાવ્યા—કે થાય છે તે રાજ્ય

ના ભલા માટે થાય છે રાજસાહેબ જરા ઠંડા પડ્યા પણ ઊંઝ્યું ધાન ક્યાં સુધી રહે ?

પાંચ પંદર દિવસ વીત્યા ત્યાં વળી પાછો સંદેશો આવ્યો એટલે કબા ગાંધીનો મિજાજ હાથ ન રહ્યો કશો જવાબ આપ્યા વિના રાજકોટ ચાલ્યા ગયા

ભાગ્યા સલાહકારોએ રાજસાહેબને ઠપકો આપ્યો. રાજસાહેબે કાગળ લખીને કબા ગાંધીની માફી માગી તેમને ફરી દીવાનપદ સંભાળવા વિનંતિ કરી. કબા ગાંધી પાછા આવ્યા થોડી વાત કરી ત્યાં તેઓ કળી ગયા કે આ રાજા એના એ છે, એટલે પોતે શરત પ્રમાણે પગારની માગણી કરી અને રજા માગી રાજસાહેબ કહે 'રાજીનામું લખી આપો પગાર ચૂકવી દઉં.'

કબા ગાંધીએ રાજીનામું લખ્યું તેમાં ચોખ્ખું જણાવ્યું કે 'તમે શરત પ્રમાણે વરત્યા નથી તેથી હું રાજીનામું આપું છું.'

રાજસાહેબે કહ્યું '' શરત નથી પાળી ' એવા શબ્દો કાઢી નાખો તો પગાર મળશે '

કબા ગાંધીએ સાફ કહ્યું 'જે હકીકત છે તેમાં ફેરફાર નહિ થાય. પગાર ન મળે તો કંઈ નહિ. હું આ ચાલ્યો.' વળી રકઝક ચાલી છેવટે રાજસાહેબે કહ્યું 'એમ કરો, ગાંધી, રાજીનામું લખવાની જરૂર નથી આજ સુધી કામ કર્યું તે બદલ દસ હજાર રૂપિયા લઈ જાઓ.'

'બિલકુલ નહિ' કબા ગાંધી મક્કમ અવાજે બોલ્યા. 'આપવો હોય તો શરત પ્રમાણે કરો પગાર આપો, અને રીતસર રાજીનામું સ્વીકારો'

કબા ગાંધીને રાજકોટથી બોલાવનાર ભાઈઓની સમજાવટ અફળ ગઈ. એમણે કબા ગાંધીને કહ્યું 'રાજસાહેબને તમે જાણો છો. તેઓ માનતા નથી. જીદે ભરાયા છે. તો પછી રાજીખુશીથી આપે તે લઈને ફરો'

કબા ગાધી આવી કાઠી વાતો સાભળી ઊભા થયા. સિગરામમા બેસી રાજકોટ જવા તૈયાર થયા પેલા વેપારીઓએ દસ હજારની થેલીઓ સિગરામમા મુકાવી કબા ગાધી થોડી વાર તો જોઈ રહ્યા પછી તુરત ઊઠ્યા રૂપિયાની કોથળીઓ જાતે ઉપાડીને ઓટલા પર મૂકી દીધી અને સિગરામમા બેસી રાજકોટ ચાલ્યા ગયા

પૈસાને ઠોકર મારી પોતાની ખરી વાતને વળગી રહ્યા

રાજકોટ આવ્યા બાદ થોડે વખતે તેમને દમનો હુમલો થયો તેમા પથારીવશ થયા ઠાકોર સાહેબ જોવા આવ્યા. તેમને ખબર મળ્યા હતા કે એજન્સી મારફત કબા ગાધીને માગરોળ, પાલીતાણા વગેરે રાજ્યો બોલાવે છે. પણ કબા ગાધી વતન છોડવા રાજી નથી તેથી ઠાકોર સાહેબે કહી દીધુ 'તમે નિરાતે સાજા થયા પછી તમારુ કામ સભાળી લેજો ' સાજા થયા કે તરત કબા ગાધીએ રાજકોટનો કારભાર ફરી સભાળી લીધો

કબા ગાધીના થોડા જીવનપ્રસગો ઉપરથી આપણને ગાધીજીના બાપુ ટેકીલા, મોટા મનના અને બાહોશ હતા તે જાણવા મળ્યુ. હવે ગાધીજીના બાના જીવનની થોડી વાતો કરી આપણે આ પ્રકરણ પૂરુ કરશુ

*

ગાધીજીની બાનુ નામ પૂતળીબા હતુ. તેઓને ધર્મ ઉપર બહુ શ્રદ્ધા હતી. પાઠ-પૂજા નિયમિત રીતે કરતા હવેલીએ હમેશા જતા હતા ચોમાસાના ચાર માસ એકટાણુ જમતા તેઓ માદા પડે તોય વ્રત છોડતા નહિ. એકવાર ચાદ્રાયણવ્રત લીધેલુ તેમા વચ્ચે બીમાર પડી ગયા છતા વ્રત ન છોડ્યુ.

એકસામટા બે-ત્રણ ઉપવાસ કરવા એ તો તેમને મન રમતવાત હતી. એકવાર ચોમાસામા તેમણે સૂરજ પારણા કરેલાં સૂરજ દેખે તો જ ખવાય. એ વ્રત માટે ગાંધીબાપુ પોતે લખે છે તે જ વાચીએ 'એવા દિવસો યાદ છે, જ્યારે સૂર્યને અમે જોઈએ, 'બા, બા, સૂરજ દેખાયો' કહીએ બા ઉતાવળી ઉતાવળી બહાર આવે ત્યા તો સૂરજ ભાગી જાય ' કઈ નહિ, આજે નસીબમા ખાવાનુ નહિ હોય કહી પાછી જાય ને પોતાના કામમા ગૂથાઈ જાય

ગાંધી-કુટુબનો વિસ્તાર બહુ મોટો હતો. સાસુ, નણદ, દેર, જેઠ, દેરાણી જેઠાણી દીકરા દીકરીઓ, વ વારુ, નોકર, ચાકર મળી ચાળીસેક માણસોનુ કુટુબ પૂતળીબા સભાળતા. સૌને જમા ડીને પોતે જમતા મહાની માનજત કાળજીપૂર્વક કરતા.

વહેલા પરોઢિયે કૂકડો બોલ્યે ઊઠે તે રાતે સાત બોપો પડ્યે સૂવા જાય. એમના માણસો પાસેથી કામ લેતા પણ કોઈને ઊચે સાદે બોલાવતા નહિ, કોઈને તુકારોય કરતા નહિ. વહુ-દીકરીઓ, નોકર-ચાકર હોવા છતા થાય તેટલુ જાતે કામ કરતા. એમનામા આળસનુ તો નામ ન હતુ

• દીવાનનુ કુટુબ એટલે મોભો ઘણો હતો, છતા પૂતળીબાને પહેરવા-ઓઢવામા જરાયે આછકલાઈ ન હતી ખાવા-પીવાનોય શોખ ન હતો વધ્યુ-ઘટ્યુ જે હોય તે ખાઈ લેતા

પૂતળીબા જેવા ભગવતી હતા તેવા જ વહેવારકુશળ હતા. દરબારગઢમા પોતે જતા-આવતા ત્યા રાણીવાસમા તેમની સલાહ પુછાતી પૂતળીબાના બોલનુ દરબારગઢમા વજન પડતુ હતુ

પૂતળીબાના બાપા હરજીવન મોદી જુનાગઢ તાબે ધ્રાણાના રહેવાસી હતા તેઓ ઘણા જ સાદા અને ભલા હતા કસ્તૂરબા ગાંધી

રાજકોટના દીવાન થયા પછી પૂતળીમાના બંને ભાઈઓ કલ્યાણજી અને માધવજી રાજકોટ આવીને રહ્યા હતા. તેમનું ભણતર, વેશવાળ, લગ્ન બધું બહેનને ઘેર જ થયું હતું. પૂતળીમાની બે બહેનો પણ રાજકોટ આવીને મોટી બહેનની હૂંફમાં રહી હતી.

. હરજીવન મોદીનું આખું કુટુંબ સાલસ, માયાળુ અને સંતોષી હતુ.

આપણા ગાંધીબાપુમાં ભક્તિભાવ, શ્રદ્ધા, નમ્રતા, જાતમહેનત, સેવાપરાયણતા વગેરે ગુણો ખીલ્યા છે તેને પોષણ આપનાર તેમની બા પૂતળીમા હતાં.

# ૪

## બાળપણ

કબા ગાંધીને એક પછી એક ચાર ઘર થયાં હતાં. તેમાં પહેલાં બેથી બે દીકરીઓ અને છેલ્લાં પૂતળીમાથી એક દીકરી અને ત્રણ દીકરા થયાં હતાં. દીકરીનું નામ ગોકળીબહેન, દીકરાઓનાં લક્ષ્મીદાસ, કરસનદાસ અને મોહનદાસ. સૌથી નાના મોહનદાસ તે જ આપણા ગાંધીબાપુ.

બાપુના એક પિત્રાઈ ભાઈ બાપુના બાળપણની વાતો કરતાં કહેતાઃ 'ભાઈ સૌથી નાના એટલે સૌથી લાડકા હતા. બહેન–દીકરીઓથી અમારું ઘર હમેશાં ભરેલું રહેતું એટલે ભાઈને તો એક મૂકે ને બીજું તેડે. કેડે કંદોરો, પગમાં ઝાંઝરી, હાથમાં સોનાની કડલીઓ–નાનો મોહન ઘૂંટણભર રીખતો રૂમઝુમ રૂમઝુમ ઘૂઘરા ગજવતો આખા ઘરમાં ફરતો મોટી આંખો માંડીને ચારેકોર ટગર ટગર જોયા કરે. જેની સાથે ચાર આંખ એક થાય એ દોડીને ભાગતા મોહનને તેડી લે–એવી એની મોહની હતી.'

મોહનની ખાસ સંભાળ લેવા સારુ એક બાઈ રાખી હતી. તેનું નામ રંભા હતું. રંભાની કેડેથી મોહન હેઠો જ ન ઊતરે. પોરબંદરમાં ઉજળિયાત વર્ગનું ઘરકામ કરનારી બે કોમ છે– ખારવા અને બોઈ. બંને કોમ ધાર્મિક, સ્વચ્છ, સાહસિક અને માયાળુ. રંભાનું હૃદય ધર્મભાવનાથી ભરેલું હતું. સૌ પહેલું

મોહનને રામનામ રંભાએ શીખવ્યું હતું. રંભાની કાખમાં મોહન બેઠો હોય ને કોઈ કહેશે: 'આ છોકરો તોફાની થવાનો!' તો રંભા તરત બોલી ઊઠે: 'જાની હવે, મારો મો'નિયો તો ડહાપણનો દરિયો થવાનો! એની આંખો તો જો, કેવી કામણગારી છે!' આમ કહીને રંભા મોહનને છાતીસરસો ચાંપીને એક–બે બચીઓ ભરી લેતી અને પછી બન્ને હાથે દુખણાં લઈને આંગળાંના ટાચકા ફોડતી.

અને રંભાની વાત સાચી પડી. મોહન પાંચ–છ વર્ષનો થયો ત્યાં સુધીમાં એની કશી દાદ–ફરિયાદ આવી નહિ. એના ઓછા-બોલા શાંત સ્વભાવથી મોહન સૌને વહાલો લાગતો.

છઠ્ઠે વર્ષે મોહનને ધૂડી નિશાળે ભણવા બેસાડ્યો. મહેતાજીને દીવાન સાહેબનું કહેણ આવ્યું એટલે હરખભર્યા આખી નિશાળ સાથે આવી પહોંચ્યા. દીવાનનો દીકરો નિશાળે બેસે એટલે મહેતાજીને ઘી–કેળાં: સાકરનો પડો, નાળિયેર, સવા રૂપિયો અને પાકું સીધું મળે. રંભાએ મોહનને શણગાર્યો. નવાં કપડાં પહેરાવ્યાં. નાનકડી ધોતલી, પહેરણ, ઉપર લાંબો કોટ અને માથે ભરતભરેલી સોનેરી તાર-છેડાવાળી રાતી ટોપી પહેરાવી. પગમાં મખમલની મોજડી, કપાળમાં ચાંદલો કર્યો. માને પગે લાગી મોહન ભણવા ચાલ્યો.

આગળ મહેતાજી, તેમની આંગળીએ મોહન, પાછળ નિશાળિયા હારબંધ ચાલ્યા. વડા વિદ્યાર્થીએ મોહનનાં પાટીપેન ઊંચકયાં હતાં. ઘરમાંથી નીકળતાં જ મહેતાજીએ સરસ્વતીની સ્તુતિ ઉપાડી:

**સરસ્વતી! સરસ્વતી! તું મોરી મા**
**પહેર પટોળાં મેચર જા,**
**સૂતાં ઊઠી વિદ્યા દે..................**

પાછળ છોકરાઓ ઝીલતા આવે.

તે દિવસ તો નિરાળે બેસીને મોહન ઘેર આવ્યો મહેતાજીએ નવા નિશાળિયાના ખુશાલીમા બા ગાઓને છુટ્ટી આપી

એ જમાનામા મહેતાજી પાતાને ઘર ભણાવતા છાકરાની પહોચ પ્રમાણે મહિને ચાર-આઠ આના કે કોઈ રૂપિયો આપતા જૂની ઢમે બાધના એક પુરાણા ખંડિયેર જેવા મકાનની પડસાળમા દસ-પદર છાકરાઓને લઈને મહેતાજી ભણાવવા બેસતા રોજ સવારે હાથમા પાટી લઈને મોહન ત્યા ભણવા આવતો દીવાનનો દીકરા એટલે નોકર સાથે હોય મહેતાજી સામા જઈને એને લઈ આવે અને પાતાને પડખે બેસાડે બધા છાકરા મોહન સામે જોઈ રહેતા કેટલાક હોશિયાર છોકરા આખો ઝીણી કરીને સામે તાળી રહેતા મોહન ખાસ હોશિયાર નહોતો પણ ડાહ્યોડમરો થઈને મહેતાજી પાસે બેસી રહેતો એ વખતે ભણતરમા આક, ગણિત, નામુ અને લખી-વાચી શકે એટલુ ભાષાજ્ઞાન આપતા સાજ પડ્યે હારબધ છાકરાઓને ઊભા રાખી આક ગોખાવતા મહેતાજી હાથમા સોટી લઈને ફરતા અને છોકરાઓ આક ગોખતા મહેતાજી આટા-પાછા જાય ત્યારે છોકરાઓ બોલતા સોટી વાગે ચમ ચમ, વિદ્યા આવે રમઝમ! આક બોલવામા એકસરખા ઉચ્ચારથી મોહનને ભારે ગમ્મત પડતી મહેતાજી પણ એમના ઉપર પ્રેમ રાખતા

પણ પોરબદરની ધૂડી નિશાળમા મોહન માડ એક વરસ ગયો હશે ત્યા કબા ગાધીને રાજકોટ જવાનુ થયુ

## શ્રવણ અને હરિશ્ચંદ્ર

રાજકોટમાં ચાર ગુજરાતી પૂરી કરીને મોહનદાસ અંગ્રેજી નિશાળમાં દાખલ થયા. પહેલી અંગ્રેજીમાં હતા તે વખતે જ એક બનાવ બન્યો.

કેળવણીખાતાના  ઉપરી નિશાળ તપાસવા આવેલા. તેમણે પરીક્ષા લીધી. પહેલા ધોરણના વિદ્યાર્થીઓને પાંચ શબ્દો લખાવ્યા. હારબંધ છોકરાઓ બેઠા હતા. માસ્તર વચ્ચે ફરતા હતા. તેમણે તીરછી નજરે જોયું તો મોહનદાસે Kattle શબ્દ ખોટો લખેલો. માસ્તરે પડખે ચડીને મોહનદાસને બૂટની અેડી મારી બાજુના છોકરામાં જોઈ લેવા ઇશારો કર્યો પણ મોહનદાસને કશી ગમ પડી નહિ એમને ઊલટું એમ લાગ્યું કે બીજામાં જોઈ ન લઈએ તેનું માસ્તર ધ્યાન રાખે છે. બીજાનામાં જોઈને લખી લેવાય  એવી ચોરી કરવાનો મોહનદાસને સ્વપ્નેય ખ્યાલ ન  હતો.

પાછળથી માસ્તરે ઠપકો આપ્યો: ' મેં ઇશારો કર્યો તોય ન સુધર્યો, સાવ બાઘા જેવો છો !'

પણ એ ઠપકાની અસર મોહનદાસના મન ઉપર  મુદ્દલ ન થઈ. મોટેરા તરફ આદરભાવ હોવાથી સામો જવાબ ન દીધો, પણ મનમાં સાચ જળવાયું તેથી રાજી થયા.

મોહનદાસનો સ્વભાવ મૂળથી શરમાળ હતો નિશાળનો ઘંટ વાગ્યે છૂટે તે સીધા ઘેર જાય. નિશાળમા કે રસ્તામા કોઈની સાથે વધુ વાતચીત કે ચર્ચા કરવા રોકાતા નહિ. બાર વરસના થયા ત્યા સુધી તેમને કોઈ ખાસ ભાઈબધ ન હતા મોહનદાસને ચોપડીઓ વાચવાનો શોખ ન હતો, ભણવામા જરૂરી હોય તેટલુ જ તેઓ વાચતા શિક્ષકને છેતરવા ન જોઈએ એટલા ખાતર ઘેર કરવા આપેલા પાઠ કરી લાવતા બાકી ભણવામા બહુ હોશીલા ન હતા કેટલીક વાર ઘરના પાઠ પણ કાચા રહી જતા

એવામા કબા ગાધીએ ખરીદ કરેલુ એક પુસ્તક મોહનદાસની નજરે પડ્યુ તેનુ નામ ‘ શ્રવણ પિતૃભક્તિ નાટક ’ હતુ એ પુસ્તક વાચવામા મોહનદાસને બહુ રસ આવ્યો એ જ અરસામા શેરીઓમા કાચમાથી ચિત્રો બતાવનારા આવતા દૂરબીન જેવી બારીઓમા આખો રાખીએ એટલે ચકરડુ ફેરવે અને બોલતો જાય કાશીકા મદર દેખો, આગ્રાકા તાજમહાલ દેખો, સરવણકી ભક્તિ દેખો, જમનાજીકા ઘાટ દેખો

એ બધુ જોઈને મોહનદાસને શ્રવણ જેવા થવાનુ મન થઈ આવતુ ધોતિયાને કચ્છો ભીડ્યો છે પિંડી સુધી પહોચતો અચળો પહેર્યો છે પગમા પાવડીઓ છે ખભે કાવડ છે કાવડમા માત પિતાને બેસાડ્યા છે શ્રવણ જાત્રાએ જાય છે એવુ ચિત્ર મોહનદાસના મનમા આમેહમ ચિતરાઈ ગયુ હતુ પેલા નાટકમા શ્રવણ મરી ગયા બાદ તેના માબાપ વિલાપ કરે છે તેનો લલિત છદ હતો મોહનદાસે એ છદ મોઢે કર્યો એને વાજામા ઉતાર્યો પિતાજીએ એક હાર્મોનિયમ ખરીદી આપેલુ તેની ઉપર મોહનદાસ વારવાર એ છદ લહેરથી ગાતા

એ વખતમા જ એક નાટક કપની રાજકોટમા આવેલી તેમણે ‘ સત્યવાદી હરિશ્ચદ્ર ’ નામનુ નાટક ભજવ્યુ હતુ મોહન

દાસે એ નાટક જોયું. એકવાર જોયું તેવું જ એમનું મન હરિશ્ચંદ્રની સત્યનિષ્ઠા ઉપર આફરીન બન્યું. સાચને ખાતર હરિશ્ચંદ્ર રાજા ભંગીને ઘેર વેચાયા એ ભાગ આવ્યો અને તારામતીએ સાચને માટે પરઘેર પાણી ભર્યાં એ દેખાવ જોયો ત્યારે મોહનદાસની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં અને ટેકને ખાતર હરિશ્ચંદ્ર જેવાં દુઃખ વેઠવાનો વખત આવે એ તો ધન્યભાગ્ય ગણાય' એવો વિચાર કરીને સેંકડો વાર હરિશ્ચંદ્રનું નાટક મનમાં ભજવી ગયા.

ગાંધીબાપુ પોતે કહે છેઃ 'જો આજે હું એ નાટક વાંચું તો આજ પણ મારી આંખમાં આંસુ આવે.'

## ૬

# બાળલગ્ન

મોહનદાસની ઉંમર સાતેક વરસની હતી ત્યારે જ તેમનું સગપણ થયેલું હતું ઉંબા ગાંધીનું કુટુંબ મોભાદાર ગણાતું એટલે તેમની સાથે સબંધ બાંધવા સૌ ઇચ્છતા હતા

પોરબંદરમાં જ ગોકળદાસ મકનજી કરીને એક વેપારી રહેતા હતા પસેટક સાધારણ સ્થિતિના હતા ગાંધી–કુટુંબની જેમ તેઓ પણ વૈષ્ણવ ધર્મ પાળતા હતા તેમને ત્રણ દીકરા અને બે દીકરી હતા એક દીકરા ને એક દીકરી નાનપણમાં પાછાં વળી ગયાં અને મોટો દીકરો ભર જુવાનીમાં ચાલ્યો ગયા, એટલે એક દીકરી ન એક નાનો દીકરો બે જ સંતાન હતાં દીકરાનું નામ કસ્તુરબાઈ અને દીકરાનું નામ માધવદાસ હતું

કસ્તુરબાના જન્મ ઈ સ ૧૮૬૯ના એપ્રિલ માસમાં થયો હતો મોહનદાસનો એ જ સાલમાં ઑક્ટોબરની બીજીએ થયેલો એ હિસાબે કસ્તુરબા ૭ મહિને મોટા હતા છ–સાત વરસની ઉંમરે સગાઈ થાય એ બાળકોને ખબર પણ ન હોય કે સગાઈ એટલે શું ? અને બાર–તેર વરસે લગ્ન થયા ત્યાર પણ બંને બાળક જેવા જ હતા

જેમ કોઈ ઉત્સવ થવાનો હોય તેમ બાળ વરવહુના મનમાં કોડ હતા કે નવાં નવાં લૂગડાં પહેરશું સારી સારી વ

જમશું વાજા વાગશે ને ફુલેકા ચડશે એકમીજાને નવી ઓળખાણ થશે ને મજા પડશે

મોહનદાસની સાથે તેમના ભાઈ કરસનદાસ તથા તેમના કાકાના દીકરા ભાઈના લગ્ન પણ સાથેસાથ પતાવી લેવાનું નક્કી કર્યું હતું મોહનદાસના કાકા પોરબંદરના દીવાન અને પિતા રાજકોટના દીવાન એટલે લગ્ન ધામધૂમથી કરવા જોઈએ ખર્ચ પણ ખૂબ કરવો પડે એક સાથે ત્રણ લગ્ન ઉકલી મૂકયા હોય તો સરવાળે ખર્ચ ઓછો થાય અને દીપી ઊઠે બાપદાદાનું જૂનું ગામ પોરબંદર એટલે લગ્ન ત્યાં કરવાનું ઠરાવ્યું

આખું ગાંધી-કુટુંબ રાજકોટથી પોરબંદર પહોંચ્યું લગ્નની તડામાર તૈયારીઓ થવા લાગી તુલસીદાસ ગાંધી, જેમને સૌ ચકન ગાંધી કહેતા, તેમણે ત્રણ પેઢીનો દીવાન તરીકેનો મોભો સચવાય તે રીતની તૈયારીઓ માંડી કપડાં-લત્તા ઘરેણાં-ગાંઠાં, મકાનને રંગરોગાન, શણગાર વગેરે ધામધૂમ શરૂ થઈ નોકર-ચાકર, સગાવહાલાં, નાનામોટાં સૌ તૈયારીમાં લાગી ગયાં રાજ્યે પણ માગી મદદ આપી મોહનદાસ અને તેમના ભાઈઓ, ત્રણે વરરાજા માંડવો પડ્યે હાથે મીંઢળ બાંધી નવાં લૂગડાં પહેરી લહેરથી ફરવા લાગ્યા

બાર-તેર વરસના છોકરાઓને પરણાવી દેવાથી પરણનાર અને ભવિષ્યની પ્રજાને બંનેને કેવું ભયંકર નુકસાન થાય છે એનો વિચાર એ જમાનામાં કોઈકને જ આવતો મોટા ભાગના લોકો તો લગનની નાતો કરવામાં પોતાની આબરૂ માનતા પહોંચતા તો કરે પણ પછી ગરીબને કરજ કરીનેય તેમની પાછળ ઘસડાવું પડતું

કબા ગાંધીને પોરબંદર પહોંચવાની ઉતાવળ હતી ગણ્યા દિવસો રહ્યા હતા પણ ગમે તેવા તોય એ રાજ્યના નોકર હતા.

વળી રાજાના માનીતા રહ્યા એટલે તેમને ઝટ રજા ન મળે. છેવટે રજા મળી ત્યારે લગ્ન આડા ગણ્યા દિવસ રહ્યા હતા. રાજકોટથી પોરબંદર સાઠ ગાઉ થાય. તે વખતે રેલવે નહોતી. ગાડારસ્તે જતાં પાંચ દિવસ લાગે. તેથી ખાસ ટપ્પા ગોઠવ્યા. ત્રણ દિવસમાં પોરબંદર પહોંચ્યાં. પણ છેલ્લી મજલમાં ટપ્પો ઊંધો વળ્યો. કબા ગાંધીને સખત વાગ્યું. વિવાહનો રસ ઊડી ગયો. સૌને ભારે દુઃખ થયું. બચી ગયા તે બદલ પ્રભુનો પાડ માન્યો. લીધાં મુરત સાચવી લેવા પૂરતો જેમ તેમ કરી પ્રસંગ ઉકેલ્યો. કબા ગાંધીને શરીરે એટલી પીડા થતી હતી છતાં તેમણે લગ્નમાં પૂરો ભાગ લીધો. દીકરાઓને પરણાવીને મોટી જવાબદારીનો ભાર ઉતાર્યો.

તેર વર્ષના મોહનદાસે તેમની જેવડી જ ઉંમરની બાળાનો હાથ અગ્નિની સાક્ષીએ ગ્રહણ કર્યો. માહ્યરે બેઠાં. મંગળ-ફેરા ફર્યાં. બંનેએ કંસાર ખાધો. સાજન-મહાજન રાજી થયાં. વરઘોડિયાં પરણી ઊતર્યાં.

તે દિવસથી જ સાથે રહેતા થયાં.

૭

## કસ્તુરબાનું ભણતર

મોહનદાસ પોતે દીવાનના દીકરા હતા. અંગ્રેજી હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા. મૅટ્રિક પાસ કરી આગળ ભણવાની હોંશ ધરાવતા હતા. આવા સુશિક્ષિત યુવાનને પોતાની સ્ત્રી અભણ હોય તે ગમે ? તેમણે કસ્તુરબાને ભણાવવાનો વિચાર કર્યો. કસ્તુરબાને બહુ ઉમંગ તો નહિ હતો. હા પાડી. પણ વખત ક્યાંથી કાઢવો એ સવાલ થઈ પડ્યો.

એ જમાનામાં મોટા કુટુંબના નવાં પરણેલાં વર-વહુ દિવસમાં ભાગ્યે જ એકબીજાનું મોં પણ જોઈ શકતાં. વડીલોના દેખતાં એકબીજા સાથે વાત પણ ન થઈ શકે. એ વખતે કાઠિયાવાડમાં લાજ કાઢવાનો નકામો ને જંગલી રિવાજ સુધરેલાં કુટુંબોમાં પણ હતો. એટલે દિવસે તો ભણાવી ન જ શકાય. રાતે એકાંતમાં મળે ત્યારે ભણાવી શકાય. પણ એ વખતે કાલીઘેલી વાતોમાં વખત ચાલ્યો જાય.

આમ મોહનદાસની ભણાવવાની ઇચ્છા મનની મનમાં જ રહી જતી. તેથી તેઓ ખૂબ જ અકળાતા હતા. વળી કસ્તુરબાને પોતાને ભણવાની ભૂખ હજી ઊઘડી ન હતી. બૈરાંઓને ભણીને ક્યાં નોકરી કરવા જવું છે કે કચેરીમાં જઈને કેસ લડવા છે, એમ તેઓ માનતાં હતાં. મોહનદાસના પ્રયત્નો જારી રહ્યા, પરંતુ તેમનો પ્રેમ હજી તદ્દન નિર્દોષ થયો ન હતો. તેથી કસ્તુરબાના આળસને જીતીને એમને વિદુષી સ્ત્રી બનાવવાના મોહનદાસના પ્રયત્નોમાં ઝાઝો જશ તે વખતે ન મળ્યો.

આગળ જતાં ગાંધીબાપુએ સાચા પ્રેમના જોરે કસ્તુરબાના આળસને કઈ રીતે જીત્યું અને તેમને વાચતાં-લખતાં કર્યાં તે આપણે હવે પછી જોઈશું.

## ૮

## આગળ અભ્યાસ

મોહનદાસના વિવાહ થયા ત્યારે તેઓ હાઈસ્કૂલમા ભણતા હતા બાળવયે લગ્ન થયા તેથી તેમનુ એક વર્ષ બગડ્યુ. તેમના મોટા ભાઈ તો આગળ ભણ્યા જ નહિ

મોહનદાસ ઠોઠ નિશાળિયા ન હતા. શિક્ષકો તેમની ઉપર હેત રાખતા માબાપને મોકલવાના માસિક અભિપ્રાયમા તેમના વર્તન વિષે કદી ફરિયાદ થઈ ન હતી અંગ્રેજી બીજા ધોરણ પછી તો તેમણે ઇનામ પણ મેળવ્યા હતા પાચમા અને છઠ્ઠા ધોરણમા તો પહેલા ચાર રૂપિયા અને પાછળથી દસ રૂપિયાની શિષ્યવૃત્તિ પણ મળી હતી મોહનદાસને પોતાને એમ લાગતુ કે મારામા કશી હોશિયારી નથી, તેથી જ્યારે ઇનામ કે શિષ્યવૃત્તિ મળતા ત્યારે તેમને નવાઈ લાગતી

પણ એ નાની ઉંમરેય ભણતર કરતા મોહનદાસને પોતાના સદ્વર્તનની ખૂબ વધારે ચીવટ હતી. એમા ખામી દેખાય તો તેમને માથાનો ઘા થતો એકવાર તેમને માસ્તરનો માર ખાવો પડેલો. મારની પીડા કરતા પોતાની ભૂલ થઈ તેનુ તેમને વધારે દુ ખ લાગ્યુ ઘેર આવીને ખૂબ રડ્યા ત્યારે મન શાત થયુ

મોહનદાસને પિતાની સેવા કરવાનો ભારે શોખ હતો નિશાળેથી છૂટે તેવા જ સીધા ઘેર પહોચે અને તેમના બાપુની સેવા કરવા

માં ગૂંથાઈ જાય. તેઓ કસરતમાં ન જતા પણ નિયમિત રીતે રોજ ફરવા જતા હતા તેથી તેમનું શરીર કસાયું.

મોહનદાસે પડેલું વરસ એળે ન જાય તે માટે એક વરસમાં બે ધોરણ કરવાનો વિચાર કર્યો. તે પ્રમાણે મહેનત શરૂ કરી. મોહનદાસની ખંત જોઈ શિક્ષકનો પણ ઉત્સાહ વધ્યો. મોહનદાસને ભૂમિતિ અને સંસ્કૃત બે વિષયમાં રસ નહોતો. ભૂમિતિ કેમે કરી સમજાય જ નહિ, અને સંસ્કૃતમાં ગોખવાનો તેમને કંટાળો આવતો.

પરંતુ શિક્ષકોના પ્રેમને વશ થઈ તેમણે એ બંને વિષયોમાં રસ કેળવ્યો અને તેમાં પાવરધા બન્યા.

૯

## સંગ તેવો રંગ

**આ** દુનિયામા સાચી ભાઈબધી કોઈ ઓર ચીજ છે એક બીજાના અતર એકબીજા સાથે જોડાઈ ગયા હોય, એકબીજાને માટે આણુ પાથરનામા પોરસ ચડતો હોય, એકબીજાને ટેકે એક બીજા આગળ વધતા જતા હોય, એકની મૂઝવણુ એ બીજાની મૂઝવણુ ગણાતી હોય, માત્ર દેહ જુદા પણુ આત્મારામ એક એવી ખરી ભાઈબધી આ દુનિયામા ક્યાઈક જ જોવા મળે છે

મોહનદાસને એવો જિગરજાન દોસ્ત એ વખતે નહોતો મળ્યો. પણુ એક જુદી તરેહની ભાઈબધ એમને ભેગ્યો ભાઈબધ કેવો— ઊડતા પખી પાડે એવો મોહનદાસથી બે મૂઠ ઊચો, બેરડા બાધાનો, તરનામા, દોડનામા, કોઈની સાથે તકરાર કરવામા શૂરોપૂરો મોહનદાસ એની પાસે વેતિયા જેવા લાગે

આપણામા જે ગુણુ ન હોય તે બીજાનામા જોઈએ એટલે આપણે અજાઈ જઈએ છીએ એવુ જ મોહનદાસનુ થયુ એમને એ ભાઈબધ ઉપર ભારે વિશ્વાસ બેઠો એનામા કેટલાક અવગુણુ હતા તે મોહનદાસની જાણુમા હતા, પરતુ એમના મનમા એમ કે એને હુ સુધારી દઈશ

ઘરના માણુસોને એ છોકરો જરાય ગમતો નહોતો મોહનદાસને એ આડે રસ્તે ઉતારી દેશે એવી એમને બીક હતી મોહન

દાસને માએ ચેતવ્યા, મોટાભાઈએ સાવચેત કર્યા, કસ્તુરબાએ પણ 'એ માણસની આબરૂ ચોખ્ખી નથી, એનાથી ચેતતા રહેજો' એમ એકાંતમાં બે વેણ કહ્યાં પણ પોતાનું ધાર્યું કરવાવાળા મોહનદાસે કોઈનું ન માન્યું

એ વખતે રાજકોટમાં સુધારાપંથ ચાલતો હતો. અંગ્રેજોનું રાજ્ય જામતું જતું હતું આથમણા પવનમાં સૌ તણાતા જતા હતા અંગ્રેજોને હરાવવા માટે શરીરબળ કેળવવાની પ્રેરણા કવિ નર્મદે આપેલી તે કડીઓ નિશાળમાં સૌ જુસ્સાથી ગાતા હતા

> અંગ્રેજો રાજ કરે, દેશી રહે દબાઈ;
> દેશી રહે દબાઈ, જોને એનાં શરીર ભાઈ;
> પેલો પાંચ હાથ પૂરો, પૂરો પાંચસેંને.

પેલો ભાઈબંધ પણ મોહનદાસને રોજ કહ્યા કરે 'જો, હું કેવો દોડી શકું છું, મારામાં કેટલું બળ છે? હું જીવતા સાપને પૂછડીથી પકડીને ફેંકી દઈ શકું એ બધું મને માંસ ખાવાથી મળ્યું છે'

મોહનદાસને ભૂતપ્રેતની અને સાપની બીક લાગતી આવા બીકણપણાથી તેઓ મનમાં મૂંઝાતા હતા તેઓ કહે છે કે તે ઉંમરે એમના કરતાં તો કસ્તુરબા વધારે નિર્ભય હતાં

જો માંસ ખાવાથી બીક જતી હોય, અંગ્રેજોને કાઢી શકાતા હોય, તો માંસ ખાવામાં લાભ છે એમ મોહનદાસે મન સાથે નક્કી કર્યું. પણ તરત જ માબાપ યાદ આવ્યાં એમને ખબર પડે તો? તેઓ તો અરીણ ઘોંએ ચુસ્ત વૈષ્ણવ કુટુંબમાં ઊછરેલા મોહનદાસને માંસ ખાવું સહેલું ન હતું

આખરે બળવાન અને હિંમતવાન બનવા વાસ્તે મોહનદાસે મિત્રની વાત કબૂલ રાખી એમને કાંઈ શોખ ખાતર ખાવું નહોતું,

શરીર બળવાન કરી અંગ્રેજોને હરાવી હિંદને સ્વતંત્ર કરવું હતું. આમ સુધારાની ધગશમાં મોહનદાસ તણાયા.

નક્કી કરેલો દિવસ આવ્યો. નદી તરફ એક એતાડી જગ્યાએ બંને જણા પહોંચ્યા. ત્યાં કદી નહિ જોયેલી વસ્તુ દીઠી. સાથે ભઠિયારાને ત્યાંથી આણેલી ડબલરોટી હતી. મોહનદાસના મનની સ્થિતિ એ વખતે બહુ વિષમ હતી.

દુનિયામાં મોટા ભાગના લોકો પરમાટી ખાય છે, કોઈને કશું નથી થતું, પણ ગુજરાતમાં રાજા કુમારપાળે જૈન ધર્મનો ઝંડો ફરકાવ્યો ત્યારથી માંસાહાર તરફ સૂગ વધી. ચુસ્ત વૈષ્ણવ અને બ્રાહ્મણોને એથી બળ મળ્યું અને જગતના કોઈ પણ ભાગમાં ન હોય એવો માંસાહાર તરફનો સમજપૂર્વકનો ધાર્મિક કંટાળો ગુજરાતના હાડમાં ઊતરી ગયો. આ ઉપરથી વાંચનાર મોહનદાસના મનની વિમાસણનો ખ્યાલ કરી શકશે.

એક તરફ સુધારો કરવાની હોંશ, જિંદગીમાં નવો ફેરફાર કરવાનું કુતૂહલ, અને બીજી બાજુ વૈષ્ણવ કુટુંબના સંસ્કારોમાં ઊછરેલા તેથી માંસની સૂગ અને તેમાં પણ ચોરની જેમ આ કામ કરવાની શરમ!

છેવટે મોહનદાસે માંસ મોંમાં નાખ્યું તો ખરું, પણ ગળે કેમ ઊતરે? જરાય ભાવે નહિ. ઓકારી થશે એમ લાગ્યું. જેમ તેમ કરીને તોય થોડુંક ખાધું–ખાણીનું પડ્યું રહ્યું.

મોહનદાસ સાંજે ઘેર આવ્યા. એ રાત વસમી ગઈ. પેટમાં જાણે બકરું જીવતું હોય ને રડતું હોય એવું લાગ્યા કરે. મોહનદાસ વારંવાર જાગી જાય ને પસ્તાય. પણ ફરી પાછા વિચારો આવે કે: નહિ, અંગ્રેજોને કાઢી દેશને સ્વતંત્ર કરવો હોય તો આમ હિંમત ન

હારવી જોઈએ લીધું કામ પાર પાડ્યે જ છૂટકો આખી રાત આમ ગડમથલ ચાલ્યા કરી

અને પેલો ભાઈબંધ એમ હારે તેવો ક્યાં હતો? એણે બીજે વખતે નવી તરકીબ રચી. નદીકિનારે રાંધવાને બદલે એક બબરચીને ત્યાં રંધાવ્યું જુદી જુદી વાનીઓ તૈયાર કરાવી એક દરબારી ઉતારામાં લઈ જઈ ત્યાં ટેબલ-ખુરશી ગોઠવ્યાં મેજ ઉપર ઓછાડ પાથરી ઉપર ચમકચકિત કાચની રકાબીઓમાં મસાલાદાર ભજિયાં, સમોસા વગેરે ચીજો ગોઠવી એનો આ કીમિયો સફળ થયો મોહનદાસની સૂગ ટળી એમને માંસ દાઢે વળગ્યું વરસમાં પાંચ-છ વાર આ ખાધું મન તો રોજ ખાવા કરે, પણ રોજ દરબારી ઉતારા ક્યાંથી મળે? રોજ ટેબલ-ખુરસી ન મળે, અને ભાવના ભોજન નિપજાવવાના પૈસાય ન મળે

પરંતુ ગમે તેવા સુધારક વિચારમાં ઘસડાયા છતાં મોહનદાસનું મન સાચને છોડે તેમ ન હતું સાચની હોડી એમની તારણહાર બની

મોહનદાસને જે દિવસે માંસ ખાવા મળતું તે દિવસે રાતે તેમને વાળુ ન ભાવે 'ભૂખ નથી' એવું બહાનું રોજ ન ચાલે, અને જૂઠું બોલતાં મોહનદાસનો જીવ કળીએ કળીએ કપાય, જૂઠાણું ચલાવવું અને તે પણ માની પાસે!

મોહનદાસના મનમાં ભારે ગડમથલ શરૂ થઈ કોઈ રીતે ઘડ ન બેસે ઘડીક વિચાર આવે માંસ ખાવું જરૂરી છે બળવાન બનવું અને બીજાને બનાવવા, તેમ કરીને હિંદુસ્તાનની સ્વતંત્રતા પાછી મેળવવી એ જરૂરી છે પણ તેમની સાથોસાથ વિચાર આવે કે એ બધું ગમે તેટલું જરૂરનું હોય છતાં માબાપને છેતરવાં અને જૂઠું બોલવું એ માંસ ન ખાવા કરતાંય

ખરાબ છે. આખરે નિશ્ચય કર્યો કે 'જ્યાં સુધી માબાપ જીવે છે ત્યાં સુધી માંસાહાર ન કરવો. ત્યાર પછી ઉઘાડેછોગ ખાવું.'

આ નિર્ણય થતાં જ મન હળવું પડ્યું. પેલા ભાઈબંધને નિર્ણય જણાવી દીધો. ત્યારથી મોહનદાસ માંસાહારમાંથી છૂટ્યા.

પણ મિત્રની જાળમાંથી ન છૂટયા. એને માટે તો તેમને હજી બે-ચાર અનુભવ થવા બાકી હતા.

## ૧૦

## 'રામબાણ વાગ્યાં હોય તે જાણે'

ભાઈબંધ બધી વાતે પૂરા હતા. એકવાર એ મોહનદાસને વેશ્યાવાડામાં લઈ ગયો. એક બાઈના ઘરમાં તેમને મોકલ્યા. પણ જેને રામ રાખે તેને કોણ ચાખે ? મોહનદાસ અંદર જઈ ને બાઈ ને પડખે ખાટલા પર બેઠા. પણ શું બોલવું તે સૂઝ્યું નહિ. સાવ બાઘા જ બની ગયા. પેલી બાઈ એકદમ ચિડાઈ ગઈ એ-ચાર ચોપડાવીને રવાના કર્યા.

એ વખતે તો મોહનદાસને ભોંભારે થઈ પડી. એમને થયું કે મારી મરદાનગી લાજી. પણ પાછળથી આ પાપમાંથી ઉગારવા બદલ પ્રભુનો પાડ માન્યો

આટઆટલું બન્યા છતાં પેલા ભાઈબંધનો મોહ આપણા મોહનદાસ મૂકી ન શક્યા, એટલું જ નહિ પણ એની વાતો ખરી માની કસ્તુરબાનેય દૂભવ્યાં.

માણસને કારમી ઠોકર ન વાગે ત્યાંસુધી એની આંખ ઊઘડતી નથી. મોહનદાસને પણ એમ જ થયું. એમને સત્ય પ્રાણથી અધિક પ્રિય હતું. સાચને આંચ આવી તેથી માંસાહાર છોડ્યો, એ જ પ્રમાણે જ્યારે સાચને આંચ લાગી ત્યારે જ મિત્રનો સંગ તજ્યો.

એ પ્રસંગ પાવનકારી છે. તેની વાત વિગતારથી કરીએ. મોહનદાસને નાનપણમાં દેખાદેખીથી બીડીનાં ઠૂંઠાં પીવાની ટેવ

પડેલી. એમાથી સાગ બીડીઓ પીવાનો છદ લાગ્યો પણ રોજ પૈસા ક્યાથી કાઢવા ? નોકરના બે–ચાર દોકડા ચોરીને પીવા લાગ્યા ણ એ રીતે પૈસા ચોરીને ખાનગી ખૂણે બીડી પીવી પડે એ પરાધીનતા તેમને વસમી લાગી એ કરતા તો આપઘાત કરીને મરી જવુ સારુ

આપઘાત કરવાનો વિચાર તો કર્યો, પણ મરવુ કાઈ સહેલુ છે ? શી રીતે આપઘાત કરવો તેનો વિચાર થઈ પડ્યો ઝેર જેવો કઈ રમત ન હતી ધતૂરાના ડોડા ખાવાથી મરી જવાય છે એવુ કમણે સાભળેલુ કયાકથી ડોડા મેળવ્યા લઈને એક મદિરના પાછલા ભાગમા ગયા પણ એ ઝેર ખાવાની હિમત ન ચાલી મનમા થયુ કે મરી જવાથી શો લાભ ? એ કરતા થોડો વખત પરાધીનતા મગરી લેવી અને વખત આવ્યે તેમાથી છૂટી જવુ આ રીતે મોહનદાસે મન વાળી લીધુ રામમદિરે જઈ દર્શન કર્યા અને શાત થયા

તે દિવસથી ગાધીબાપુને કોઈ આપઘાત કરવાની ધમકી આપે તો તેમને કશી અસર થતી નથી તેમના દિલમા નાનપણનો આ અનુભવ બરાબર ઠસી ગયો છે

આ પ્રસગ પછી નોકરની એઠી બીડીઓ પીવાનુ અને તેના દોકડા ચોરવાનુ બધ થયુ બીડી પીવાની ટેવ જગલી અને ગદી છે એ વાત પણ ધીમે ધીમે સમજાઈ

એકવાર એવુ બન્યુ કે મોટાભાઈ કરસનદાસ અને પેલા ભાઈબધે માસ વગરેનો શોખ કરવા જતા પચીસેક રૂપિયાનુ કરજ કરેલુ લેણદાર ઉઘરાણી કર્યા કરતો અને આ ભાઈઓ પાસે તો દમડી પણ ન હતી અત્યારે એ દેવુ ફેડવા માટે કરસનદાસના હાથમાના સોનાની કડી કપાવી અને તેમાથી થોડુ સોનુ કાઢી નાખી પૈસા કર્યા અને દેવુ પતાવ્યુ

મોહનદાસને માટે આ ચોરી ભારે થઈ પડી એની મૂઝવણનો પાર ન રહ્યો આવુ ટકટકતુ જુઠાણુ એના સત્યવાદી મનમા જીરવી ન શક્યુ એમણે હતી એટલી હિંમત એકઠી કરી સાચને તો ન જ છુપાવવુ એમ નક્કી કર્યું આ બધી વાત પિતાજી આગળ કબૂલ કરી લેવી અને જે શિક્ષા આપે તે સહી લેવી એમ મન સાથે ગાઠ વાળી

પણ પિતાજીને જણાવવુ શી રીતે? આ સાભળીને એમને કેટલુ બધુ દુ ખ થશે એનો વિચાર કરતા ઘડીભર મોહનદાસની મતિ મૂઝાઈ ગઈ આખરે એક કાગળ પર બધુ લખ્યુ

કબા ગાધી પથારીવશ હતા તેમને ભગદરનુ દર્દ થયુ હતુ માદગી લાબી અને ગભીર હતી પથારીમા માડ બેઠા થઈ શકતા તેમને કેવો ભયકર આઘાત થશે તેની મોહનદાસને બરાબર ખબર હતી છતા સત્યાગ્રહી મોહનદાસે કબૂલાતનો કાગળ ધ્રૂજતે હાથે પિતાજીને આપ્યો પોતે પાટની પાસે નીચે બેઠા

આ પ્રસગે મોહનદાસના જીવનમા ચમત્કાર કર્યો પ્રેમ અને અહિંસાનો પહેલો પાઠ તેઓ આમાથી શીખ્યા આ પવિત્ર અને યાદગાર પ્રસગનુ વર્ણન આપણે ગાધીબાપુના પોતાના જ શબ્દોમા વાચીએ

'પિતાજીએ ચિઠ્ઠી વાચી આખમાથી મોતીના બિંદુ ખર્યા ચિઠ્ઠી ભીંજાઈ તેમણે પળવાર આખ મીચી ચિઠ્ઠી ફાડી નાખીને પોતે વાચવા સારુ બેઠા થયા હતા તે પાછા સૂતા હુ પણ રડ્યો પિતાજીનુ દુ ખ સમજી શક્યો હુ ચિતારા હોઉ તો એ ચિત્ર આજે સપૂર્ણતાએ આલેખી શકુ એટલુ તે આજે પણ મારી આખ સામે તરી રહ્યુ છે એ મોતીબિંદુના પ્રેમબાણે મને વીંધ્યો! શુદ્ધ થયો એ પ્રેમ તે જેણે અનુભવ્યો હોય તે જ જાણે—રામબાણ વાગ્યા હોય તે જાણે'

પિતાજીનો ઉગ્ર સ્વભાવ મોહનદાસ જાણતા હતા ચિઠ્ઠી વાંચીને તેઓ રોષ કરશે, આકરા વેણ સંભળાવશે કદાચ માથું કૂટશે એવી પણ બીક હતી પરંતુ કબા ગાંધીએ તો અપાર શાંતિ જાળવી

એનું કારણ ઉઘાડું હતું મોહનદાસે સરળ ભાવે પોતાનો દોષ કબૂલ કર્યો તેની ભારે અસર થઈ જ્યારે ભૂલ કરનાર ખરેખરા અંતરના દુઃખથી વલોવાઈને પોતાનો વાંક કબૂલ કરે છે અને ફરી એવી ભૂલ ન કરવાનો નિશ્ચય કરે છે ત્યારે એ ચોખ્ખા થઈ જાય છે અને સામી વ્યક્તિનો પ્રેમ સદાને માટે એ જીતી લે છે

મોહનદાસ ઉપર રીસ ચડવાને બદલે તેના બાપુને બમણું હેત ઊપજ્યું અને દીકરાના સાચરૂપી ગંગાજળથી ક્રોધરૂપી અગ્નિ શાંત થઈ ગયો

આનું જ નામ પ્રેમ અને અહિંસાનો વિજય !

# ૧૧

## કબા ગાંધીનું અવસાન

ડેલીની અંદર પડસાળમાં મોટી પાટ ઉપર કબા ગાંધીની પથારી હતી. દરદ ઉગ્ર બનેલું હતું. ભગંદર મોટું થતું જતું હતું. પૂતળીમા, મોહનદાસ અને એક નોકર—ત્રણ જણ રાતદિવસ ચાકરી કરતા હતા. પથારી બદલાવવી, ગૂમડું ધોઈને દવા લગાવવી, પાટાપિંડી કરવા, દાતણપાણી કરાવવું, જમવાનું આપવું વગેરે સેવા નાના મોહનદાસ પ્રેમથી કરતા હતા.

એમના મનમાં શ્રવણની મૂર્તિ રમી રહી હતી. રાતે મોહનદાસ પગચંપી કરવા બેસતા. કબા ગાંધી જ્યારે કહે, 'મનુ હવે જા, સૂઈ જા!' ત્યારે પગે લાગીને ઊઠે ને સૂવા જાય.

પૂતળીમા રસોડામાં કામ કરતા હોય ત્યાંથી પૂછે, 'મના, જા જોઈએ બેટા, તારા બાપાને શું જોઈએ છે — જરા પૂછી આવ!' મનુ દોડતો જઈને પૂછી આવે. ગમે તેટલા આંટા થાય, એને કંટાળો ન આવે. આમ એક વરસ સુધી ભક્તિભાવપૂર્વક મોહનદાસે પિતાની સેવા કરી.

મંદવાડ વધતો જાય છે તેવા ખબર સાંભળી તુલસીદાસ ગાંધી પોરબંદરથી રાજકોટ આવ્યા હતા. તેઓ પણ રાતદિવસ પાસે જ રહેતા. વૈદ, હકીમ, ડાક્તર સૌની દવા કરી પણ દરદ ન હઠ્યું. મુંબઈ જઈ નસ્તર મુકાવવાનો વિચાર કર્યો. મહામહેનતે મુંબઈ

ગના પણ ખગ પરતુ એક મિન-વૈદની સનાહ ન પડી એટલે પાછા આવ્યા પછી તો સૌએ આશા મૂકી છેલ્લી ઘડી નજીક આવી રહી હતી

હમેશના જેમ મોહનદાસ પગચપી કરી ગ્યા હતા તેમની પિતૃભક્તિ સાથે જ શ્રવણની યાદ આપતી હતી પિતા વારવાર કહે 'જા બેટા, હવે સૂઈ જા !' પણ પોતે ઠરાવેન વખત સુધી બેમે વળી હવે છેલ્લી ઘડીઓ ગણાતી હતી એટલે આઘાપાછા જતા તેમનો જીવ ચાલતો ન હતો

તુલસીદાસ ગાધી બાજુમા જ બેઠા હતા તેમણે કહ્યુ 'જા હવે મનુ, તુ સૂઈ જા !'

મોહનદાસ ઊઠીને પોતાના ઓરડામા ગયા પાછળથી શ્વાસ ઊપડયો તુલસીદાસ ગાધીએ બેઠા થઈ હાથ ઝાલ્યો કબા ગાધીએ 'તૈયારી કરો' એટનુ કહી ગળામાથી માદળિયુ કાઢનુ, સોનાની સાકળી કાઢીને ફેકી દીધી એક ક્ષણમા શ્વાસ ઊડી ગયો.

નોકર ખબર આપ્યા તેવા મોહનદાસ દોડી આવ્યા. પિતાજીની છેલ્લી ઘડી ન સચવાઈ તેનુ મનમા દુ ખ થયુ પિતાજી જતા મોહનદાસને માથે કુટુ બની જવાબદારીનો ભાર આવી પડ્યો

# ૧૨

## રામનામ

કુંવા ગાંધીના માંદગી બહુ લાંબી ચાલી હતી મોહનદાસે એક દિવસનો પણ આંતરો પડવા દીધા સિવાય આનંદથી બાપુની સેવા કરી હતી મહાભારતમાં કહ્યું છે કે માબાપની સેવા કરવાથી માણસને સાચું જ્ઞાન મળે છે આપણા મોહનદાસને પણ એ ફળ મળ્યું

ગાંધી–કુટુંબ વૈષ્ણવ ધર્મ પાળતું હતું સૌ હવેલીએ જતા પણ એમના ઘરમાં જૈન મુનિઓ પણ આવતા તેમને વહોરાવતા પણ ખરા માંદગી દરમિયાન કબા ગાંધી પાસે જૈન આચાર્યો આવતા મુસલમાન તથા પારસી મિત્રો આવતા તેમની સાથે ધર્મની ચર્ચા ચાલતી નાના મોહનદાસ બાપુની પગચંપી કરતા એ વાતો રસથી સાંભળ્યા કરતા હતા અને મનમાં ઘૂંટડા ઉતારતા હતા કેટલીક અઘરી વાતો ન સમજાય, પણ એ વખતે મોહનદાસ એટલું સમજી ગયા કે બધા ધર્મો સરખા છે–કોઈ મોટો કે નાનો નથી ખુદા કહો કે ઈશ્વર, મહાવીર કહો કે મહાદેવ–મનુષ્યમાત્રને બનાવનારો અને સૌનો પાલનહાર એક જ છે

એ વખતે મોહનદાસને ઈશ્વર ઉપર બહુ આસ્થા ન હતી, પણ એમના કુમળા હૃદય પર એટલી છાપ પડી ગઈ કે આ જગત સાચને આધારે ટકી રહ્યું છે સાચને આંચ આવતી નથી દુનિયામાં વેત નમે તેને હાથ નમવું એક પૈસાથી ઘસાય તેનું રૂપિયાનું કામ કરી આપવું, એટલું જ નહિ પણ બૂરું કરનારનુંય ભલું કરવું આ પ્રમાણે વર્તે એ સાચો ધાર્મિક પુરુષ ગણાય એવી એમની દૃઢ માન્યતા બંધાઈ

આ જ મતલબનો કવિ શામળ ભટનો એક છપ્પો પણ મોહનદાસના દિલમાં ચોંટી ગયો

પાણી આપને પાય, ભલાં ભોજન તો દીજે,
આવી નમાવે શિષ, દંડવત કોડે કીજે.
આપણ ઘાસે દામ, કામ મહોરનું કરીએ,
આપ ઉગારે પ્રાણ તે તણા દુઃખમાં મરીએ.
ગુણ કેડે તો ગુણ દશ ગણો, મન-વાચા-કર્મે કરી,
અવગુણ કેડે જે ગુણ કરે, તે જગમાં જીત્યો સહી.

માંદગી દરમિયાન કબા ગાંધીને હવાફેર કરવા પોરબંદર લઈ ગયા હતા. મોહનદાસ પણ સાથે ગયેલા.

પોરબંદરની પાસે બરડા ડુંગરમાં બીલેશ્વર મહાદેવની મનોરમ જગ્યા છે. એ વખતે ત્યાં લાધા મહારાજ કરીને શંકરના પરમ ભક્ત બ્રાહ્મણ રહેતા હતા. લોકવાયકા એવી હતી કે મહારાજને કોઢ નીકળેલો. મહાદેવ પર ચડાવેલાં બીલીપત્ર ઉતારી કોઢ પર બાંધ્યાં અને રામનામનો જાપ શરૂ કર્યો તેથી કોઢ ગયો. આ વાત સાચી-ખોટી રામ જાણે, પણ નાના મોહનદાસના મન ઉપર એવી સજ્જડ છાપ પડી કે રામનામ એ એક જડીબુટ્ટી છે.

સાવ બચપણમાં, આપણે વાંચી ગયા તેમ, મોહનને રંભા નામની દાઈએ રામનામ શીખવેલું. એ નામથી ભૂત ભાગી જાય છે એમ એ ભોળી ખારવણે મોહનને સમજાવેલું.

મોટપણે મોહનદાસ પોતાના બાપુની સાથે રામજીમંદિરે જતા. ત્યાં લાધા મહારાજ રામાયણ વાંચતા. સંત તુલસીદાસજીની ચોપાઈ અને લાધા મહારાજનો મધુર કંઠ. મહારાજ પોતે એકરસ થઈ જતા અને સાંભળનારા પણ ભક્તિરસમાં તરબોળ બની જતા. મોહનદાસના મનમાં એ દિવસોમાં રામ અને રામાયણ ઉપર ભારે ભક્તિભાવ પેદા થયો અને દિવસે દિવસે વધવા લાગ્યો.

આ કલિકાળમાં ત્રિવિધ તાપ ટાળવા માટે રામનામ જેવી કોઈ અજબ ઔષધિ નથી એવી મોહનદાસને ખાતરી થઈ.

## ૧૩

# વિલાયતની તૈયારી

મૅટ્રીક પાસ થયા પછી મોહનદાસ ભાવનગરની સામળદાસ કૉલેજમાં ભણવા ગયા. ત્યાં ભણવાનું બરાબર ફાવતું ન હતું. પહેલા છ મહિના પૂરા કરીને તેઓ ઘેર આવ્યા.

કુટુંબના જૂના મિત્ર અને સલાહકાર માવજી દવે કરીને એક વિદ્વાન બ્રાહ્મણ હતા. એકવાર તેમણે મોટાભાઈ તથા માતુશ્રીને વાત કરતાં પૂછ્યું: 'મોહનદાસ ક્યાં ભણે છે?'

'ભાવનગર કૉલેજમાં.'

આ સાંભળીને માવજી દવે બોલ્યા: 'જમાનો બદલાયો છે. તમારું કુટુંબ મહોટું છે. છોકરાઓમાંથી ગાંધીની ગાદી સાચવી શકે તેવો હોય તો આ એક મોહનદાસ છે. તેને બી. એ. થતાં ચાર વર્ષ જશે. એના કરતાં એ જો વિલાયત જઈને બારિસ્ટર થઈ આવે તો એને દીવાનગીરી મળે. વગર ભણ્યે કારભારાં થવાના દિવસો હવે ગયા છે.'

મોહનદાસ તરફ વળીને તેમણે પૂછ્યું: 'કેમ, તને વિલાયત જવું ગમે કે નહિ?'

મોહનદાસને તો ભાવતું તું ને વૈદે કીધું. ઊગતા જુવાનને પરદેશ જઈ આગળ અભ્યાસ કરવાની વાત પસંદ પડી. પણ મોહનદાસને માંદાની સારવાર કરવાનું ખાસ ગમતું હતું. તેથી તેણે પૂછ્યું: 'વિલાયત જઈને હું દાક્તરી અભ્યાસ કરું તો?'

'ના, દાક્તર નથી થવું. બાપુને એ ધંધો ગમતો ન હતો.' મોહનદાસના ભાઈ વચ્ચે જ બોલી ઊઠ્યા.

માવજી દવેએ મોહનદાસને સમજાવ્યા 'દાક્તરનુ ભણવાથી તને દીવાનગીરી ન મળે મારે તો તને દીવાનપદ અપાવવુ છે તો જ આપણુ મહોટુ કુટુંબ ટકાય માટે બારિસ્ટર થવુ એ જ યોગ્ય છે'

આટલી વાત કરીને માવજી દવે ગયા મોહનદાસ તો વિલાયત જવાના હવાઈ કિલ્લા બાંધવા માડ્યા મોટાભાઈ વિલાયત જવાના અને ત્યા રહેવાના ખર્ચની ચિંતામા પડ્યા આવા ઊગતા જુવાનને વિલાયત જેટલે દૂર એકલો મોકલવો તે પણ જોખમ-ભરેલુ લાગ્યુ

માને તો મોહન આંખ આગળથી અળગો થાય એ જ અણગમતી વાત હતી મોહનદાસ તો માના ખોળામા માથુ મૂકીને મનાવે 'બા, તુ જો તો ખરી હુ વિલાયત જઈને કેવો હોશિયાર થઈ આવુ છુ! આવીને મારા બાપુની ગાદી સાચવીશ તુ મને રાજી થઈને રજા આપ'

માએ કહ્યુ 'ઈ બધુ સાચુ તુ તારા બાપથી સવાયો થા એ મને ગમે પણ આટલે ભાવનગર જેટલે દૂર મોકલ્યો છે તોય મન માનતુ નથી, તો વિલાયત મોકલતા શે જીવ માને? આપણે આખો ખાતા અર્ધો ખાવુ પણ દરિયો ડોળવા નથી જવુ'

થોડી વાર રહીને પછી મોહનદાસનો હરખ ન ભાગવા કહ્યુ 'તુ એકવાર કાકાની પાસે જઈ આવ આપણા કુટુંબમા હવે કાકા વડીલ ગણાય તેમની શી સલાહ પડે છે તે જોઈએ પછી વિચાર કરશુ'

તુલસીદાસ ગાંધીને મળવા જવા મોહનદાસ તૈયાર થયા એ વખતે રાજકોટથી આગળ રેલવે ન હતી રાજકોટથી ધોરાજી સુધી ગાડારસ્તે ગયા અને ત્યાથી પોરબદર સુધી ઊંટ ઉપર સફર

તુલસીદાસ ગાંધી વિચારશીલ પુરુષ હતા. તેમણે મોહનદાસની બધી વાત શાંતિથી સાંભળી. પછી કહ્યું: 'વિલાયત જઈ આવેલાની વાતો મારે કાને આવે છે. કેટલાક બારિસ્ટરોને મારે મળવાનું થાય છે. તે ઉપરથી મને લાગે છે કે ત્યાં જઈ આવનારા ધર્મને ભૂલે છે. સિગાર તો તેમના મોઢામાંથી ખસતી જ નથી. નાગો પહેરવેશ. આ બધું મને ગમતું નથી. છતાં તારી જવાની મરજી હશે તો હું આડો નહિ આવું. ખરી સલાહ તારે તારી બાની લેવાની. એ કહે તેમ કરજે.'

એ વખતે પોરબંદરમાં લેલી સાહેબ મેનેજર હતા. મહારાણા સગીર હોવાથી મેનેજર કારભાર ચલાવતા. પોરબંદર રાજ્ય સાથે ગાંધી-કુટુંબનો જૂનો નાતો હતો એટલે મોહનદાસને થયું કે લેલી સાહેબને મળીને કંઈક શિષ્યવૃત્તિ મળે તો પ્રયત્ન કરી જોઉં.

મોહનદાસે સાહેબને ચિઠ્ઠી લખી મુલાકાત માગી. સાહેબે મુલાકાતની હા પાડી. બંગલે મળવાનું લખ્યું. મોહનદાસ બંગલે ગયા. સાહેબ સાથે કરવાની વાતનાં વાક્યો ગોખી રાખ્યાં. તેમણે ધોતિયું, લાંબો કોટ અને માથે પાઘડી બાંધી હતી. કપડાં ઠીકઠાક કરી બંગલે ગયા.

સાહેબ દાદરો ચડતાં મળ્યા. મોહનદાસે નીચા વળીને બે હાથે સલામ કરી. બોલવા જાય છે ત્યાં સાહેબે સંભળાવી દીધું: 'તું એકવાર બી. એ. પાસ થા. ત્યાં સુધી કશું ન થઈ શકે !'

બસ, આટલું કહીને સાહેબ ઉપર ચાલ્યા ગયા. મોહનદાસ તો અડક થઈ ગયા. શું સાહેબનો મિજાજ અને શી એની અક્કડાઈ ! ગરીબ-ગુરબાંની સાથે હેતથી વાત કરનાર પોરબંદરના જૂના કારભારી ઓતા ગાંધી, કબા ગાંધી અને ચકન ગાંધી ક્યાં અને ક્યાં આ પરદેશી અભિમાનનું પૂતળું !

બને વચ્ચે આસમાન-જમીનનું અંતર હતું. જાણે એ અંતર કાળવા ગરતમાં હોય તેમ મોહનદાસ દાદરેથી નીચે ઊતરી આવ્યા.

# વિલાયતની તૈયારી

રાજકોટ આવી સૌને વાત કરી માવજી દવેએ સલાહ આપી 'કરજ કરીનેય મોહનદાસને વિલાયત ભણવા મોકલવો'

મોહનદાસની નજર પત્નીના ઘરેણાં તરફ ગઈ પણ તેમના મોટાભાઈએ હામ બીડી તેમણે ખર્ચની જોગવાઈ કરવાનું માથે લીધું એ ચિંતા તો ટળી

હવે માને સમજાવવાનું બાકી રહ્યું એ કામ કઠણ હતું મા તો એકની એક વાત કહેતા હતા–વિલાયત જઈ આવેલા વટલી જાય છે ન ખાવાનાં ખાય છે ને ન પીવાનાં પીએ છે સાવ ધર્મભ્રષ્ટ થઈને પાછા આવે છે ગાંધીનો દીકરો નાતબહાર' એ વેણ મારે સાંભળવું નથી

ત્યાં પણ માવજી દવે મોહનદાસની મદદે આવ્યા તેમણે પૂતળીમાને સમજાવ્યાં 'આપણે મોહનદાસ પાસે માંસ, મદિરા અને પરસ્ત્રીનો સંગ ન કરવાની પ્રતિજ્ઞા લેવરાવીએ પછી કાંઈ ડર તો છે?'

'ના તો પછી ડર તો નથી મનુ પ્રતિજ્ઞાને વળગી રહેવાનો એ તો મને ખાતરી છે'

એ ઓળખીતા જૈન સાધુને બોલાવી તેમની આગળ મોહનદાસે પ્રતિજ્ઞા લીધી માને નિરાંત વળી

કસ્તુરબાને સમજાવવાનું ખાસ ન હતું તેઓ સમજુ અને પતિપરાયણ હતાં નાના પુત્રને ઉછેરવામાં અને કુટુંબની સેવામાં ચાર વર્ષનો વિજોગ સહી લેવાનું તેમણે નક્કી કર્યું અને રાજીખુશીથી રજા આપી

રાજકોટનો વિદ્યાર્થી વિલાયત ભણવા જાય એની એ જમાનામાં ભારે નવાઈ લાગી હાઈસ્કૂલમાં મેળાવડો થયો મોહનદાસને સૌએ માનપત્ર આપ્યું

વિલાયત જવા સારુ મોહનદાસ મોટાભાઈની સાથે મુંબઈ બંદરે આવ્યા

# ૧૪

## નાતબહાર

ચોમાસામા દરિયો ખરાબ છે એટલે ચોમાસુ વીત્યે કારતક માસમા વિલાયત જવુ એમ મુબઈમા સૌનો મત થયો.

એના બધા દિવસો મુબઈમા ગાળવા મોહનદાસને ભારે થઈ પડ્યા. એમને તો રોજ વિલાયતના સ્વપ્ના આવે 'સારા કામમા સો વિઘ્ન' એ કહેવત પ્રમાણે કાઈક અણધાર્યુ વિઘ્ન આવશે અને જવાનુ અટકી પડશે એવી બીક મનમા લાગ્યા કરે દિવસો કેમે કર્યા ખૂટે નહિ

એવામા મુબઈમા નાતના આગેવાનોને ખબર પડી તેઓ એકઠા થયા મોહનદાસને હાજર રહેવા ફરમાવ્યુ મોહનદાસ હાજર રહ્યા

નાતના આગેવાન ઓળખીતા હતા તેમણે કહ્યુ 'હજી સુધી કોઈ મોઢ વાણિયો વિલાયત ગયો નથી આપણા ધર્મશાસ્ત્રોમા દરિયો ઓળગવાની મનાઈ છે ત્યા જનારા બધા વટલી જાય છે તુ જઈશ તો તને નાતબહાર કરશુ'

કોણ જાણે ક્યાથી મોહનદાસમા હિમત આવી તેઓ ઊભા થયા. વિનયથી અને દૃઢતાથી જવાબ દીધો 'મને લાગે છે કે વિલાયત જવામા મુદ્દલ અધર્મ નથી મારે વિદ્યા મેળવવા જવુ છે જે બાબતોનો તમને ભય છે તેને માટે મે પ્રતિજ્ઞા કરેલી છે'

ઓળખીતા આગેવાન આ સાભળીને તાડૂક્યા 'પણ મારુ કહ્યુ તુ નહિ માને! તારા બાપ સાથે મારે કેવો નાતો હતો એ તુ જાણે છે?'

મોહનદાસે કહ્યુ 'આપ મારા વડીલ ખરા, પણ આ બાબતમા મારી વાત મને સાચી લાગે છે'

સાંભળીને શેઠ ચિડાયાઃ 'આજથી આ છોકરાને નાતબહાર મૂકવામાં આવે છે. એની સાથે કોઈએ વહેવાર રાખવો નહિ. રાખશે તે નાતબહાર ગણાશે.'

ઠરાવ કરી નાત વીખરાઈ ગઈ.

એ જમાનામાં નાતનું જોર બહુ હતું. નાતબહાર થનારને હેરાનગતિ બહુ થતી. ભલભલા નાતની સામે પડતાં ડરતા હતા. તેથી મોહનદાસને બીક લાગી કે કયાંક મોટાભાઈ આ ઠરાવથી ડરી જશે તો? મોહનદાસને મુંબઈ મૂકી ભાઈ પાછા રાજકોટ ચાલ્યા ગયા હતા. તેમને ઠરાવની જાણ થઈ. પણ તેઓ મક્કમ હતા. તેમણે લખ્યું: 'ઠરાવ ભલે થયો. તુ મૂંઝાઈશ મા. હું તને વિલાયત જતાં નહિ અટકાવુ. તું બેફિકર રહેજે.'

કાગળ વાંચીને મોહનદાસને નિરાંત થઈ. પણ તેમને હવે ચટપટી થવા લાગી. મોટાભાઈ ઉપર કોઈ દબાણ લાવે તો?

એવામાં ખબર મળ્યા કે સપ્ટેંબર મહિનાની ચોથી તારીખે ઊપડની આગબોટમાં એક સારો સથવારો છે. મોહનદાસે મોટાભાઈને તાર કરીને એમની સાથે જવાની રજા માગી. રજા મળી ગઈ.

મોહનદાસે વિલાયત જવાનો પોશાક પહેર્યો. ધોતિયું, લાંબો કોટ અને પાઘડીને કોરે મૂકયાં. નવા પોશાકમાં કેટલુંક ગમ્યું–કેટલુંક ન ગમ્યું. નેકટાઈ બાંધતાં કંટાળો આવે, લાંબા કોટને બદલે ટૂંકું જાકીટ બાંડું લાગે, ધોતિયાની જગ્યાએ પાટલૂન જરા વિચિત્ર દેખાય. પણ વિલાયત જવાની હોંશમાં એ અણગમો ઊડી ગયો. સાથે પુષ્કળ ભાતું લીધું. તૈયારી પૂરી થઈ.

આખરે સપ્ટેંબરની ચોથી તારીખે દુનિયાના અનુભવ વિનાના, હજી મૂછનો દોરો પણ ફૂટ્યો ન હતો એવા અઢાર વર્ષના ઊગતા જુવાન મોહનદાસે વિલાયત જવા સારુ મુંબઈનું બારું છોડયું.

# ૧૫

## વિલાયતમાં

આગબોટે મુંબઈનો કિનારો છોડયો. જોતજોતાંમાં ધરતી દેખાતી બંધ થઈ. ઊંચે આભ અને નીચે પાણી. નાના ગામડાની વસ્તી જેટલાં ઉતારુ બોટમાં ભર્યાં હતાં. ત્રણ માળની મોટી તોતિંગ આગબોટ હતી, પણ મહાસાગરનાં જબરજસ્ત પહાડ જેવા મોજાં અથડાતાં એને રમકડાની જેમ ઉછાળી રહ્યાં હતાં.

મોહનદાસની આ પહેલી સફર હતી. કોઈની સાથે વાત કરતાં શરમાય. આખો દિવસ કોટડીમાં પડ્યા રહે–ખાવાનુંય ત્યાં જ મંગાવે. બીજા બધા જમવાના ઓરડામાં ટેબલ–ખુરસી પર ખાય, પણ મોહનદાસ ત્યાં જતાં શરમાય. સૌ દારૂ–માંસ લહેરથી ઉડાવે, મોહનદાસ સાથેનું ભાતું ખોલીને થોડુંઘણું ખાય ને પડ્યા રહે.

જેમનો સથવારો હતો એ જુનાગઢના વકીલ હતા. તેમનું નામ મજમુદાર હતું. એ તો છૂટથી હરતા–ફરતા ને મોજ કરતા. તેમણે મોહનદાસને કહ્યું: 'તમે કેમ બહાર નીકળતા નથી? હરો–ફરો. નવી ઓળખાણો કરો. તમારે તો બૅરિસ્ટર થવું છે. વકીલાત કરવી છે. વકીલની જીભ છૂટી હોવી જોઈએ !'

પણ મોહનદાસની શરમ ન તૂટી. એ તો કોઈ ન હોય ત્યારે તૂતક ઉપર સહેજ ફરી આવે, અને ઝાઝા માણસો દેખે એટલે પોતાની કોટડીમાં ભરાઈ જાય.

આગબોટમાં એક આધેડ ઉમરનો ગોરો હતો. એ ભલો હતો. એણે જોયું કે આ કોઈ શરમાળ જુવાન છે. ધીમે રહીને એણે મોહનદાસની સાથે ઓળખાણ કરી. એ શું ખાય છે, શું પીએ છે વગેરે પૂછ્યુ

મોહનદાસે એને પોતાની પ્રતિજ્ઞાની વાત કરી એટલે એણે કહ્યું: ' ઠીક છે, એડન અને પોર્ટ સૈયદ સુધી તારું ગાડું ચાલશે, પણ જેવો રાતો સમુદ્ર આવ્યો તેવો જ તારે ખોરાકમાં ફેર કરવો પડશે. વિલાયતમાં તો એટલી ટાઢ પડે છે કે ત્યાં તો દારૂ–માંસ વિના ચાલે જ નહિ.'

મોહનદાસે એની વાત શાંતિથી સાંભળી લીધી. પછી જવાબ આપ્યો· 'મે સાંભળ્યું છે કે વિલાયતમા પણ કેટલાક માણસો દારૂ–માંસ નથી લેતા.' 'એ બધી વાત ખોટી માનજે. મારા ઓળખીતામાં એવો એક પણ માણસ નથી જે દારૂ–માસ ન લેતો હોય. હું તને દારૂ પીવાનુ નથી કહેતો, પણ તારે માંસાહાર તો કરવો જ પડશે !'

'તમારી સલાહ બદલ ઉપકાર માનું છું. પણ મેં માંસ ન ખાવાની મારી માતા આગળ પ્રતિજ્ઞા લીધી છે, એટલે જો વિલાયતમા દારૂ વિના નહિ જ રહેવાય તો હું હિંદુસ્તાન પાછો ચાલ્યો જઈશ, પણ માંસાહાર તો નહિ જ કરુ.'

સુએઝની નહેર વટાવી, રાતો સમુદ્ર આવ્યો, પણ મોહનદાસને માંસ કે મદિરાની જરૂર ન પડી. લહેરથી હરતાં-ફરતાં, ખાતાં-પીતાં, રાતો સમુદ્ર વટાવ્યો અને છેવટે સામે ઇંગ્લંડનો કિનારો દેખાયો.

સ્ટીમર ઉપર મોહનદાસ કાળાં કોટ–પાટલૂન પહેરતા હતા. પણ ઊતરવાનો વખત થયો એટલે તેમણે કપડાં બદલાવ્યાં. ને ફ્લાલીનનો કીમતી પોશાક ચડાવ્યો. એમના મનમાં એમ કે

કપડાં વધારે સારાં લાગશે. પણ એ દિવસોમાં વિલાયતમાં ધોળાં લૂગડાં કોઈ ન પહેરે. આગબોટમાંથી સૌ નીચે ઊતરવા લાગ્યાં. ચારેકોર નજર કરી તો પોતે એકલા જ સફેદ કપડાંમાં હતા તેથી તરી નીકળ્યા. બીજાં કપડાં પેટીમાં હતાં. પેટીની ચાવીઓ તો સામાન પહોંચાડનાર દલાલ પાસે હતી. નીચું ઘાલીને ઊતરી ગયા.

વિલાયતમાં મોહનદાસ સાવ નવા-સવા હતા. કોઈકની સલાહ પ્રમાણે વિક્ટોરિયા હોટેલમાં ઊતર્યા. તેમની સફેદ કપડાંની શરમ હજી ગઈ ન હતી. હોટેલમાં ગયા ત્યાં ખબર પડી કે વળતે દિવસે રવિવાર છે તેથી સામાન નહિ મળે. બીજે દિવસે પણ એ જ કપડાંથી ચલાવવું પડશે.

મોહનદાસ ભલામણના ચાર પત્રો લાવ્યા હતા. તેમાં એક દાક્તર પ્રાણજીવનદાસ મહેતા ઉપરનો હતો. તેમને તારથી ખબર આપ્યા હતા. સાંજે સાતેક વાગે દાક્તર મહેતા મોહનદાસને મળવા આવ્યા. તેમણે પણ સફેદ કપડાંની પોડી મજાક કરી. દાક્તરને માથે રેશમી રૂવાંવાળી ટોપી હતી. મોહનદાસ એ ઉપાડીને જોવા લાગ્યા. ઉપર હાથ ફેરવવા ગયા ત્યાં રૂવાં ઊભાં થઈ ગયાં.

દાક્તરે હસતાં હસતાં વિલાયતના રીતરિવાજની સમજણ પાડી: 'કોઈની ચીજને અડાય નહિ. ઉપરાઉપરી ઓળખાણ ટાણે ત્યાં સુધી એના કુટુંબ વિષે પુછાય નહિ. વાતો કરતાં ઊંચે સાદે બોલાય નહિ. હિંદુસ્તાનમાં વાતવાતમાં 'જી સાહેબ!' કહેવાનો રિવાજ છે તે વિલાયતમાં તોછડું અને ગેર જેવો ગણાય. હોટેલનું ખર્ચ ભારે પડશે એટલે કોઈ ગૃહસ્થને ત્યાં રહેવાનું ગોઠવશું.'

આટલી શિખામણ આપી રેશના બાજરઅંતર પૂછી ડાક્તર મહેતાએ રજા લીધી. હોટેલમાં તો આવી અગવડ જેવું થયું હતું. ટેબલવાળાએ ચમચામાં ઊંચ પાડી નાખ્યું રહ્યો માંડ તરસતો

ખોરાક ન મળે. મો-માગ્યા પૈસા ભરવા છતા પૂરુ પેટ ન ભરાય. મોહનદાસે તો બે દિવસ ભાતા ઉપર જ ચલાવ્યુ.

હોટેલમાં એક સિંધી ભાઈબંધ થયો હતો. એ લંડનનો ભોમિયો હતો. તેણે શહેરમાં બે ઓરડી ભાડે અપાવી. સામાન આવ્યો એટલે મોહનદાસ અને તેમના સાથીદાર મજમુદાર બંને ત્યાં જઈને રહ્યા.

શરૂઆતના દિવસો ભારે લાગ્યા. દેશ યાદ આવે.મા સાંભરે-કેટલી હેતાળ! મોટાભાઈ યાદ આવે-કેવા ઉદાર! પત્ની યાદ આવે-કેટલી પ્રેમાળ! એમ એક પછી એક બધું યાદ આવ્યા કરે. રાત પડે ને રડવાનું શરૂ થાય. રાજકોટનું ઘર આખું નજરે તરવા લાગે. ઊંઘ તો આવે જ શાની? પથારીમાં પડખાં ઘસીને માંડ રાત પૂરી કરે.

સવાર પડ્યે આંખોનાં પોપચાં સૂજી જાય. પણ આવી વાત કોઈને કેમ કરાય? બધું નવું નવું લાગે. લોકો નવાં, રીતભાત નવી, મકાનો નવાં-બધું ચિત્રવિચિત્ર લાગે. કોની સાથે બોલવું ને કેમ ચાલવું તેની કશી ગમ ન પડે. મોહનદાસની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ પડી. વિલાયતમાં ગમે નહિ અને દેશ પાછા જવાય નહિ.

આખરે હિંમત રાખીને નક્કી કર્યું: ગમે તેમ થાય, ગમે તેવી મુશ્કેલીઓ નડે, પણ ત્રણ વરસ પૂરાં કર્યે જ છૂટકો.

## ૧૬

## 'માએ આપેલી પ્રતિજ્ઞા નહિ તૂટે'

અઢાર વરસની ઉંમર, અજાણ્યો મુલક, ખોરાક, પહેરવેશ, બોલીચાલી બધું નવું. કોઈવાર મુંબઈ સુધી નહિ ગયેલા તે પાંચ હજાર માઈલ દૂર આવી પડ્યા. સૌ જુદી જુદી શિખામણ આપે. મોહનદાસ ઘડીભર મૂંઝાઈ ગયા.

ખાસ કરીને તેમને ખાવાની અડચણ બહુ પડી. મોહનદાસ નાનપણથી સ્વાદિયા હતા. તેમને મસાલેદાર શાક, ચટણી, અથાણાં, વડીપાપડ વગેરે ખાવાની ટેવ હતી. વિલાયતના ખાણામાં મરી-મસાલા નાખવાનો રિવાજ ન હતો એટલે બધું સાવ મોળું મોળું લાગે. રોજ ભાણા ઉપરથી ભૂખ્યા પેટે ઊઠવુ પડે.

દાક્તર મહેતાએ મોહનદાસની મુશ્કેલી જોઈ. તેમણે એક ગૃહસ્થને ત્યાં સગવડ કરી આપી. એ ગૃહસ્થ દાક્તરના મિત્ર હતા.

એ ભલા મિત્રે મોહનદાસની ખૂબ સગવડ સાચવી. સગા ભાઈની જેમ રાખતા. અંગ્રેજી રીતભાત, બોલીચાલી બધું શીખવવા લાગ્યા. માત્ર ખાવાની મુશ્કેલી એ ટાળી ન શક્યા. એ ઘણુ સમજાવે કે, 'આ દેશની આબોહવામાં માંસાહાર વગર જીવી જ ન શકાય.' પણ મોહનદાસે તો એક નન્નો છત્રીસ રોગને હણે તેમ ટૂંકી વાત સંભળાવી દીધીઃ 'મારી માએ આપેલી પ્રતિજ્ઞા નહિ તૂટે.'

પ્રતિજ્ઞા લેવી એ સહેલી છે પણ પાળવી બહુ કઠણ છે. બપોરે જમવામાં રોટી અને તાંદળજાની ભાજી આવતાં તેમાં પેટ શી રીતે

ભરાય ? મોહનદાસની હોજરી તેજ હતી ખૂબ ખોરાક માગતી અહી તો વધારે માગતાય શરમ આવે સવારસાજ એકેય વખત દૂધ પણ ન મળે પ્રતિજ્ઞા પાળવા ખાતર મોહનદાસ ભૂખ્યા મરવા લાગ્યા

આ જોઈને પેલા મિત્રને એકવાર ભારે ચીડ ચડી એ ખિજાઈને બોલ્યા 'તુ જો મારો માનો જણ્યો ભાઈ હોત તો હુ તને પહેલી આગબોટમા પાછો ધકેલી દેત !'

પણ મોહનદાસ એક ટળી બે ન થયા ભાઈબધની સમજાવટ બધી નકામી ગઈ મોહનદાસનો એ જ જવાબ હતો 'માએ આપેલી પ્રતિજ્ઞા નહિ તૂટે'

બીજા જેમ વધારે આગ્રહ કરે તેમ મોહનદાસનુ મન વધારે મજબૂત બનતુ જાય ઈશ્વર પાસે તેઓ પ્રતિજ્ઞા પાળવાનુ બળ માગે ઈશ્વર કોણ એ કશુ જાણે નહિ,પણ નાનપણમા ઘેલી રભાએ જે શ્રદ્ધાનુ ભાતુ બધાવેલુ તે ખરે વખતે ખપ લાગ્યુ પેલા મિત્ર બહુ કહેવા માડે ત્યારે મોહનદાસ એટલુ જ કહે 'તમારો પ્રેમ હુ જોઈ શકુ છુ, તમે મારા ભલા માટે કહો છો, પણ મારી પ્રતિજ્ઞા નહિ તૂટે મને માફ કરો !'

બસ, પછી પેલા મિત્રે મોહનદાસને કશુ કહેવાનુ છોડી દીધુ

થોડા દિવસમા પોતે જાણીતા થયા એ માસાહારી મુલકમા કેટલાક માસત્યાગીઓના મડળો તેમણે શોધી કાઢ્યા આહાર સબધી વિચાર કરનાર કેટલાક પુસ્તકો શોધી કાઢ્યા અને વાચ્યા તેમા લખ્યુ હતુ 'પરમાટી ખાવાથી શરીરને અને મનને નુકસાન થાય છે માસ ખાવાથી જાતજાતના રોગ પેદા થાય છે માણસનો સાચો ખોરાક ફળફળાદિ, અનાજ અને તાજા શાકભાજી છે'

આવા પુસ્તકો વાચવાથી મોહનદાસના વિચારો પાકા થયા અને તેમને નવુ બળ મળ્યુ.

૧૭

# સુધારાની નકલ

મોહનદાસે વિચાર કર્યો: 'હું માંસાહાર નથી કરતો તેથી આ લોકો મને જંગલી ગણે છે. ભલે એ એક વાતમાં જંગલી ગણે, પણ બાકીની બીજી બધી બાબતમાં મારે જરાય ઊણા ન ઊતરવું જોઈએ. ગમે તેમ અંગ્રેજી સમાજમાં હિંદીઓનો મોભો તો સચવાવો જ જોઈએ. આવા વિચારથી તેમણે સુધારાની નકલ શરૂ કરી.

રાજકોટના દરજીનાં સીવેલાં કપડાં વિલાયતમાં જંગલી જેવાં લાગશે એમ ધારી મોહનદાસે મુંબઈમાં ફેશનેબલ કપડાં સિવડાવ્યાં હતાં. પણ વિલાયત ગયા ત્યાં ખબર પડી કે એ ફેશન તો હવે જૂની થઈ ગઈ છે. એટલે મોહનદાસે છેલ્લી ઢબનાં કપડાં સિવડાવવાનો વિચાર કર્યો. ખાસ શોખીન લોકોનાં કપડાં સીવનાર દરજીની દુકાને રૂપિયા નાખ્યાં. ઉપરાંત ખાસ સાંજના ખાણા માટેનો પોશાક તૈયાર કરાવવામાં રૂપિયા દોઢસોનું આંધણ મૂક્યું. ચૌદ-પંદર રૂપિયા ખરચીને એક મોટી 'ચીમની' ટોપી ખરીદ કરી.

મોટાભાઈને કાગળ લખીને ઘડિયાળ માટે સોનાનો અછોડો મંગાવ્યો. જાકીટનાં બટને ખિસ્સામાં ઝૂલતો રહે તેમ એને લટકાવ્યો.

તૈયાર ટાઈ વેચાતી લેવી એ ફેશનમાં ગણાતું ન હતું તેથી ટાઈ હાથે બાંધતાં શીખ્યા. દેશમાં હજામતને દહાડે અરીસો ભાળતા,

તે અહીં વિલાયતમાં મોટા અરીસા સામે ઊભા રહી, દસ દસ મિનિટ સુધી ગળપટ્ટો સરખો કરવા લાગ્યા.

માથે પટિયાં પાડીને સેંથો પાડે. ભાઈના વાળ એવા મુલાયમ કે બ્રશ ફેરવે ત્યાં ઊભા થઈ જાય છતાં સેંથા પર હાથ રાખી માથે 'ચીમની' હેટ ચડાવે.પછી બજારમા ફરવા નીકળે. શાળામાં, સભામાં કે મળવા-હળવામાં જ્યાં ગયા હોય ત્યા આખો વખત માથાના વાળ ઉપર હાથ ફર્યા જ કરે.

આટલી ટાપટીપ કર્યા છતાં મોહનદાસનો છૂટકો ન થયો. એમને તો સુધરેલામાં ખપવુ હતું. એવાઓની આગળ પોતાનો વટ પાડવો હતો. જંગલી જેવા દેખાવુ ન હતું. ' સભ્ય ' ગણાવા માટે માંસ-મદિરા લેવા સિવાય જે કંઈ કરવું પડે તે કરવા તેઓ તૈયાર થયા હતા.

હવે, સભ્ય માણસ હોય તેને નાચતાં આવડવું જોઈએ. એને ફ્રેંચ ભાષા આવડવી જોઈએ. તેને છટાદાર ભાષણ કરતાં આવડવું જોઈએ. આ ત્રણે બાબત હાથ કરવા સારુ મોહનદાસે કેડ બાંધી.

નાચગાન શીખવનારના એક વર્ગમાં જોડાયા. પચાસ રૂપિયા એને આપ્યા. વીસ-પચીસ દિવસમાં છ-સાત પાઠ શીખ્યા. પણ બરાબર તાલમાં પગ ન પડે. સાથે પિયાનો વાગતો હોય, પણ એમાં શું વાગે છે એ જ ન સમજાય. કોઈ એ કહ્યું: 'વાયોલિન વગાડતા આવડે તો તાલની સમજ પડે. ' એટલે ત્રણ ગીની ખરચીને વાયોલિન ખરીદ્યું. વાયોલિન શીખવનારને ગીની-બે ગીની ધરી. ભાષણ શીખવા સારુ વળી ત્રીજો માસ્તર શોધ્યો. એને પણ એક ગીની પધરાવી.

ભોળા ને દરિયાવ દિલના મોટાભાઈ મોહનદાસને અર્ધે વેણે ચીજ વસ્તુ પૈસા મોકલ્યા કરતા હતા. પારકે પરદેશ નાનો ભાઈ

મૂંઝાય નહિ, તેને કશી અગવડ ન પડે એ માટે વગર પૂછ્યે-વગર લખ્યે અથાણાં, મીઠાઈ વગેરે મોકલ્યા કરતા હતા. વહાલસોઈ મા મનુના નામનું રટણ કરતી હતી. હજારો માઈલને છેટે ભણવા ગયેલા દીકરાને જરાય ઓછું ન આવે. એ એના અંતરની ઇચ્છા હતી, અને એ ઇચ્છા મોટાભાઈ વગર કહ્યે પૂરી કર્યે જતા હતા.

આમ મોહનદાસ પાણીની માફક પૈસા ખરચીને અંગ્રેજી સમાજની સરસાઈ કરવા મથતા હતા. એટલું ખરું કે આ બધું તેઓ મોજશોખ ખાતર કરતા ન હતા એટલે વારંવાર પાછું વાળીને જોયા કરતા. જે પાછું વાળીને જોયા કરે અને પોતે કયાં ઊભો છે તેનો વિચાર કરે તેને સાચી વાત વહેલી સમજાય છે.

મોહનદાસને પણ એ જ બન્યું. એક દિવસ એક ચોપડી વાંચતાં એમની આંખ ઊઘડી ગઈ. તેમના અંતરમાં અજવાળું થયું. તેમને વિચાર થયો કે, 'આ બધું હું શું કરી રહ્યો છું? મારે કયાં વિલાયતમાં જન્મારો કાઢવો છે? મારે નાચ નાચીને કોને દેખાડવા છે? છટાદાર ભાષણો શીખીને મારે કઈ સભાઓ જીતવી છે? વાયોલિન શીખવું હોય તો દેશમાં જઈને કયાં નથી શિખાતું? અહીં તો હું ભણવા આવ્યો છું. મારે ભણીગણીને જલદી ઘેર પહોંચવું જોઈએ. મા, મોટાભાઈ, પત્ની-સૌ મારી ઉપર મીટ માંડીને બેઠાં હશે. મારે સારા દેખાવું હોય તો સારા ગુણથી જ દેખાવું જોઈએ. લૂગડાંના ઠઠારાથી કે ઘડિયાળના અછોડાથી બીજા ઉપર છાપ પડે એ શા કામની?'

ખેલ ખલાસ. જે સાચું લાગે તે તરત આચરવું એ મોહનદાસનો મુદ્રાલેખ હતો. એમણે તો જાગ્યા ત્યાંથી સવાર ગણીને પાછા ફેરફાર શરૂ કર્યા.

ભાષણ શીખવનારને એક કાગળમા પોતાના વિચારો જણાવી રામ રામ કર્યા. નાચ શીખવનારી બાહેનને પણ એવો જ પત્ર લખ્યો. વાયોલિન-શિક્ષિકાને ત્યાં તો વાયોલિન લઈને જ ઊપડયા. તેની સાથે કંઈક વધારે પરિચય હતો તેથી એને પોતાના વિચારો જણાવ્યા અને કહ્યું: 'આની જે કિંમત આવે તે ઉપજાવજો. મારે એનો ખપ નથી ' એ બાઈને મોહનદાસના વિચારો ગમ્યા. તેણે એ વાતને ટેકો આપ્યો.

આમ સુધરેલા બનવાની મોહનદાસની ઘેલછા ત્રણેક માસ ચાલી હશે ત્યાં તો જાગી ગયા. માત્ર કપડાંની ટાપટીપ કેટલાંક વરસો સુધી નભી રહી.

હવે બીજું બધું ભૂલીને મોહનદાસ વિદ્યાભ્યાસમા પડ્યા.

## ૧૮

# 'સ્વાદ જીભમાં નથી, મનમાં છે'

એક બાજુ મોહનદાસ અભ્યાસમાં આગળ વધવા લાગ્યા, બીજી બાજુ જીવનમાં સાદાઈ વધતી ચાલી. મોટાભાઈની ભીડનો વિચાર કરી બને તેટલી કરકસર કરવાનો તેમણે નિર્ણય કર્યો હતો.

પહેલાં એક ગૃહસ્થના ઘરમાં રહેતા ત્યાં ખર્ચ વધારે આવતું હતું, તેને બદલે બે ઓરડી ભાડે રાખી હાથે રસોઈ કરવા લાગ્યા. બે ઓરડીની જરૂર નથી એમ જણાતાં એક ઓરડી કાઢી નાખી. ગાડીભાડું બચાવવા ઘેરથી ભણવા જતાં-આવતાં રોજના આઠ–દસ માઈલ ચાલવાનું રાખ્યું. તેથી ઉત્તમ કસરત મળી અને શરીર કસાયું. મનને ચાલવાની ટેવ પડી.

હાથે રાંધવામાં માંડ વીસ મિનિટ લાગતી. જવના લોટની ઘેંસ અને કોકો (કૉફી જેવું પીણું) તૈયાર કરી લેતા હતા. બપોરે બહાર જમતા અને સાંજે પાછુ હાથે પકાવતા.

ભોજન સાદું થયું એટલે જીભનો સ્વાદ ઘટ્યો. મોટાભાઈનો ભાર હળવો થયો. કુટુંબ દેશમાં જે સાદાઈથી રહેતું હતું તે રીતે રહેવાથી મનનો સંતોષ વધ્યો. હૈયાને ટાઢક વળી. તેનો રસ પેલા ભોજનના રસ કરતાં વધારે મીઠો લાગ્યો.

મોહનદાસને નવા નવા અખતરા કરવાનો શોખ હતો. તેમણે ખોરાકના જાતજાતના અખતરા શરૂ કર્યા. સસ્તું, સાદું, પુષ્ટિ-

કારક છતાં માંસ વિનાનું ભોજન શોધી કાઢવામાં તેમને ભારે રસ આવ્યો. એ વિષયને લગતાં કેટલાંક પુસ્તકો વાંચ્યાં. માંસાહાર ન કરનારનું ત્યાં એક મંડળ હતું. એ મંડળના પોતે સભ્ય બન્યા. ખોરાક ઉપર ભાષણો પણ કર્યાં.

દેશમાંથી મીઠાઈઓ તથા મસાલા વગેરે મંગાવવાનું બંધ કર્યું. મસાલા વિનાની ભાજી પહેલાં ફીકી લાગતી તે હવે સાવ પાણીમાં બાફીને ખાવા લાગ્યા. જે મોળી છાણ જેવી લાગતી તેનો હવે સ્વાદ સમજાવા લાગ્યો.

આ પ્રયોગથી મોહનદાસને ખાતરી થઈ કે સ્વાદ જીભમાં નથી, પણ મનની માન્યતામાં રહેલો છે.

## ૧૯

# છેતરપિંડીથી બચ્યા

આ વાતને આજે પચાસ ઉપર વરસ થયાં. એ જમાનામાં વિલાયત ભણવા જનારા હિંદી જુવાનો દેશમાં બાળલગ્નનો રિવાજ હોવાથી મોટે ભાગે પરણેલા જ હોય. તેમનામાં એક રિવાજ પડી ગયેલો કે પોતે પરણ્યા હોય છતાં કુંવારા ગણાવું. વિલાયતમાં સાધારણ રીતે પચીસેક વરસ પછી જ પરણવાનો રિવાજ હોય છે એટલે ત્યાં પરણેલો વિદ્યાર્થી તો કોઈ મળે જ નહિ. પચીસ વરસ સુધીમાં અભ્યાસ પૂરો થઈ ગયો હોય. આપણા દેશમાં પણ પહેલાં એમ જ હતું—ગુરુને ઘેરથી પચીસ વરસે ભણીને વિદ્યાર્થી ઘેર આવતો પછી જ એનાં લગ્ન થતા.

મોહનદાસના વખતમાં વિલાયત જનારા હિંદી વિદ્યાર્થીઓ મોટે ભાગે પરણેલા જ હતા. મોહનદાસ પોતે તેરમે વરસે પરણેલા, અને વિલાયત ગયા ત્યારે એક છોકરાના બાપ હતા. છતાં તેમણેય બીજાઓની પેઠે ગપ ચલાવ્યું.

પણ મોહનદાસનું ગપ લાંબું ન ચાલ્યું. આવું ગપ ચલાવવા માટે જે ચતુરાઈ જોઈએ, જે વાચાળતા જોઈએ, જે છેતરપિંડી જોઈએ તે મોહનદાસના દિલને રુચતી ન હતી. તેઓ નાનપણથી જ શરમાળ, ઓછાબોલા અને સત્યપ્રિય હતા. તેથી તેઓ આવી છેતરપિંડીથી બચી ગયા.

ઇગ્લંડને કિનારે બ્રાઇટન નામનું એક બંદર છે. એ હવા ખાવાના સ્થળ તરીકે જાણીતું છે. એકવાર મોહનદાસ ત્યાં ગયા હતા તેજ વખતે એક સાધારણ પૈસાપાત્ર ડોસીમા પણ ત્યાં હવા ખાવા આવેલાં. જે હોટેલમા મોહનદાસ ઊતરેલા તેમાં જ તે પણ ઊતર્યાં હતા.

એકવાર ભોજનની વાનીઓની યાદી મોહનદાસ વાંચતા હતા. ચીજોનાં નામ ફ્રેંચ ભાષામા હતાં તેથી મોહનદાસને ઊકલતાં ન હતાં. બાજુમા ટેબલ ઉપર એ ડોસીમા બેઠાં હતાં. તે આપણા જુવાનની મુશ્કેલી સમજી ગયાં. તેમણે પૂછ્યુ: 'તમે અજાણ્યા લાગો છો. તમે હજી ખાવાનુ નથી મંગાવ્યું ? તમને કંઈ મૂંઝવણ થતી લાગે છે.'

મોહનદાસે કહ્યું: 'હું અન્નાહારી છું. આ ભાષા હું સમજતો નથી. આમાં કઈ વસ્તુ નિર્દોષ છે તે મારે જાણવુ છે.'

માજી બોલ્યાં: 'લ્યો ત્યારે, હું તમને સમજાવું, તમે ખાઈ શકો તેવી વાનીઓ બતાવુ.'

ત્યારથી એ માજી સાથે સંબંધ બંધાયો. મોહનદાસ વિલાયત રહ્યા ત્યાંસુધી અને પછી પણ વર્ષો સુધી ચાલુ રહ્યો. બ્રાઇટનથી જતી વખતે પોતાના લંડનના ઘરનું ઠેકાણું આપ્યું અને પોતાને ઘેર આવવા નોતરું પણ દીધું.

લંડન આવ્યા બાદ એક રવિવારે મોહનદાસ તેમને ઘેર ગયા. અરસપરસ સંબંધ વધવા લાગ્યો. વારંતેવારે ડોસીમા મોહનદાસને જમવા બોલાવે, ચાલીને શરમ મુકાવે અને જુવાન સ્ત્રીઓ સાથે વાતો કરવા લલચાવે.

એક બાઈ એમને ઘેર જ રહેતી હતી તેની સાથે વધુ કરાવે અને કોઈવાર મોહનદાસને અને એ યુવતીને એકલાં મૂકે

પહેલવહેલું તો મોહનદાસને આ વસમું લાગ્યું. વાતો કરવાનું કશું ન સૂઝે. વિનોદ કેમ કરવો તે ન ફાવે. પણ પેલાં માજી એમને પાવરધા કરતાં હતાં. મોહનદાસ એના હાથ નીચે ઘડાવા લાગ્યા. પછી તો એમને એ જુવાન બાઈ સાથે વાતો કરવાનું ગમવા લાગ્યું.

જુવાની, એકાંત અને સામેથી વાર્તાવિનોદ કરવા મથતી રમણીનો સહવાસ. નવજુવાન મોહનદાસ ધીમે ધીમે લપસતા જતા હતા.

પછી તો રવિવાર ક્યારે આવે તેની મોહનદાસ રાહ જોવા લાગ્યા. ડોસીમા લોભાયે જતાં હતાં. તેમને આ બંનેની સોબતમાં રસ પડ્યો હતો. એમણે બીચારાંએ તો આ બેય જણાં પરણીને સુખી થાય એમ જ ઇચ્છ્યું હશે. પેલી યુવતીએ પણ કોણ જાણે કેવા આશા-મિનારા મનમાં રચ્યા હશે.

આવા નાજુક સંજોગોમાં પણ મોહનદાસનું મન હાથથી ગયું ન હતું. તેઓ મન સાથે વિચાર કરતા હતા. તેમને થતું હતું કે આમાં વાત વધતી જાય છે. હું પરણેલો છું એ વાતની આ લોકોને ખબર નથી. એ જાણશે ત્યારે તેમને કેવું લાગશે? બાઈને મારે પહેલેથી જ આ વાત કરી દેવી જોઈતી હતી.

વળી મોહનદાસને વધુ વિચાર થયોઃ જો મેં મારા મનની વાત કરી દીધી હોત તો આ બીચારી મારી સાથે પરણવાનો વિચાર સરખો ન કરત. હજી પણ મોડું થયું નથી. સાચી વાત તેમને જણાવી દઉં તો આ સંકટમાંથી ઊગરી જઈ શકું.

આમ વિચાર કરી મોહનદાસે ખડિયો-કલમ હાથમાં લીધાં. કાગળ લખવા બેઠા. પણ લખવા બેસતાં અનેક વિચારો સામટા ધસી આવ્યા. શું લખવું ને શું ન લખવું? ચોકખું કરીને કેટલાય

કાગળો ચીતર્યા. કેટલાયે મુસદ્દા ઘડ્યા ને ફાડ્યા. આખરે કાગળ પૂરો કર્યો.

બૅરિસ્ટરનો બિલ્લો લેવા ગયેલા મોહનદાસ આગળ જતાં ગાંધી-બાપુ બની શક્યા તેનું કારણ તેઓ નાનપણથી બહુ વિચારીને જીવન ગાળતા હતા તે જ છે. એ કાગળની લીટીએ લીટી વાંચવા અને વિચારવા જેવી છે. તેનો સાર ગાંધીબાપુએ તેમની 'આત્મકથા'-માં આપેલો છે તે જ અહીં ઉતાર્યો છે. હવે કાગળ વાંચીએઃ

'આપણે બ્રાઈટનમાં મળ્યાં ત્યારથી તમે મારા પર પ્રેમ રાખતાં આવ્યાં છો. જેમ મા પોતાના દીકરાની સંભાળ રાખે તેમ તમે મારી સંભાળ રાખો છો. તમે તો એમ પણ માનો છો કે મારે પરણવું જોઈએ, અને તેથી તમે મારો પરિચય યુવતીઓ સાથે કરાવો છો. આવો સંબંધ વધારે આગળ જાય તે પહેલાં મારે તમને કહેવું જોઈએ કે હું તમારા પ્રેમને લાયક નથી. હું તમારે ઘેર આવતો-જતો થયો ત્યારે જ મારે તમને કહેવું જોઈતું હતું કે હું પરણેલો છું. હિંદુસ્તાનના વિદ્યાર્થીઓ જે પરણેલા હોય છે તેઓ આ દેશમાં પોતાના વિવાહની વાત પ્રગટ નથી કરતા એમ પણ હું જાણું છું. તેથી મેં પણ એ રિવાજનું અનુકરણ કર્યું. પણ મારે મારા વિવાહની વાત છુપાવવી જોઈતી નહોતી એમ હવે મને લાગે છે. હું તો બાળવયે પરણેલો છું અને મારે એક દીકરો છે એ પણ વધારામાં મારે જણાવી દેવું જોઈએ. આ વાત તમારી પાસે ઢાંકી તેથી મને હવે બહુ દુઃખ થાય છે. પણ સત્ય કહી દેવાની ઈશ્વરે મને હિંમત આપી તેથી મને આનંદ થાય છે. ગને તમે માફ કરશો. જે બહેનની સાથે તમે મારો પરિચય કરાવ્યો છે તેની સાથે મેં કશી અયોગ્ય છૂટ લીધી નથી તેની ખાતરી આપું છું. મારાથી છૂટ ન જ લેવાય તેનું મને સંપૂર્ણ ભાન છે. પણ મારો સંબંધ કોઈની સાથે બંધાય એ જોવાની તમારી

ધ્રુજતા હોય એ સ્વાભાવિક છે. તમારા મનમાં આ વસ્તુ આગળ ન વધે તે ખાતર પણ મારે તમારી પાસે સત્ય પ્રગટ કરવું જોઈએ.

'આ કાગળ મળ્યા પછી તમને લાગે કે હું તમારે ઘેર આવવાને લાયક નથી તો મને ખોટું નહિ લાગે. તમારી મમતાને સારુ હું સદાયને માટે તમારો ઋણી થઈ ચૂક્યો છું. જો તમે મારો ત્યાગ નહિ કરો તો હું ખુશી થઈશ. એ મારે કબૂલ કરવું જોઈએ. તમારે ત્યાં આવવાને હજુ મને લાયક ગણશો તો તેને તમારા પ્રેમની એક નવી નિશાની ગણીશ અને તે પ્રેમને લાયક થવા મારો પ્રયત્ન ચાલુ રહેશે.'

કાગળ બીડીને મોકલી આપ્યો. મન ઉપરથી જાણે મણનો ભાર ઊતર્યો હોય તેમ મોહનદાસ હળવા ફૂલ થઈ ગયા.

લગભગ વળતી ટપાલે જવાબ આવ્યો: 'તમારો ખુલ્લા દિલનો કાગળ મળ્યો. અમે બંને વાંચીને રાજી થયાં અને ખૂબ હસ્યાં. તમારા જેવું અસત્ય તો માફ કરવા યોગ્ય જ ગણાય. મારું નોતરું કાયમ છે. આવતે રવિવારે અમે તમારી રાહ જોઈશું જ અને તમારા બાલવિવાહની વાતો સાંભળીશું. તમારી ગમ્મત ઉડાવવાનો આનંદ પણ માણશું. આપણી દોસ્તી જેવી હતી તેવી જ રહેશે તેની ખાતરી રાખજો.'

આમ મોહનદાસે પોતાને માટેની જે ખોટી છાપ હતી તે ભૂંસી નાખી, અને પછી પોતાના લગ્નની વાત કરતાં તેઓ જરા પણ અચકાતા નહિ.

## ૨૦

# ગીતા માતા

વિલાયતમાં મોહનદાસ કાયદો ભણવા ગયા હતા. એ કામ તો ચાલતું જ હતું, પણ તેમનો સ્વભાવ હતો કે જ્યાં જેટલું સારું જુએ તેટલું લઈ લેવું. તેથી કાયદાના ભણતર ઉપરાંત બીજી કેટલીક સારી વસ્તુઓ પણ શીખ્યા.

વિલાયતમાં એકાદ વર્ષ ગાળ્યું હશે એટલામાં મોહનદાસને બે થિયૉસૉફિસ્ટ ભાઈઓની ઓળખાણ થઈ હતી. તેમણે મોહનદાસને પૂછ્યું: 'ગીતા વિષે તમે શું માનો છો ?'

મોહનદાસે સરળભાવે જવાબ આપ્યો: 'મેં ગીતા વાંચી જ નથી.'

આમ કહેતાં તેમને બહુ શરમ લાગી. ગીતા તો હિંદુધર્મની માતા કહેવાય. જો આપણી માને આપણે ઓળખતા નથી એમ કહેવું પડે તો આપણને કેટલું દુઃખ લાગે ?

પછી મોહનદાસ એ બંને ભાઈઓ સાથે સંસ્કૃતમાં તથા અંગ્રેજીમાં ગીતા વાંચી ગયા. મોહનદાસને ગીતા ઉપર પ્રેમ થયો. હિંદુધર્મનું એ એક અણમૂલું રત્ન છે એમ તેમને લાગ્યું. એમાંય તે બીજા અધ્યાયના છેલ્લા શ્લોકોની અસર તેમના મન પર ખૂબ થઈ. એ શ્લોકો આગળ ઉપર ગાંધીબાપુએ આશ્રમ સ્થાપ્યો

ત્યારે સાંજની પ્રાર્થનામાં દાખલ કર્યા અને આજે ઘણાં સ્ત્રી-પુરુષો ને બાળકો સંધ્યાકાળે એ શ્લોકો પ્રાર્થનામાં બોલે છે.

તે દિવસથી માંડીને આજની ઘડી સુધી ગાંધીજી ગીતાને માતાની માફક પૂજે છે. ભારે સંકટમાંથી બચાવી લઈને ગીતા માતા સાચો માર્ગ સુઝાડે છે. સારાસારનો વિચાર કરવાની સૂઝ ગીતામાંથી જડે છે. માણસને શુભ નિશ્ચયોને વળગી રહેવાનું બળ ગીતા માતા આપે છે.

એ જ અરસામાં મોહનદાસે બુદ્ધ ભગવાનનું ચરિત્ર પહેલ-વહેલું વાંચ્યું. ઈશુ ભગવાનનું બાઈબલ વાંચ્યું. ઈશુનાં બે વાક્ય તેમને બહુ ગમ્યાં. ઈશુ કહે છેઃ 'તારું પહેરણ માગે તેને અંગરખું પણ આપી દેજે' અને 'તને જમણે ગાલે તમાચો મારે તેની આગળ ડાબો ગાલ ધરજે.' નાનપણમાં મોહનદાસે શામળનો છપ્પો વાંચેલો તેની છેલ્લી લીટી તેમને યાદ આવીઃ 'અવગુણ કેડે જે ગુણ કરે, તે જગમાં જીત્યો સહી.' મહંમદ પેગંબર સાહેબનું જીવન-ચરિત્ર પણ મોહનદાસે એ જ અરસામાં વાંચ્યું. પેગંબર સાહેબની મહત્તા, વીરતા અને તપશ્ચર્યાની ખૂબ અસર પડી.

પોતાના બાપુની માંદગી વખતે મોહનદાસે જુદા જુદા ધર્મોની ચર્ચા સાંભળી હતી. તે ધર્મોના સ્થાપકોનાં જીવનચરિત્ર તેમણે વાંચ્યાં ત્યારે તેમને લાગ્યું કે બધા ધર્મોમાં એકની એક વાત જુદી જુદી રીતે કહી છે. ત્યાગ અને સેવામાં સાચો ધર્મ રહેલો છે એ વાત બધામાં એકસરખી લાગી. બધા ધર્મોનું મૂળ એક છે એમ જાણતાં તેમને આનંદ થયો.

## ૨૧

## 'નિર્બલ કે બલ રામ'

હિંદુસ્તાનમા એક કહેવત જાણીતી છે 'કહના મિશ્રી ખાંડ હૈ, કરના તાતા લોહ' એટલે ધર્મની વાતો કરવી એ ખાંડ જેવી મીઠી લાગે છે, પણ તે પ્રમાણે વરતવુ એ ધગેલ લોઢાને પકડવા સમાન છે—મુશ્કેલ છે' સત તુકારામે પણ કહ્યું છે 'બોલે તૈસા ચાલે ત્યાચિ વદીન પાઉલે'—જે બોલવા પ્રમાણે વરતે છે તેના ચરણમા મારુ માથુ નમે છે

મોહનદાસ મહાત્માજી તો પાછળથી કહેવાયા, પણ તેમની ભર જુવાનીમા પ્રતિજ્ઞા પાળવા ખાતર અને પોતે જે સાચુ માનતા હોય તે આચરવા ખાતર તેમણે કેટલી મથામણો કરી છે ડગલે ને પગલે તેમની કસોટી થતી હતી પણ તેમા પ્રભુકૃપાથી અને પોતાના સત્ય ઉપરના અલૌકિક પ્રેમથી તેઓ કસોટીમાથી પાર ઊતર્યા છે. એ બધા પ્રસગો અતિશય પવિત્ર છે ગગાજળની

માફક એ વાંચનારના હૃદયને શુદ્ધ કરે છે. એવા કેટલાક પ્રસંગો આપણે વાંચી ગયા અને હજી બીજા વાંચશું.

વિલાયતમાં પોર્ટસ્મથ નામનું એક બંદર છે. ત્યાં અન્નાહારીઓનું સંમેલન ભરાવાનું હતું. મોહનદાસ અને તેમના એક મિત્રને એ સંમેલનમાં આવવાનું આમંત્રણ મળ્યું હતું. બંને ત્યાં ગયા. એક બાઈને ઘેર બંનેને ઉતારો આપવામાં આવ્યો. પોર્ટસ્મથમાં ખારવાની મોટી વસ્તી હતી. ત્યાં ઘણાં ઘર દુરાચરણી સ્ત્રીઓનાં હતાં. તે સ્ત્રીઓ વેશ્યા નહિ તેમ નિર્દોષ પણ નહિ. આવા જ એક ઘરમાં મોહનદાસનો ઉતારો હતો. ઉતારાની આવી ગોઠવણ જાણીજોઈને કરેલી ન હતી, પણ એ બંદરમાં કયું ઘર સારું ને કયું ખરાબ એ પારખવું મુશ્કેલ હતું. પહેલી જ રાતે જે ગંભીર કસોટીનો બનાવ બન્યો તે ગાંધીબાપુના પોતાના જ શબ્દોમાં અહીં ઉતાર્યો છેઃ

'રાત પડી. અમે સભામાંથી ઘેર આવ્યા. જમીને પાનાં રમવા બેઠા. વિલાયતમાં સારાં ઘરોમાં પણ આમ મહેમાનોની સાથે ગૃહિણી પાનાં રમવા બેસે. પાને રમતાં નિર્દોષ વિનોદ સૌ કરે. અહીં હલકો વિનોદ શરૂ થયો. મારા સાથી તેમાં નિપુણ હતા એ હું નહોતો જાણતો. મને આ વિનોદમાં રસ પડ્યો. હું પણ ભળ્યો. વાણીમાંથી ચેષ્ટામાં ઊતરી પડવાની તૈયારી હતી. પાનાં એકકોર રહેવાની તૈયારીમાં હતાં. પણ મારા ભલા સાથીના મનમાં રામ વસ્યા. તે બોલ્યાઃ 'અલ્યા, તારામાં આ કળજુગ કેવો! તારું એ કામ નહિ. તું ભાગ અહીંથી!'

'હું શરમાયો. ચેત્યો. હૃદયમાં આ મિત્રનો આભાર માન્યો. માતાની પાસે લીધેલી પ્રતિજ્ઞા યાદ આવી. હું ભાગ્યો. મારી કોટ-

'ડીમાં ધ્રજતો ધ્રજતો પહોચ્યો છાતી ધડકતી હતી કાતિલના હાથમાંથી બચી કોઈ શિકાર છૂટે ને તેની જેવી સ્થિતિ હોય એવી મારી હતી.

'પરસ્ત્રીને જોઈને વિકારવશ થયાનો અને તેની સાથે રમત રમવાની ઇચ્છા થયાનો આ પહેલો પ્રસંગ હતો એમ મને ભાન છે. મારી રાત્રિ ઊંઘ વિનાની ગઈ અનેક પ્રકારના વિચારોએ મારી ઉપર હુમલો કર્યો ઘર છોડુ? ભાગુ? હું ક્યાં છું? હું સાવધાન ન રહુ તો મારા શા હાલ થાય? મે ખૂબ ચેતીને ચાલવાનો વિચાર કર્યો ઘર ન છોડ્યુ, પણ જેમ તેમ કરીને પોર્ટસ્મથ છોડી દેવુ એટલુ ધાર્યું. સંમેલન બે દિવસથી વધારે લંબાવાનુ ન હતુ એટલે મને સ્મરણ છે તે પ્રમાણે મે બીજે જ દિવસે બંદર છોડ્યુ મારા સાથી થોડા દહાડા ત્યાં રોકાયા'

આવે વખતે 'ભગવાને લાજ રાખી' એમ આપણે કહીએ છીએ, એ જ પ્રમાણે તે વખતે તો મોહનદાસને એટલુ જ લાગ્યુ કે 'મને ઈશ્વરે બચાવ્યો' પણ પાછળથી જેમ જેમ બીજા કાર્યો કરતા જુદી જુદી જાતના અનેક અનુભવો થયા ત્યારે ગાધીબાપુને આ વાત વધારે સમજાઈ. એ અનુભવો પરથી તેમણે સાર કાઢ્યો કે

'જ્યારે બધી આશા છોડીને બેસીએ, બને હાથ હેઠા પડે, ત્યારે કયાંક ને કયાંકથી મદદ આવીને પડે છે એમ મે અનુભવ્યુ છે સ્તુતિ, ઉપાસના, પ્રાર્થના એ વહેમ નથી, પણ આપણે ખાઈએ-છીએ, પીએ છીએ, ચાલીએ-બેસીએ છીએ એ બધુ જેટલું સાચુ છે તેના કરતાય એ વધારે સાચી વસ્તુ છે-એ જ સાચુ છે, બીજુ બધુ ખોટુ છે એમ કહેવામા અતિશયોક્તિ નથી.'

ભક્તકવિ સુરદાસના ભજનમાં પણ એ જ વાત કહી છેઃ

અપબલ, તપબલ, ઔર બાહુબલ
ચૌથા હૈ બલ દામ,
સુર કિશોર કૃપાસે સબ બલ
હારેકો હરિનામ—
સનેરી મૈંને નિર્બલ કે બલ રામ.

૧

# બૅરિસ્ટર બનીને આવ્યા

વિલાયતમાં ત્રણ વર્ષ પૂરાં થયાં. મોહનદાસે કાયદાની પરીક્ષાઓ પસાર કરી બૅરિસ્ટરની પદવી મેળવી અને દેશમાં આવવા રવાના થયા.

ચોમાસાના દિવસો હતા. દરિયો તોફાની હતો. રાતો સમુદ્ર પસાર કરીને આગબોટ સુએઝની નહેરમાંથી બહાર નીકળી એટલે તોફાન વધ્યું. ઘણાખરા ઉતારુઓ માંદા જેવા થઈ ગયા હતા. એકલા મોહનદાસ મગ્ન કરતા હતા. તૂતક ઉપર ફરવા પણ નીકળતા. તેમને દરિયો મુદ્દલ લાગતો નહિ.

જેમ જેમ દેશ નજીક આવતો ગયો તેમ તેમ મોહનદાસના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. વિલાયત હતા ત્યાં સુધી તો એક જ નિશાન હતું કે ભણીગણીને ઘેર જવું છે, પણ ઘર પાસે આવવા લાગ્યું એટલે ભવિષ્યના વિચાર શરૂ થયા.

વકીલાત કરવી ફાવશે કે નહિ ? વકીલાત કયાં કરવી ? વકીલાત ન ફાવે તો શું કરવુ ?

વિલાયત ગયા ત્યારે નાતબહાર મૂકેલા હતા એટલે નાતનો પણ સવાલ હતો. વળી પોતે ઘરમાં, નાતમાં, સમાજમાં કેટલાક સુધારા કરવાનો મનમાં સંકલ્પ કરી રાખ્યો હતો ને તેવી કેટલા

કરતા તેના વિચારો પણ આવતા હતા મહાન મહાસાગર ઊછળી રહ્યો હતો તેવો જ મનમાં વિચારસાગર ઊછળતો હતો

દેશ પાસે આવતા ગયો તેમ મળવાવહાલા દોસ્તમિત્રો, બધા યાદ આવવા લાગ્યા સૌથી વધારે માના દર્શન કરવા મન અધીરું બન્યુ હતું એ વહાલસોઈ મા જેનુ મન દીકરાને આંખ આગળથી અળગો કરતા માનતું નહોતું, એ ત્રણ વર્ષે પુત્રને પાછો આવેલો જોઈને કેવી રાજી થશે એ વિચારે મોહનદાસના રૂવાડા ખેડા થઈ જતા હતા

દૂરથી મુંબઈનો કિનારો દેખાયો ધીમે ધીમે આગબોટ બારામાં દાખલ થઈ ઊતરવા માટે સૌ તૈયાર હતા મોહનદાસે તૂતક ઉપરથી જોયુ તો મોટાભાઈ સામે લેવા આવ્યા હતા બોટ લાંગરી સૌ નીચે ઊતર્યા મોહનદાસ મોટાભાઈને પગે પડ્યા મોટાભાઈએ ભીની આંખે છાતીએ ચાંપ્યા

દાકતર મહેતાના ભાઈ રેવાશંકર ઝવેરીને ઘેર ઉતારો રાખ્યો હતો સૌ ત્યાં ગયા

મોહનદાસ તો જતામાથી જ સૌના ખબરઅંતર પૂછવા લાગ્યા મોટાભાઈએ સૌના સમાચાર આપ્યા જેમના દર્શન કરવા, જેમને ચરણે માથું મૂકવા મોહનદાસનુ મન તલસી રહ્યું હતુ એ માતા વિષે કશુ ન કહ્યું

ઉતારે પહોંચ્યા પછી થોડી વાર થાક ખાઈ મોહનદાસ નાહવા બેઠા ત્યાર મોટાભાઈએ થડકતે હૈયે માતાના સ્વર્ગવાસના સમાચાર આપ્યા સાંભળીને મોહનદાસનું અંતર રડી ઊઠયુ પિતાના મરણ કરતા વધારે આઘાત લાગ્યો છતા આવું ભારે દુઃખ તેમણે હૈયામાં જ સમાવી દીધું આંખમા આવતા આંસુને પરાણે રોકી લીધા મન કઠણ કરીને જાણે માનું મૃત્યુ થયુ જ નથી એમ વહેવાર શરૂ કર્યો.

દાકતર પ્રાણજીવનદાસ મહેતા સાથે વિલાયતમાં ઓળખાણ થયેલી. તેમની સાથે જિંદગીભરની ગાંઠ બંધાઈ. મુંબઈમાં દાકતર મહેતાએ ગાંધીજીને એક યુવાન કવિની ઓળખાણ કરાવી. એમનું નામ રાયચંદભાઈ હતું. તેઓ રેવાશંકર ઝવેરીના જમાઈ થતા હતા. તેમની પેઢીના ભાગીદાર અને કર્તાહર્તા હતા. તેમની ઉંમર માંડ પચીસ વર્ષની હશે, પણ એટલી ઉંમરમાં તેઓ જ્ઞાની અને કવિ તરીકે પંકાતા હતા. તેઓ શતાવધાની હતા એટલે સો બાબતો જુદા જુદા માણસો કહે તે એક સાથે ધ્યાનમાં રાખી પછી પોતે કહી બતાવે.

ગાંધીજી વિલાયતથી બેરિસ્ટર બનીને તાજા જ આવતા હતા. કવિની ઓળખાણ કરાવ્યા પછી તેમને કવિએ અવધાનના થોડાક પ્રયોગો કરી બતાવ્યા. ગાંધીજીને થયું–મારામાં આવી યાદશક્તિ હોત તો કેવું સારું ! એ વિચાર તો આવ્યો તેવો ચાલ્યો ગયો, પણ ગાંધીજીના મન ઉપર કવિના સદાચારી જીવનની ઊંડી છાપ પડી. કવિએ ઘણાં ધર્મશાસ્ત્રો વાંચ્યાં હતાં. 'આ દેહ તે હું નથી પણ હું આત્મા છું' એ વસ્તુને ઓળખવા માટે જ કવિ જીવતા હતા. ખાવું–પીવું, હરવું–ફરવું, વેપાર–રોજગાર એ એમને મન સાચી વસ્તુ ન હતી. એ બધું આળપંપાળ છે એમ કવિ માનતા. સંસારી છતાં તેઓ જળકમળવત્ રહેતા હતા.

હજારોના વેપાર ખેડતા, હીરા–મોતીની પારખ કરતા, પણ એમાં એમનો જીવ રાચતો ન હતો. તેઓ દુકાનમાં પોતાની પાસે ધાર્મિક પુસ્તકો અને એક નોંધપોથી રાખતા. વેપારની વાત પૂરી થાય કે તરત પુસ્તકમાં જીવ પરોવાઈ જાય અથવા પેલી નોંધ-પોથી ઊઘડે. તેમાં પોતાના અનુભવનાં કાવ્યો કવિ ઉતારતા.

કવિ રાયચંદભાઈને પાછળથી શ્રીમદ્ રાજચંદ્ર તરીકે સૌ ઓળખતા હતા. તેમનાં કાવ્યો અને લેખો વાંચીને ઘણા માણસોએ

પોતાનાં જીવન સુધાર્યાં છે. યુવાન વયે આટલું જ્ઞાન અને આટલી ઊંડી સમજ કોઈક વિરલામાં જ જોવામાં આવે છે. ગાંધીજી કવિનું જીવન અને વિચારો જોઈ તેમની ઉપર મોહી પડ્યા.

ગાંધીજી મુંબઈમાં જ્યારે બૅરિસ્ટર તરીકે રહેતા હતા ત્યારે તેઓ કવિની પાસે વારંવાર જતા. ગાંધીજી જ્યારે આવે ત્યારે કવિ તેમની સાથે નિરાંતે વાતો કરે. મોટે ભાગે જીવન કેમ સફળ થાય એ સંબંધી વાતચીત ચાલતી. ગાંધીજીને કવિની પાસેથી ઘણું જાણવાનું મળતું. તેમનો સહવાસ ગાંધીજીને ગમતો હતો.

ગાંધીજીના જીવન-ઘડતરમાં ત્રણ માણસોએ સૌથી વધારે અસર કરી છેઃ ઇંગ્લંડના વિચારક જૉન રસ્કિન, રશિયન મહાત્મા ટૉલ્સ્ટૉય અને કવિ રાયચંદભાઈ.

ત્રણે જણને ગાંધીજી હજી યાદ કરે છે.

## ૨

# ધોળો હાથી

ગાંધીજીના મોટાભાઈએ મનમાં અનેક મનસૂબા કરી રાખ્યા હતા. ભાઈ બૅરિસ્ટર બનીને દેશમાં આવશે. રાજકોટના કારભારી થશે. કુટુંબની જાહોજલાલી વધશે. આનંદથી સૌ સાથે રહેશું ને મજા કરશું. બૅરિસ્ટરના ઘરનો મોભો સચવાય તે રીતનું ખર્ચ પણ તેમણે વધારી મૂકયું હતું. વકીલાત કરવી પડે તો કેસ મળે તેની જોગવાઈ કરી રાખી હતી.

મોટાભાઈની સાથે ગાંધીજી રાજકોટ આવ્યા. કસ્તુરબા કાગને ડોળે રાહ જોઈ રહ્યાં હતાં. નાનો હરિલાલ હવે તો દોડતો થયો હતો. ગાંધીજી સૌને મળ્યા ને ઘરમાં આનંદ આનંદ થઈ રહ્યો.

ગાંધીજીએ વિલાયતમાં કેટલીક સારી બાબતો જોયેલી તે ઘરમાં દાખલ કરવાનો તેમનો વિચાર હતો. ગાંધીજીએ તે પ્રમાણે ફેરફારો શરૂ કર્યા. કસ્તુરબાનો સ્વભાવ સાલસ હતો, પણ તેઓ સ્વમાની હતાં એથી ગાંધીજીની સૂચના વગર વિચાર્યે ઉપાડી લેતાં ન હતાં. કેટલીક બાબતોમાં બંને વચ્ચે વાદવિવાદ ચાલે. વળી કસ્તુરબાએ શું પહેરવું ને શું ન પહેરવું, કયાં જવું ને કયાં નહિ, એવી નાની નાની બાબતોમાં ગાંધીજી ખાંખદ રાખ્યા કરતા હતા તે કસ્તુરબાને મુદ્દલ પસંદ ન હતું. કસ્તુરબાને ભણાવવાની ગાંધીજીની ઇચ્છા હતી પણ તેય બર ન આવી. આવી ખેંચતાણને લીધે ગાંધીજીનો રોષ વધ્યો–તે એટલે સુધી કે તેમણે કસ્તુરબાને પિયર મોકલી દીધાં! ત્યાં તેમણે મૂંગે મોઢે વિયોગ સહી લીધો. ગાંધીજીને પાછળથી પોતાની ભૂલ સમજાઈ. કસ્તુરબાને પાછાં તેડાવી લીધાં.

છોકરાંઓને ભણાવવાની બાબતમાં પણ ગાંધીજીને સુધારા કરવા હતા. મોટાભાઈનાં બાળકો હતાં. પોતાનો ચાર વરસનો દીકરો હતો. બધાં છોકરાંને ગાંધીજી એકઠાં કરતા. તેમને કસરત કરાવે, દોડાવે, પોતે પણ તેમની સાથે દોડે. નાનાં છોકરાં સાથે ગેલ કરવાનો ગાંધીજીને મૂળથી શોખ હતો. આજે પોણોસો વરસેય નાનું છોકરું દેખે એટલે ગમે તેવી ગંભીર વાત ચાલતી હોય તોયે એની સાથે ગમ્મત કર્યા વિના ન રહે.

મોટાભાઈને છોકરાંઓ સુધરે એ વાત ગમી. ગાંધીજીના આવ્યા પહેલાં જ મોટાભાઈએ ઘરમાં થોડો ફેરફાર તો કરી રાખ્યો હતો. કબા ગાંધીના વખતમાં દવા તરીકે અથવા ખાસ કોઈ મહેમાન આવે ત્યારે ચિનાઈ વાસણ અને ચા-કૉફી વપરાતાં, હવે તેનો રોજિંદો ઉપયોગ શરૂ થયો. ભાઈએ આવીને જવની ઘેંસ દાખલ કરી. ચા-કૉફીને બદલે કોકો આવ્યો. બૂટ-મોજાં તો ઘરમાં આવી ચૂક્યાં હતાં. સાહેબે આવીને કોટ-પાટલૂનનો ઉમેરો કર્યો.

આમ ખરચ વધ્યું, નવી વસ્તુઓ વધી, પણ આવકનું ઠેકાણું ન મળે. ધોળો હાથી તો બાંધ્યો, પણ તેને ખવરાવવું શું?

રાજકોટમાં પાસ થયેલા વકીલ જેટલુંય ગાંધી બૅરિસ્ટરનું કાયદાનું જ્ઞાન ન મળે. અને ફી ત્યારે દસગણી! એટલે એમની પાસે કેસ ભાગ્યે જ આવે.

પણ ગમે તેમ વધતા જતા ખર્ચને તો પહોંચવું જ જોઈએ. મિત્રોની સલાહ પડી કે મોહનદાસને રાજકોટ કરતાં મુંબઈ વધારે ફાવશે.

ગાંધી સાહેબ મુંબઈ ગયા. ત્યાં ઘર વસાવ્યું. રસોઇયો રાખ્યો. પણ નસીબજોગે સાહેબને રસોઇયો પણ એવો જ ભેટ્યો. રસોઇયો જાતે બ્રાહ્મણ હતો, એટલે નહાય ખરો પણ ધુએ નહિ. ધોતિયું

મેલુ મમોતા જેવુ જનોઈ કાળી મેશ શાસ્ત્ર ભણ્યો હોય તો ભણિયારુ શાનો કરે ? કાગા અક્ષરને ફરી માગેલા

એકવાર ગાધી સાહેબે તેને પૂછ્યુ 'કેમ રવિશકર, તમને રસોઈ તો ન આવડે, પણ સધ્યા-પૂજા કરો ખરા કે નહિ ?'

'શુ ભઈ ગોબ, શધ્યો તર્પણ સાતીકુ ને કોદાળી ખટકરમ— અમે તો એના જ ભેમણ તો ! તમારા જેવા નભાવે તો નભીએ નહિ તો છેતી તો છે જ'

જવાબ સાભળીને ગાધીજી વિચારમા પડ્યા એમને તો જ્યા હોય ત્યા સુધારો કરવાનો આવે રવિશકરને કહે 'હુ તને ભણાવુ તો ભણે ખરો કે ?'

'હોવે ભઈ શોબ, શી સારુ નહિ ભણેશ ?'

ગાધીજીને વખતનો તો સવાલ જ નહોતો કેસ લડવાના ન હતા હજી તો 'બેકાર બારિસ્ટર' તરીકે હવા ખાતા હતા પેલાને રાધતા પણ પૂરુ આવડતુ ન હતુ અર્ધુ એ રાધે ને અર્ધુ ગાધીજી રાધે વિલાયતમા ખોરાકના અખતરા કરેલા તે અહીં પાછા ચાલુ થયા ગાધીજી પગતભેદ પાળતા ન હતા રવિશકરનેય ખાસ વાધો ન હતો, એટલે બનેનો મેળ ઠીક મળ્યો

બીજી બધી બાબતમા રવિશકર સુધારો કરવા તૈયાર હતો, પણ મેલની ભાઈબધી છોડવી તેને ગમતી ન હતી રસોઈ પણ ગદી રીતે કરે ચોખ્ખાઈ રાખવાના તો સમ ખાધેલા છતા ગાધીજી વળગી રહ્યા એક નોકરની પેઠે નહિ પણ પોતાના સાથીની માફક રવિશકરને સુધારવાના ગાધીજીના પ્રયત્ન ચાલુ રહ્યા

ગાધીજીએ મુબઈમા ઘર વસાવ્યુ, ઑફિસ ખોલી, પણ એ વધતા જતા ખરચને પહોચી વળવાનો સવાલ તો ઊભો જ રહ્યો તેને માટે પણ ગાધીજીના પ્રયાસ ચાલુ જ હતા

૩

## પહેલો કેસ

ઘર બહાર બારિસ્ટરનું પાટિયું મારેલું અને અંદર બેસીને ગાંધી સાહેબ કાયદાનો અભ્યાસ કરતા હતા. કોઈ કોઈ કાયદા વાંચવામાં રસ પડતો, પણ કોરટમાં જવા ને કેસ ચલાવવાની હિંમત હજી ચાલતી ન હતી.

એ જમાનામાં ફિરોજશા મહેતા અને બદરૂદ્દીન તૈયબજી મોટા અડીખમ વકીલ ગણાતા. તેમની વાતો સાંભળીને મોહનદાસ સમસમી રહેતા. મનનું દુ:ખ મનમાં જ સમાવવું પડતું હતું.

એવામાં એક કેસ આવ્યો. કેસ લઈ આવનાર દલાલો હોય છે. એણે ગાંધીજીને કહ્યું: 'તમારે દલાલી આપવી પડશે.'

'શા માટે? કેસ મારે લડવો ને દલાલી તમને શાની મળે? એ નહિ બની શકે.'

દલાલે ફરી કહ્યું: 'પણ મહિને ચાર હજાર કમાનાર વકીલોય દલાલી આપે છે.'

ગાંધીજી કહે: 'મારે ક્યાં ચાર હજાર કમાવા છે? મને તો મહિને ત્રણસો રૂપિયા મળે તો બસ. મારા બાપુનેય ક્યાં વધારે મળતા હતા?'

'પણ ભાઈ, એ જમાનો ગયો. મુંબઈનાં ખર્ચ મોટાં. તમારે વહેવાર ચલાવવો હોય તો વિચાર કરજો.'

ગાધીજી એક ટળી બે ન થયા દલાલી ન જ આપી. છતા તેમને કેસ મળ્યો કેસ સહેલો હતો ગાધીજીને ફીના ત્રીસ રૂપિયા મળ્યા કેસ માડ એક દિવસ ચાલે તેમ હતો

મુદતને દિવસે ગાધીજી કોરટમા હાજર થયા જેવા કેસ ચલાવવા ઊઠ્યા અને ઊલટતપાસ શરૂ કરી તેવા પગ ધ્રૂજવા માડયા માથુ ફરવા લાગ્યુ આખી કોરટ જાણે ફરતી હોય તેમ થયુ સવાલ પૂછવાનુ સૂઝે નહિ ન્યાયાધીશ પણ મનમા હસ્યો હશે વકીલોને ગમ્મત પડી નવા બારિસ્ટરની તે દિવસે ખરેખરી રેવડી થઈ

ગાધીજી બેસી ગયા દલાલને કહ્યુ 'તમે બીજો વકીલ રોકો મને આપેલી ફી પાછી લ્યો '

દલાલે બીજો વકીલ રોકયો એને એક દિવસના એકાવન રૂપિયા આપ્યા આવો કેસ ચલાવવો એ એને મન રમતવાત હતી

ગાધીજી તો આખ મીચીને ભાગ્યા અસીલ હાર્યો કે જીત્યો એ જોવાય ન રહ્યા આ બનાવથી તેમને ઘણી શરમ લાગી હવે પૂરી હિમત ન આવે ત્યા સુધી કેસ હાથમા લેવો જ નહિ એમ નકકી કર્યું

થોડા દિવસ પછી એક ગરીબ મુસલમાન અરજી ઘડાવવા આવ્યો એ પોરબદરનો હતો એની જમીન જપ્ત થઈ હતી કબા ગાધીની ઓળખાણે એના બારિસ્ટર પુત્ર પાસે તે આવ્યો હતો

ગાધીજીએ કેસ જોયો કેસ લૂલો લાગ્યો છતા લીધો અરજી ઘડી આપી એની કશી ફી ન લીધી એ અરજી કોરટમા પાસ થઈ ગાધીજીના મનમા વિશ્વાસ બેઠો કે, ના, અરજી ઘડવાની લાયકાત તો મારામા છે

એ અરજીની વાત સાભળીને બીજા પણ અરજી લખાવવા આવવા લાગ્યા આમ ગાધીજી મફત અરજીઓ લખવાને

કરે તો તેઓ આખો દિવસ નવરા ન પડે એટલું કામ મળી રહે, પણ તેથી કાંઈ એમનાં છોકરા ધૂઘરે રમે ?

એકવાર બારિસ્ટર સાહેબ નવરા બેઠા હવા ખાતા હતા તે વખતે એમને એક તુક્કો સૂઝયો. હું કોરટમાં કેસ ન લડી શકું, પણ કોઈ નિશાળમાં માસ્તર થાઉં તો મને છોકરા ભણાવવાનું તો ફાવે જ. ગાંધીજીએ અંગ્રેજીનો સારો અભ્યાસ કર્યો હતો એટલે કોઈ શાળામાં મેટ્રિકના વર્ગમાં અંગ્રેજી શીખવવાનું મળે તો ખરચનો ખાડો કંઈક પુરાય.

આમ વિચારે છે ત્યાં છાપામાં એક જાહેરખબર વાંચી: 'જોઈએ છે, અંગ્રેજી શિક્ષક. દરરોજનો એક કલાક. પગાર રૂપિયા પોણોસો !'

આ જાહેરખબર એક જાણીતી હાઈસ્કૂલની હતી. ગાંધીજીએ તો તરત અરજી કરી. જવાબ આવ્યો .

'રૂબરૂ મળવા આવો.'

ગાંધીજી હોંશે હોંશે મળવા ગયા. વિલાયત જઈ બેરિસ્ટર થઈ આવેલ મોહનદાસ ગાંધી વટથી પ્રિન્સિપાલની સામે આવીને ઊભા. હાથ મેળવીને બેઠા.

વાત શરૂ થઈ: 'તમારો અભ્યાસ કયાં સુધીનો છે ?' 'મેં દેશમાં અને ઇંગ્લંડમાં મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી છે. પછી કાયદો વાંચી બારિસ્ટર થયો છું.'

'તમે બી. એ. પાસ નથી ?'

'જી ના. પણ મેં લંડનમાં મેટ્રિકની પરીક્ષા પસાર કરી છે અને મારી બીજી ભાષા લૅટિન હતી.'

'એ ખરું, પણ અમારે તો બી. એ. પાસ થયેલ માણસની જરૂર છે'

ગાંધીજીના હાથ હેઠા પડ્યા. લાચાર બનીને તેઓ પાછા ફર્યા મોટાભાઈને પણ ફિકર થવા લાગી. મુંબઈનું ખર્ચ ચડ્યે જતુ હતુ.

આખરે ગાંધીજીએ મુંબઈ છોડી દેશમા જવાનો વિચાર કર્યો. મુંબઈને રામરામ કરી તેઓ રાજકોટ આવ્યા.

રાજકોટમાં બાપદાદાની લાગવગ હતી મોટાભાઈ પણ નાની-સની વકીલાત કરતા હતા એટલે બંને ભાઈ મળીને ત્રણસો રૂપિયા કમાવા લાગ્યા.

રાજકોટમાં ગાડું ચાલશે એમ લાગ્યું એમાં એક એવો બનાવ બન્યો, જેથી જુવાન બારિસ્ટર સળગી ઊઠ્યો.

## ૪

# કડવો ઘૂંટડો

રાજકોટનો પોલિટિકલ એજન્ટ રજા ગાળવા વિલાયત ગયેલો ત્યારે ગાંધીજી તેને મળેલા. ઠીકઠીક ઓળખાણ પણ થઈ હતી એ ઓળખાણનો લાભ લઈ ગાંધીજી રાજકોટમા તેને મળવા ગયા મોટાભાઈની વતી થોડી સિફારસ કરવાની હતી ગાંધીજીને આવી બાબતમા વગ લગાડવી ગમતી ન હતી, છતા ભાઈનુ મો ન મૂકી શકયા

ગાંધીજીએ મળવાનો વખત માગ્યો. સાહેબે આપ્યો બન્ને મળ્યા ગાંધીજીએ તરત જોઈ લીધુ કે વિલાયતમા પોતાના વર આગળ રજા ગાળતો અગ્રેજ સીધો-સાદો લાગ્યો હતો તે અહીં અમલદારની ખુરસીમા અક્કડાઈથી બેઠો હતો એની આખમા ને અવાજમા સત્તાનો નશો હતો

ગાંધીજી હાથ મિલાવીને બેઠા કુશળ સમાચાર પૂછ્યા ગાંધીજીએ વાત શરૂ કરી 'મારા મોટાભાઈ માટે '

એમ વેણ પૂરુ થાય તે પહેલા તો સાહેબ ટટ્ટાર થયો અને તોછડુ વેણ કાઢ્યુ 'તમારા ભાઈ ખટપટી છે તમારી વધારે વાત સાભળવા માગતો નથી મને વખત નથી ' ગાંધીજી વાત ચલાવી રહ્યા હતા એટલે સાહેબ ઊઠીને ઊભા થયા 'હવે તમારે જવુ જોઈએ '

'પણ મારી વાત તો પૂરી સાંભળો ? '

સાહેબનો પિત્તો ગયો 'પટાવાળા, ઈસકો દરવાજા બતાઓ!'

'જી હજૂર!' કહેતો પટાવાળો દોડયો આવ્યો અને ગાંધીજીનો હાથ પકડયો ગાંધીજી બહાર આવ્યા સાહેબ ગયા, પટાવાળો ગયો,

જુવાન બારિસ્ટરને તો પગથી માથા સુધી લાગી ગઈ. તેમણે ત્યાં ને ત્યાં ચિઠ્ઠી લખી: 'તમે મારું અપમાન કર્યું છે. તે બદલ માફી નહિ માગો તો હું તમારી ઉપર કેસ માંડીશ.'

તરત જવાબ આપ્યો : 'તારાથી થાય તે કરી લેજે!'

આ જવાબ ખિસ્સામાં મૂકી ગાંધીજી ઘરે આવ્યા. મોટાભાઈને વાત કરી. તે પણ દુઃખી થયા. બીજા વકીલ-મિત્રોને વાત કરી. તે વખતે મુંબઈથી ફિરોજશા મહેતા કેસના કામે રાજકોટ આવેલા તેમને એક વકીલ મારફતે બધી હકીકત જણાવી. તેમની સલાહ પૂછી. ફિરોજશાએ કહેવરાવ્યું : 'ગાંધીને કહેજે, આવા બનાવ તો અહીં રોજ બને છે. તમે હજી વિલાયતની તાજી હવા લઈને આવો છો તે આકરું લાગે છે. પૈસા કમાવા હોય તો થયેલું અપમાન ગળી જજો. કેસ કરવા જશો તો ખુવાર થઈ જશો. તમને જિંદગીનો અનુભવ હજી હવે મળશે.'

આ શિખામણ ગાંધીજીને કડવી ઝેર જેવી લાગી. કડવો ઘૂંટડો માંડ ગળે ઉતાર્યો. પણ અપમાન ભૂલી ન શકાય. તે દિવસથી ગાંધીજીએ મનની સાથે ગાંઠ વાળી કે આ રીતે કોઈની સિફારસ ન કરવી આ પ્રસંગે ગાંધીજીના જીવનનું આખું સુકાન ફેરવી નાખ્યું.

*

ગાંધીજી કાઠિયાવાડના દેશી રજવાડાની ખટપટ અને ગુલામીમાંથી છૂટવાનો વિચાર કરતા હતા એ જ વખતે પોરબંદરની એક મેમણ પેઢીનું કહેણ આવ્યું : 'અમારો વેપાર દક્ષિણ આફ્રિકામાં છે. ત્યાં અમારી મોટી પેઢી છે. અમારો એક મોટો કેસ ત્યાં ચાલે છે. ૭ લાખ રૂપિયાનો દાવો છે. અમારી પાસે સારા સારા ગોરા વકીલ-બૅરિસ્ટરો છે. જો તમે તમારા ભાઈને મોકલો તો તે અમને મદદ કરે અને તેમને કંઈક મળે. તેઓ અમારો કેસ અમારા ગોરા વકીલોને સમજાવી શકશે. વળી તેમને નવો મુલક જોવા મળશે અને નવી ઓળખાણો થશે.'

મોગલભાઈએ ગાંધીજીને વાત કરી. ગાંધીજીનું મન લલચાયું. દાદા અબ્દુલ્લાના ભાગીદારને ગાંધીજી મળ્યા. એમણે ગાંધીજીને કહ્યું: 'તમારે ત્યાં ઝાઝી મહેનત નહિ પડે. અમારે મોટા ગોરાઓની દોસ્તી છે, એમની તમને ઓળખાણ થશે. અમારી દુકાનમાં અમારે અંગ્રેજી પત્રવ્યવહાર ઘણો રહે છે, તેમાં પણ તમે મદદ કરી શકશો. તમારું રહેવાનું અમારા બંગલામાં જ થશે એટલે તમારી ઉપર બીજું કંઈ જ ખર્ચ નહિ આવે.'

ગાંધીજીએ પૂછ્યું: 'મારી નોકરી કેટલી મુદત સુધી તમે માગો છો, અને તમે કેટલો પગાર આપી શકશો?'

'તમારું કામ એક વર્ષથી વધારે નહિ પડે. તમને પહેલા વર્ગનું જવા-આવવાનું ભાડું, રહેવા તથા ખાધાખર્ચ ઉપરાંત પંદરસો રૂપિયા આપશું.'

ગાંધીજી મનમાં સમજ્યા કે આ કાંઈ વકીલાત ન કહેવાય, આ તો નોકરી ગણાય. પણ તેમને તો જ્યાં ત્યાંથી હિંદુસ્તાન છોડવું હતું. વળી નવો મુલક જોવા મળે તે જુદો. પંદરસો રૂપિયાની ભાઈને મદદ થશે એ પણ ખરું. આમ વિચાર કરી ગાંધીજીએ પગાર વિષે રકઝક કર્યા વિના જવાનું કબૂલ કર્યું.

વિલાયત ગયા ત્યારે ગાંધીજીને કુટુંબના વિયોગનું જે દુઃખ થયું હતું તેવું આ વખતે ન થયું. મા તો ચાલ્યાં ગયાં હતાં. દુનિયાનો અને મુસાફરીનો થોડોઘણો અનુભવ લીધો હતો. માત્ર કસ્તૂરબાનો વિયોગ સાલતો હતો. તેમણે બીજા દીકરાને જન્મ આપ્યો હતો. વિલાયતથી આવ્યા બાદ સાથે રહેવાનું બહુ ઓછું બન્યું હતું. કસ્તૂરબાનું ભણતર પણ થોડું થોડું ચાલતું હતું અને તેમના વિચારોમાં પણ ફેરફાર થવા લાગ્યા હતા. આથી ગાંધીજીને વધારે લાગી આવ્યું.

# ૫

# મુંબઈથી નાતાલ

નીચે પાણી ને ઉપર આકાશ. સેંકડો માઈલ સુધી ક્યાંય કિનારો ન દેખાય એવા અફાટ હિંદી મહાસાગરમાં તેર દિવસ ગાળ્યા પછી પહેલું બંદર લામુ આવવાનું હતું.

રસ્તામાં ગાંધીજીને કપ્તાન સાથે ઠીક દોસ્તી બંધાઈ હતી. કપ્તાનને શેતરંજ રમવાનો શોખ હતો. પણ તે હજી નવશિખાઉ હતો. એને પોતાના કરતાં ઠોઠ જોડીદારની જરૂર હતી. માલમના હીંચકા પર આરામ કરતા ગાંધી સાહેબની એણે દોસ્તી કરી. શેતરંજમાં અક્કલનો ઉપયોગ કરવો પડે છે. કપ્તાન ગાંધીજીનો ગુરુ બન્યો. ગાંધીજીને એ રમત ગમી. પણ તે આગબોટમાં જ રહી. પછી કોઈ દિવસ શેતરંજ ખેલવાનો તેમને વખત જ ન મળ્યો. લામુ બંદર આવ્યું. ત્યાં સ્ટીમર ચાર–પાંચ કલાક રોકાવાની હતી. ગાંધીજી બંદર જોવા નીચે ઊતર્યા. કપ્તાને તેમને ચેતવણી આપી: 'અહીંનું બારું દગાખોર છે. તમે વહેલા પાછા વળજો.'

ગાંધીજી કહે: 'હરકત નહિ.'

ગામ નાનું હતું. ગાંધીજી ટપાલ–ઑફિસે ગયા. ત્યાં હિંદી નોકરો જોયા. તેમને જોઈ ગાંધીજી રાજી થયા. હબસીઓને પણ મળ્યા. તેમની રહેણીકરણીમાં રસ પડ્યો. એમાં કાંઈક વખત ગયો. ત્રીજા વર્ગના કેટલાક ઉતારુ ખાવા–પીવા ઊતર્યા હતા તેમની. હોડીમાં બેસી ગાંધીજી સ્ટીમર પર આવવા નીકળ્યા. બારામાં ભરતી ઠીક હતી. હોડીમાં ભાર ઘણો હતો. તાણ એટલું બધું હતું કે હોડીનું દોરડું સ્ટીમરની સીડી સાથે કેમે કર્યું

બંધાય જ નહિ. હોડી સીડીની નજીક જાય ને પાછી પાણીના જોરે તણાઈને સરકી જાય. એમ કરતાં સમય ભરાઈ ગયો. સ્ટીમર ઊપડવાની પહેલી સીટી થઈ. ગાંધીજી ગભરાયા. ઉપરથી કપ્તાન જોઈ રહ્યો હતો. તેણે પાંચ મિનિટ સ્ટીમરને થોભાવવા કહ્યું. સ્ટીમર પાસે એક મછવો હતો. એક મિત્રે દસ રૂપિયા આપી ગાંધીજી સારુ એ મછવો ભાડે કર્યો. એ મછવાવાળાએ પેલી હોડીમાંથી ગાંધીજીને ઊંચકી લીધા. સ્ટીમરની સીડી ઊપડી ગઈ હતી તેથી ગાંધીજીને દોરડા વડે મછવામાંથી ઉપર ખેંચી લીધા ને સ્ટીમર ચાલતી થઈ. બીજા ઉતારુઓ રહી ગયા. કપ્તાને આપેલી ચેતવણીનો અર્થ ગાંધીજી બરાબર સમજી ગયા.

લામુથી મોમ્બાસા અને ત્યાંથી જંગબાર પહોંચ્યા. જંગબારથી સ્ટીમર બદલવાની હતી. ત્યાં દસેક દહાડા રોકાવાનું હતું.

જંગબારના બારામાં સ્ટીમર લાંગરી. કપ્તાન સાથે ગાંધીજીને ભારે સ્નેહ-સંબંધ બંધાયો હતો. કપ્તાનના પ્રેમનો પણ પાર ન હતો. તેણે ગાંધીજીને સહેલ કરવા નોતર્યા. બીજા એક અંગ્રેજ મિત્રને પણ સાથે લીધો. ત્રણે જણ કપ્તાનના ખાસ મછવામાં બેસી કિનારે ઊતર્યા.

પ્રભુની દયાથી અને પોતાની જાગૃતિથી ગાંધીજી બેવાર પાપમાં પડતાં ઊગરી ગયાના બનાવ આપણે અગાઉ વાંચી ગયા છીએ. આ ત્રીજો પ્રસંગ હતો. તેમાં પણ ઈશ્વરકૃપાથી જ બચ્યા.

આવા પ્રસંગો તો ગાંધીજીના પોતાના જ શબ્દોમાં આપણે વાંચવા જોઈએઃ

'આ સહેલ કરવા જવાનો અર્થ હું મુદ્દલ સમજ્યો ન હતો. આવી બાબતોમાં હું સાવ અજાણ હોઈશ એની કપ્તાનને ખબર પણ ન હતી. અમે તો હબસી ઓરતોના વાડાઓમાં પહોંચ્યા. એક દલાલ અમને ત્યાં લઈ ગયેલો. દરેક એક એક કોટડીમાં

પુરાયા. પણ હું તો શરમનો માર્યો કોટડીમા પુરાઈ જ રહ્યો પેની બાઈ બીચારીને શા વિચાર આવ્યા હશે એ તો તે જ જાણે કપ્તાને ચાલવા માટે બૂમ મારી . તો જેવો પુરાયો હતો તેવો જ બહાર નીકળ્યો કપ્તાન મારુ ભોળપણુ સમજી ગયો પ્રથમ તો મને બ જ ભોઠપ લાગી, પણ આ ામ હું કોઈ રીતે પસદ ારી શકુ તેમ ન હતુ તેથી તરત જ ભોઠપ જતી રહી ને પેની બહેનને જોઈને મને વિકાર સરખો પણ પેદા ન થયો તેને સારુ મે ઈશ્વરનો પાડ માન્યો અને કોટડીમા પુરાવાની જ ના પાડવા જેટલી હિમત ન બતાવી શકયો તે મારી નબળાઈ તરફ મને તિરસ્કાર ઊપજ્યો

' આ કિસ્સાથી મારી ઈશ્વર ઉપરની આસ્થા વધી ને ખોટી શરમ છોડવાની હિમત પણ કઈક શીખ્યો '

શુભ ભાવના સેવનારને ઈશ્વર ખરે ટાણે કેવી રીતે બચાવે છે તેનુ આ ઉદાહરણ છે

જગબારમા એક અઠવાડિયુ રોકાવાનુ હતુ ગાધીજી એક ઓરડી ભાડે રાખીને રહ્યા જગબાર શહેર ખૂબ ફરી ફરીને જોયુ મોસબી અને લવિગના વિશાળ અને મનોહર બગીચાઓ જોયા મોટા આકાશે અડતા વૃક્ષો, આખને ઠારે તેવી સુદર હરિયાળી, મોસબી, નાળિયેર, સોપારી, કેળ વગેરે ફળોથી લચી પડતા શાખાઓ જોઈ ગાધાજી ચકિત થઈ ગયા આખ મીચીને ઉઘાડીએ તેમ અઠવાડિયુ પસાર થઈ ગયુ

જગબારથી ઊપડતી સ્ટીમર મોઝામ્બિક થઈને મે માસની આખરે નાતાલ પહોચી

૬

# પાઘડીથી શ્રીગણેશ

નાતાલના ડરબન બદર ગાધી સાહબને લેવા અબ્દુલ્લા શેઠ આવ્યા હતા હિંદી વેપારીઓ અને મજૂરોથી જુદા તરી નીકળતા ગાધી બારિસ્ટર તરફ લોકો નવાઈભરી નજરે જોઈ રહ્યા એમણે ફ્રોક કોટ પહેર્યો હતો. માથે બગાળી ઘાટની પાઘડી મૂકી હતી

અબ્દુલ્લા શેઠ ગાધીજીને પોતાને ઘેર લઈ ગયા ધીમે ધીમે ઓળખાણ થતી ગઈ તેમ તેમ અબ્દુલ્લા શેઠને ગાધીજી ઉપર પ્રેમ અને વિશ્વાસ વધાતા ગયા. શરૂઆતમા તો ગાધી બારિસ્ટર ના સાહેબશાઈ રહેણીકરણીથી તેઓ ભડકી ગયા, પણ ગાધીજીની સચ્ચાઈ, પ્રમાણિકતા, નિખાલસતા અને ધર્મજ્ઞાન જોઈ રાજી થતા

એકવાર અબ્દુલ્લા શેઠ ગાધીજીને કોર્ટ જોવા તેડી ગયા. ત્યા વકીલમડળી સાથે તેમની ઓળખાણ કરાવી ન્યાયાધીશ ગાધીજીની સામે ઘડીભર જોઈ રહ્યા. કોર્ટમા મુસલમાની પાઘડી પહેરવાની છૂટ હતી બીજા હિંદીઓએ કોર્ટના માનમા માથુ ખુલ્લુ કરવુ જોઈએ એવો રિવાજ હતો

ન્યાયાધીશે ગાધીજીને કહ્યુ 'પાઘડી ઉતારો '

ગાધીજી હજી સાવ નવાસવા હતા આજનો તેમનો પહેલો જ દિવસ હતો એટલે કશી વધારે ભાંજગડ કર્યા સિવાય તેઓ કોર્ટ છોડીને ચાલ્યા ગયા પાઘડી ન ઉતારી

આ વાત છાપાઓમા છપાઈ ગાધીજીએ પણ એને લગ લખ લખ્યો આવો બનાવ અગાઉ કોઈ વાર ત્યા બનેલા નહિ તેથી ભારે ઊહાપોહ થયો ગાધીજીને અણધારી જાહેરાત મળી ગઈ

આઠ દિવસ ડરબનમા રહી ગાધીજી કેસના કામે પ્રિટોરિયા જવા નીકળ્યા

/

'તો ભલે સિપાઈ ઉતારે, હું મારી મેળે તો નહિ જ ઊતરું.'

વાત થાય છે ત્યાં તો સિપાઈ આવ્યો. એણે ગાંધીજીને બાવડે ઝાલીને ખેંચ્યા. ધક્કો મારીને નીચે ઉતાર્યા. તેમનો સામાન ફેંકી દીધો. ગાંધીજી તો એમ ને એમ ઊભા રહ્યા. ગાડી ચાલી ગઈ.

માત્ર એક હાથ-પાકીટ લઈને ગાંધીજી સ્ટેશનના વેઈટિંગ-રૂમમાં જઈને બેઠા. સામાનને હાથ પણ ન અડકાડ્યો. સ્ટેશન-માસ્તરે સાધાવાળા પાસે સામાન ઉપડાવીને ક્યાંક મુકાવ્યો.

શિયાળાની ઋતુ હતી. દક્ષિણ આફ્રિકાનો શિયાળો સખત હોય છે. એ કડકડતી ઠંડીમાં ગાંધીજી આખી રાત ઠૂંઠવાતા બેસી રહ્યા. તેમના સામાનમાં ગરમ ઓવરકોટ હતો, પણ એ માગતાં અપમાન થાય તો? અપમાન સહન કરવા કરતાં ટાઢ વેઠવી સારી એમ વિચારી ગાંધીજી બેસી રહ્યા. વેઈટિંગ-રૂમમાં દીવો પણ ન હતો. પાણી પણ ન હતું. ધીમે ધીમે રાત જામવા લાગી. ઠંડીની ચમકારી વધવા લાગી. કોઈએ ગાંધીજીની સામે જોવાની પણ તસદી ન લીધી. ચોવીસ વર્ષનો બિનઅનુભવી જુવાન અજાણ્યા મુલકમાં એકલો પોતાનું સ્વમાન સાચવતો બેસી રહ્યો.

તે રાતે ગાંધીજીને અનેક વિચારો આવ્યા. એ વિચારોનાં બીજમાંથી સત્યાગ્રહનું મહાન વૃક્ષ થયું અને એણે આખા જગતને પોતાની શીતળ છાયામાં આવરી લીધું.

ગાંધીજીએ વિચાર કર્યો: કાં તો મારે મારા હકને માટે લડવું અથવા દેશમાં પાછા જવું. નહિ તો જે અપમાન થાય તે સહન કરવાં ને પ્રિટોરિયા પહોંચવું. કેસ પૂરો કરી દેશ જવું. કેસ પડતો મૂકીને ભાગવામાં તો કાયરતા જ ગણાય.

ગાંધીજીએ આફ્રિકાને કિનારે પગ મૂક્યો ત્યારથી તેમને એક વાતની ગંધ આવતી હતી—આફ્રિકાના ગોરાઓ આપણા

હિંદી ભાઈઓને હલકા ગણે છે તેમને કાળા મજૂર–'કુલી' એવા એવા હલકા નામ આપે છે વેપારી હોય કે વકીલ તોય તેને ટ્રામમા, સિગરામમા, રેલગાડીમા ક્યાય સાથે બેસવા ન દે. અરે, જે રસ્તે ગોરા ચાલે એવા કેટલાક રસ્તા ઉપર ચાલવા પણ ન દે વીશીમા કે મિજબાનીમા સાથે જમવાની વાત જ ક્યા કરવી?

આ કાળા–ગોરાનો ભેદ ગાધીજી ડરબન બદરે ઊતર્યા તેવા જ કળી ગયા હતા. મોટા મોટા લખપતિ શેઠિયાઓને ગોરાઓની આ તોછડાઈ ને અપમાન કોઠે પડી ગયા હતા જે સમજુ હતા તે પણ કહેતા 'ભાઈ, આપણે પૈસા કમાવા આવ્યા છીએ ગોરા સાથે લડવા બેસીએ તો ઘરભેગા જ થાવુ પડે !'

પણ ગાધીજીએ તો પાઘડીથી શ્રીગણેશ માડ્યા હતા કોર્ટ છોડી પણ પાઘડી ન ઉતારી, ગાડીમાથી ધક્કો ખાઈને ઊતર્યા પણ ત્રીજા વર્ગમા ન બેઠા, આખી રાત ટાઢે ઠર્યા પણ કોટ ન માગ્યો બસ, એ રાતે તેમણે નિશ્ચય કર્યો કે આ દેશમા રહેવુ કેસનુ કામ પૂરુ થાય ત્યાસુધીમા જે દુ ખ પડે તે વેઠવા, પણ અપમાન તો સહન ન જ કરવુ

આવા વિચારો કરતા સવાર પડ્યુ ગાધીજીએ ડરબન તાર કર્યા એક તાર અબ્દુલ્લા શેઠને કર્યો, બીજો રેલવે વડા અધિકારીને

અબ્દુલ્લા શેઠ તાર વાચીને રેલવેના ઉપરીને મળ્યા તેમણે મેરિત્સબર્ગના વેપારીઓને તાર કર્યો કે 'ગાધીભાઈને સ્ટેશન પર મળો'

તાર વાચી વેપારીઓ મળવા આવ્યા તેમણે બધી વાત સાભળીને પછી કહ્યુ 'અરે ભાઈ, આમા તે શુ અપમાન થયુ છે? અમારે તો ડગલે ને પગલે આથી વધારે અપમાન વેઠવા પડે છે'

'તો પછી સામનો કેમ નથી કરતા?'

'ભાઈ, અમે કમાવા આવ્યા છીએ–લડવા નથી આવ્યા.'

ગાંધીજી સાંભળી રહ્યા.

સાંજ પડે તે પહેલાં સ્ટેશન-માસ્તર ઉપર રેલવેના વડાનો તાર આવી ગયો 'ગાંધીને પહેલી ગાડીમાં પહેલા વર્ગમાં સગવડ કરી આપજો '

રાત્રે નવેક વાગે ગાડી આવી. માસ્તરે ગાંધીજીને પહેલા વર્ગના ડબામાં સગવડ કરી આપી. તેમનો સામાન અંદર મુકાવ્યો.

થોડું દુઃખ વેઠવુ પડયું પણ ગાંધીજીની વાત રહી. વેપારીઓ આ જોઈ નવાઈ પામ્યા અને રાજી થયા.

ગાંધીજીની ટ્રેન ચાર્લ્સટાઉન તરફ ચાલી નીકળી.

## ૮

# બીજો દિવસ

ગાડી ચાર્લ્સટાઉન સવારે પહોંચી. ત્યાંથી જોહાનિસબર્ગ જવા સારુ એ વખતે રેલવે નહોતી. ઘોડાનાં સિગરામ હતાં. વચ્ચે એક રાત સ્ટેન્ડરટન ગામમાં રોકાવું પડતું હતું.

સિગરામની ટિકિટ જુદી લેવી પડતી ન હતી. ગાંધીજીએ ડરબનથી જોહાનિસબર્ગની સળંગ ટિકિટ લીધી હતી. એ ટિકિટ ચાલે તેમ હતી છતાં સિગરામવાળાએ કહ્યું: 'તમારી ટિકિટ રદ થઈ છે.'

સિગરામવાળાને એમ કે આ કાળા માણસને અંદર ગોરા સાથે બેસાડવો ન પડે તો સારું. પહેલા વર્ગની ટિકિટ હતી એટલે કાયદેસર ના તો ન પડાય એટલે એણે આ રસ્તો કાઢ્યો. પણ ગાંધીજી કાંઈ અભણ કે મજૂર ન હતા. એ તો કાયદાબાજ બારિસ્ટર હતા. તેમણે કહ્યું: 'મારી ટિકિટ રદ નથી ગઈ. ચાલી શકે તેમ છે.' સિગરામવાળાએ ગાંધી સાહેબ સામે જોયું અને ગાંધીજી માટે સિગરામમાં જગા કરવા લાગ્યો.

સિગરામની બહાર બે બેઠકો હતી. એમાં એક બાજુ કંપનીનો મુખી બેસતો. એ અંદર બેઠો અને ગાંધીજીને બહાર બેસવાની જગ્યા કરી આપી.

અંદર સૌની સાથે બેસવાનો પોતાનો હક્ક હતો છતાં ગાંધીજી બહાર બેઠા એટલે અપમાનનો ઘૂંટડો ગળી ગયા મનનો કચવાટ મનમાં શમાવ્યો

બપોરના ત્રણેક વાગે સિગરામ પારડીકોપ નામના ગામે પહોંચ્યું એ વખતે પેલા ડબ્બીવાળા ગોરા મુખીને બહાર બેસવાની મરજી થઈ એ ભાઈ સાહેબને બીડી પીવી હતી અને જગા ખુલ્લી હવા ખાવી હતી એણે એક મેલું સરખું ગૂણિયું હાંકનાર ની પાસેથી લીધું અને નીચે પાથર્યું ગાંધીજીને કહે 'સામી, તું અહીં બેસ મારે હાંકનારને પડખે બેસવું છે'

આ અપમાનનો ઘા અસહ્ય હતો ગાંધીજી એ સાંખી ન શક્યા અંદરથી તેઓ ઊકળી ગયા હતા છતાં ધીમેથી જવાબ આપ્યો 'અંદર બેસવાનો મારો હક હતો છતાં એ ઘૂંટડો ગળી જઈ હું બહાર બેઠો હવે તમને બહાર બેસવાની મરજી થઈ છે અને બીડી પીવી છે તેથી તમે મને તમારા પગ પાસે બેસવાનું કહો છો? હું અંદર બેસવા તૈયાર છું પણ તમારા પગ આગળ કદી બેસનાર નથી'

પણ ગાંધીજી આટલું બોલી રહે તે પહેલાં તો પેલો મિજાજ ગયો એક કાળો માણસ ગોરાની સામે આટલું બોલે એવું એણે આ મુલકમાં કદી જાણ્યું ન હતું એણે તો ગાંધીજી ઉપર ફડાફડ તમાચાનો વરસાદ વરસાવ્યો

હિંદથી હજારો માઈલ દૂર એક જંગલ જેવા પ્રદેશમાં તુમાખી ગોરાના હાથમાં ગાંધીજી આવી પડ્યા પણ એમનો નિશ્ચય અડગ હતો એમણે સિગરામનો પિત્તળનો સળિયો લોઢાની જેમ બે હાથે પકડી રાખ્યો

પેલો બાવડું ઝાલીને ખેંચવા લાગ્યો ગાંધીજીએ તો મન સાથે નક્કી કર્યું કે 'હાડકું ભલે જાય તો ભલે પણ સળિયો નથી

છોડવો ' પેલો તો વધુ ને વધુ ખિજાય ને ગાળો દેતો જાય, મારતો જાય અને ખેચતો જાય શરીરબળમા એ અલમસ્ત પાડા જેવો હતો ગાધીજી એને હિસાબે સાવ દૂબળા હતા એમાથી કોણ જીતે છે એ અદરના ઉતારુઓ જોઈ રહ્યા હતા એક બાજુ પશુબળ હતુ, બીજી બાજુ આત્મબળ જ્યારે પેલો મારતા થાકતો જ નથી એમ જોયુ એટલે અદર બેઠેલા એક જણના હૈયામા હરિ વસ્યા અને તે બોલી ઊઠ્યો

' એલા એ, એને શા માટે નકામો મારે છે? એની વાત સાચી છે ત્યા ન બેસાડવો હોય તો અહી અમારી પાસે બેસાડ '

' કદી નહિ ' એમ મોઢેથી બરાડ્યો, પણ એ ભોઠો પડ્યો હતો ગાધીજીનુ બાવડુ એણે મૂકી દીધુ બેચાર ગાળો વધારે ચોપડાવી બીજી બાજુ ગયો ત્યા બેઠેલા નોકરને નીચે બેસાડી પોતે ત્યા બેઠો ગાધીજી પોતાની જગ્યાએ બેસી રહ્યા સીટી વાગી સિગરામ આગળ ચાલી નીકળ્યુ

અને સિગરામના પૈડાના વેગ કરતા અનેકગણા વેગથી નબળાને સબળા સામે બાથ ભીડવાનુ સત્યાગ્રહનુ અમોઘ હથિયાર ગાધીજીના મગજમા ઘડાવા લાગ્યુ

જે હથિયારે આગળ જતા દુનિયા ડોલાવી

## ૯

## પ્રિટોરિયા જતાં—

રાત પડી. સ્ટેન્ડરટન આવ્યું. ત્યાં ગાંધીજીએ કેટલાક હિંદી ચહેરા જોયા. તેમના મનને કંઈક શાંતિ મળી.

ગાંધીજી નીચે ઊતર્યા તેવા જ કેટલાક હિંદી ભાઈઓ તેમની પાસે આવ્યા અને કહ્યું: 'અમે તમારી સામે આવ્યા છીએ. અબ્દુલ્લા શેઠનો અમારી ઉપર તાર હતો. આપણે ઈસા શેઠની દુકાને જવાનું છે.'

ગાંધીજી બહુ રાજી થયા. સૌની સાથે ઈસા શેઠની દુકાને ગયા. ત્યાં શેઠ અને વાણોતરો બધા ગાંધીજી ફરતા વીંટળાઈ વળ્યા. ગાંધીજીએ પોતાની ઉપર જે વીતી હતી તેની વાત કરી. સાંભળીને સૌ દિલગીર થયા અને બોલ્યા: 'અમારે તો વારંવાર આવાં અપમાનો વેઠવાં પડે છે. ગોરાઓની તુમાખીનો અને આપણી હિંદીઓની હાડમારીનો અહીં પાર નથી.'

ગાંધીજીએ કંપનીના એજંટ ઉપર ચિઠ્ઠી લખી. પેલા માણસે ધમકી આપેલી તે પણ જણાવ્યું અને હવેની મુસાફરીમાં સિગરામની અંદર જગ્યા મળે તેવી ગોઠવણ કરવા લખ્યું.

એજંટનો જવાબ આવ્યો: 'અહીંથી મોટું સિગરામ હોય છે અને હાંકનારા વગેરે બદલાય છે. જેની સામે તમે ફરિયાદ કરી છે એ માણસ કાલે નહિ હોય. તમને બીજા ઉતારુઓની પડખે જગ્યા મળશે.' જવાબ વાંચીને ગાંધીજીને કંઈક નિરાંત વળી.

સવાર છસાત દસના માણસો સાથે ગાંધીજી સિગરામ પર ગયા. તેમને યોગ્ય જગ્યા મળી. કોઈ જાતની હાલાકી વિના ગાંધીજી જોહાનિસબર્ગ પહોંચ્યા.

જોહાનિસબર્ગ મોટું શહેર હતું. ત્યાં પણ અબ્દુલ્લા શેઠે તાર કરેલો હતો. માણસ સામે આવેલો પણ ખરો. પરંતુ એકબીજાની ઓળખ ન પડી તેથી ગાંધીજી સિગરામમાંથી ઊતરી ગાડી કરીને સીધા એક મોટી હોટેલમાં ગયા. રસ્તામાં આટઆટલાં દુઃખ પડ્યાં પણ ગાંધીજીના મગજમાંથી હજી વિલાયતની હવા જતી ન હતી. કાળા લોકોને તે ગોરાની હોટેલમાં ઊતરવા દે? સાથે બેસતાં માર મારે એ સાથે બેસીને જમે શેના? ગાંધીજી વીશીવાળાને મળ્યા. તે જરા ભલો હતો એટલે એણે વિવેકથી કહ્યું: 'માફ કરજો, બધી કોટડીઓ ભરાઈ ગઈ છે.'

ગાંધીજી નીચે આવી ગાડીમાં બેઠા. અબ્દુલ્લા શેઠે સરનામું આપેલ તે દુકાને ગયા. ત્યાં શેઠ અબ્દુલગની તેમની રાહ જોતા હતા. તેમણે ગાંધીજીને પ્રેમથી વધાવી લીધા. ગાંધીજીએ હોટેલમાંથી વિદાય મળ્યાની વાત કરી. સાંભળીને ગની શેઠ ખડખડાટ હસી પડ્યા: 'હોટેલમાં તે આપણને ઊતરવા દે ખરા?' ગાંધીજી કહે: 'કેમ નહિ?'

'એ તો તમે થોડા દિવસ રહેશો ત્યારે જાણશો. આ દેશમાં તો અમે જ રહી શકીએ, કારણ અમારે પૈસા કમાવા છે એટલે ઘણાંય અપમાનો સહન કરીને પડ્યા છીએ.' આમ કહીને ગની શેઠે ટ્રાન્સવાલમાં હિંદીઓ ઉપર પડતાં દુઃખોનો ઇતિહાસ કહી સંભળાવ્યો. પછી પાછા કહે: 'આ મુલક તમારા જેવાને માટે નથી. જુઓ ને, કાલે તમારે પ્રિટોરિયા જવું છે. તમારે ત્રીજા વર્ગમાં જ જવું પડશે. પહેલા-બીજા વર્ગની ટિકિટ આપણને આપતા જ નથી.'

'અરે, ન શુ આપે !' ગાંધીજી બોલી ઊઠયા. 'હું તો ફર્સ્ટ ક્લાસમાં જ જવાનો. તેમ નહિ જવાય તો પ્રિટોરિયા અહીંથી સાડ-ત્રીસ માઇલ થાય છે ને ? હું ઘોડાગાડી કરીને જઈશ, પણ ત્રીજા વર્ગમાં તો નહિ જ જાઉં.'

ગાંધીજીએ તો સ્ટેશન–માસ્તર ઉપર ચિઠ્ઠી લખી અને ટિકિટ લેવા જાતે જ સ્ટેશન ઉપર હાજર થયા.

ફ્રૉક કોટ, નેકટાઈ, બૂટ-મોજાં–નખશિખ અંગ્રેજી પોશાક-માં સજ્જ થયેલા ગાંધી સાહેબ સામે સ્ટેશન–માસ્તર જોઈ રહ્યો. તેણે પૂછ્યુ :

'તમે જ મને ચિઠ્ઠી લખેલી કે ?'

'જી હા. એ જ હું. મને તમે પહેલા વર્ગની ટિકિટ આપશો તો હું આભારી થઈશ. મારે આજે જ પ્રિટોરિયા પહોંચવાની જરૂર છે.'

સ્ટેશન–માસ્તર હસ્યો. એને આ અજાણ્યા બારિસ્ટરની દયા આવી. બોલ્યો : 'હું ટ્રાન્સવાલનો નથી, હોલાંડનો છું. તમને બધા હડધૂત કરે છે તેનું તમને કેવું દુઃખ થાય તે હું સમજી શકું છું. તમને ટિકિટ આપવામાં મને કશી હરકત નથી. પણ તમે સુખેથી પ્રિટોરિયા પહોંચી નહિ શકો એમ મને લાગે છે. તમે સારા માણસ છો. તમારી મુસાફરીમાં કશું વિઘ્ન ન આવે તેમ હું ઇચ્છું છું.'

આમ કહીને તેણે પહેલા વર્ગની ટિકિટ કાઢી આપી. ગાંધી-જીને વળાવવા ગની શેઠ સ્ટેશને આવ્યા હતા. તેમને આ જોઈ નવાઈ લાગી. તેઓ રાજી થયા જ્યાં તેમણે ગાંધીજીને ચેતવ્યા: 'તમને ટિકિટ તો મળી છે પણ રસ્તામાં ગાર્ડ આ ડબ્બામાં બેસવા દે એમ મને નથી લાગતું. કદાચ ગાર્ડ બેસવા દેશે તો ગોરા ઉતારુ નહિ બેસવા દે.'

'જોયું જશે !' કહીને ગાંધીજી પહેલા વર્ગમાં બેઠા. ગાડી ચાલી. ત્રણ નાનાં સ્ટેશન ગયાં. ચોથું સ્ટેશન મોટું આવ્યું. ત્યાં ગાર્ડ ટિકિટ તપાસવા આવ્યો. ગાંધીજીને જોતાં જ ચિડાયો.

જેમ કોઈ મરજાદી ઢેઢને જોઈને ધગી ઊઠે તેમ ગાંધીજીને પહેલા વર્ગમાં બેઠેલા જોઈને એ તાડૂક્યો. આગળી વતી ઈશારો કરીને કહે : 'ત્રીજા વર્ગના ડબામાં ચાલ્યો જા !'

ગાંધીજીએ પહેલા વર્ગની ટિકિટ બતાવી. પણ ટિકિટ સામે જોયા વગર એ ફરી તાડૂક્યો : 'એનું મારે કામ નથી. તું ત્રીજા વર્ગમાં ચાલ્યો જા !'

ગાંધીજી તો એમ ને એમ બેસી રહ્યા. એ જ ડબામાં એક અંગ્રેજ ગૃહસ્થ બેઠો હતો. ગાર્ડનું આવું તોછડું વર્તન જોઈને એણે ગાર્ડને ધમકાવ્યો : 'શા માટે તુ આ ગૃહસ્થને પજવે છે ? જોતો નથી એમની પાસે પહેલા વર્ગની ટિકિટ છે ? તેઓ મારી સાથે બેસે એમાં મને કશી હરકત નથી.' ગાંધીજીની સામે જોઈને કહે : 'તમ તમારે નિરાંતે બેસો.'

'તમારે એક 'કુલી' ની સાથે બેસવુ હોય તો મારે શું ?' એમ બબડતો ગાર્ડ ચાલ્યો ગયો.

રાતના આઠ વાગે ગાડી પ્રિટોરિયા પહોંચી.

## ૧૦

# પ્રિટોરિયામાં પહેલો દિવસ

સ્ટેશન આવ્યું. ગાંધીજીએ પ્લૅટફૉર્મ ઉપર નજર કરી. કોઈ સામે આવતું જણાયું નહિ. ગાંધીજી નીચે ઊતર્યા. સામાન બાજુ પર મુકી પોતે એક તરફ ઊભા રહ્યા.

સ્ટેશનમાં ઝાંખા દીવાઓનો આછો પ્રકાશ પથરાયો હતો. સૌ ચાલ્યા ગયા. સ્ટેશન ખાલી થયું એટલે ધીમે રહીને ટિકિટ કલેક્ટર પાસે ગયા. તેને પૂછ્યું 'અહીં કોઈ સારી હોટેલ છે કે ?'

માસ્તરે વિનયથી જવાબ આપ્યો 'હોટેલ તો છે, પણ તમને હિંદીઓને તેમાં ઊતરવા નહિ દે.'

ગાંધીજી દૂધના દાઝયા હતા. ડગલે ને પગલે તેમને અપમાન થવાનો ભય લાગતો હતો. તેઓ માસ્તર સાથે વાત કરતા હતા તે વખતે એક અમેરિકન હબસી ગૃહસ્થ ઊભો હતો. એ નજીક આવ્યો. ગાંધીજીને તેણે કહ્યું 'તમે સાવ અજાણ્યા લાગો છો. આ ગામમાં તમારો કોઈ સંબંધી જણાતો નથી. મારી સાથે આવો તો એક નાનકડી હોટેલમાં રાતવાસો રહેવાની તમને સગવડ કરાવી આપું. એ માલિક અમેરિકન છે એટલે બનતા સુધી તે ના નહિ પાડે.'

ગાંધીજીને મનમાં શંકા તો હતી, છતાં હબસી ગૃહસ્થ સાથે તેઓ હોટેલમાં ગયા. હોટેલના માલિકને એકકોર બોલાવી પેલા

હબસી ભાઈએ વાત કરી. એણે ગાંધીજીને કહ્યું: 'જુઓ, મારા મનમાં કાળા–ગોરાનો ભેદ નથી, પણ મારી ઘરાકી બધી ગોરાઓની જ છે. જો હું તમને જમવાના ઓરડામાં લઈ જાઉં તો તેઓ કોચવાય અને કદાચ જતા રહે, એટલે તમને રાતની રાત રહેવાની સગવડ આપીશ, પણ જમવાનું તો તમારી ઓરડીએ પહોંચાડીશ. સૌની સાથે બેસાડી નહિ શકું.'

ગાંધીજીએ એ કબૂલ કર્યું. સામાન સાથે ઓરડીમાં ગયા. થોડી વારે વીશીનો માલિક આવ્યો. તેની સાથે જમવાની થાળી ન હતી એટલે વળી ગાંધીજીના મનમાં થયું કે નક્કી કાંઈક વિઘ્ન આવ્યું.

માલિકે આવીને ગાંધીજીને કહ્યું: 'મેં તમને અહીં જુદું ભાણું મોકલવાનું કહ્યું તેની મને શરમ લાગી, તેથી મેં મારા ઘરાકોને પછી જોયું. તેમને કોઈને તમારી સાથે જમવામાં વાંધો નથી. માટે ચાલો ખાણાના ટેબલ ઉપર, સૌની સાથે બેસીને જમો અને એક રાતને બદલે તમારી મરજી પડે ત્યાંસુધી અહીં રહેજો.'

ગાંધીજીએ તેનો ઉપકાર માન્યો અને ખાણાના ટેબલ પર જમવા ગયા.

## ૧૧

# માતુશ્રીની પ્રસાદી

બીજે દિવસે સવારે ગાંધીજી અબ્દુલ્લા શેઠના વકીલને મળ્યા. તેમનું નામ મિ. બેકર હતું. તેઓ પાદરી હતા. ગાંધીજીને તેમણે પ્રેમથી આવકાર આપ્યો. એક વીશીવાળા સાથે ગાંધીજીના જમવા-રહેવાની ગોઠવણ તેમણે કરી આપી એટલે ગાંધીજી પેલી હોટેલમાંથી ત્યાં રહેવા ગયા.

પહેલી મુલાકાતે જ બેકરે ગાંધીજી સાથે ધાર્મિક વાતો શરૂ કરી. ગાંધીજીને તો બધા ધર્મોની વાતો ગમતી હતી. એમને મન કોઈ ધર્મ સારો-નરસો, ઊંચો-નીચો ન હતો. બેકર ગાંધીજીને પોતાના દેવળમાં લઈ ગયા. ત્યાં બીજા ખ્રિસ્તીઓની ઓળખાણ કરાવી. ગાંધીજીને ખ્રિસ્તી ધર્મનાં થોડાંએક પુસ્તકો વાંચવા આપ્યાં.

પછી તો ગાંધીજી રોજ સવારે બેકરની સાથે દેવળમાં જાય, ઘૂંટણીએ પડીને પ્રાર્થના કરે અને ભજન ગાય. આથી બેકર મનમાં રાજી થતા. એમને લાગતું કે આ માણસ કોઈક દિવસ ખ્રિસ્તી થશે. પણ હિંદુધર્મ છોડી ખ્રિસ્તી થવાનો વિચાર ગાંધીજીને કદી આવતો ન હતો. તેમને નાનપણમાં હિંદુધર્મના જે મીઠા સંસ્કાર પડ્યા હતા તેમાંથી તેઓ માતાની જેમ પોષણ મેળવી રહ્યા હતા.

પ્રિટોરિયામાં કોટસ કરીને એક મોટા અમલદાર હતા. તેઓ રોજ દેવળમાં આવતા. તેમણે ગાંધીજીના ગળામાં એકવાર કંઠી

જોઈ જોતાવેંત એમણે તો ભાષણ ચલાવ્યું : આ શું, મિ. ગાંધી ? તમારા જેવો ભણેલો–ગણેલો વિલાયત જઈ આવેલો માણસ આવો વહેમ રાખે ?

ગાંધીજીએ કોટસને ધીમેથી જવાબ વાળ્યો : તમે આને વહેમ કહો કે ફાવે તે બીજું નામ આપો. પણ આ કંઠી મારાં માતુશ્રીની પ્રસાદી છે એટલે ગમે તેમ કહેશો તોપણ એ કદી તો નહિ તૂટે.'

કોટસે જોયું કે ગાંધીજી કોઈ અજબ શ્રદ્ધાથી એ વાત કરી રહ્યા છે. ગાંધીજીની દલીલ તેમને ગળે ન ઊતરી. તો તે દિવસથી કંઠી તોડવાની વાત તેમણે મૂકી દીધી.

આમ એક બાજુ ગાંધીજીને મનગમતી ધાર્મિક વાતો કરનારા મિત્રો મળી ગયા. બીજી બાજુ જે કેસ લડવા માટે તેઓ આફ્રિકા આવ્યા હતા તેની વિગતો સમજવા લાગ્યા.

ધીમે ધીમે હિંદી ભાઈઓની ઓળખાણો પણ વધવા માંડી.

## ૧૨

## ધક્કો અને લાત

પ્રિટોરિયામા હબસીઓ તથ હિંદીઓ માટે એક કાળો કાયદો હતો એ કાયદા પ્રમાણે 'કાળા' લોકો રાતે નવ વાગ્યા પછી પરવાના વિના બહાર ન નીકળી શકે, અને પગથી ઉપર તો દિવસે પણ એમને ચાલવાની મનાઈ!

ગાધીજીને કોટસ વગેરે ખ્રિસ્તીભાઈઓની સાથે દોસ્તી થઈ હતી એમને મળવા ગાધીજી કેટલીક વાર રાતે પગે ચાલતા જતા ગાધીજીના મનમા હરહમેશ ભય રહેતો કે કયાક કોઈ સિપાઈ મારુ અપમાન કરશે તો? એ બીક ગાધીજી કરતા કોટસને વધારે હતી તેથી તેમણે ગાધીજીને રજા-ચિઠ્ઠી લખાવી આપી હતી

એક રાતે ગાધીજી વડાપ્રધાન જનરલ ક્રૂગરના ઘર પાસે પગથી ઉપર ચાલ્યા જતા હતા ત્યા પાછળથી એક સિપાઈએ આવીને તેમને ધક્કો માર્યો, લાત લગાવી ને નીચે ઉતારી મૂક્યા

ગાધીજી લાત મારવાનુ કારણ પૂછે તે પહેલા તો કોટસ ઘોડેસવાર થઈને ક્યાક જતા હશે તે આવી પહોચ્યા એમણે પાસે આવીને કહ્યું 'મિ ગાધી, મે બધુ નજરે જોયુ છે તમારે કેસ કરવો હોય તો હુ સાક્ષી આપીશ. તમને આ માણસે માર્યો તે બદલ હું દિલગીર છુ.'

ગાંધીજી કહે: 'એમાં સિપાઈ બીચારાનો શો વાંક? એ તો ચિઠ્ઠીનો ચાકર ગણાય. ખરો વાંક તો કાયદા ઘડનારાઓનો છે— એટલે તમારા અમલદારોનો છે. વળી મારી જાત ઉપર ગમે તેટલું વીતે એને માટે અદાલતમાં કશી ફરિયાદ ન કરવાનો મેં નિશ્ચય કર્યો છે.'

કોટસે કહ્યું: 'એ તો તમે તમારા સ્વભાવ પ્રમાણે વાત કરી. પણ વિચાર કરી જોજો. આને પાઠ ભણાવવાની જરૂર છે.' આમ કહી સિપાઈને ઠપકો આપ્યો.

સિપાઈએ ગાંધીજીની માફી માગી. ગાંધીજી તો ક્યારની માફી આપી ચૂક્યા હતા.

માં હિંદીઓ ગંદા ને આળસુ છે એવી વગોવણી થાય તે ઠીક નહિ આપણે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી એવા ભેદ ભૂલી જવા જોઈએ ગુજરાતી મદ્રાસી, દક્ષિણી, પંજાબી એવા ભેદ પણ ટળી જવા જોઈએ આપણે સૌ હિંદીઓએ એક્કો કરવાની જરૂર છે તેને માટે આપણે એક મંડળ સ્થાપવું જોઈએ સત્ય ખાતર—સ્વમાનને ખાતર ગમે તે દુઃખ આવી પડે તે સહન કરીને પણ આપણી આબરૂ આપણે સાચવવી જોઈએ ને વધારવી જોઈએ '

આવું ભાષણ સૌએ પહેલવહેલું સાંભળ્યું આટલી નાની ઉંમરે પણ ગાંધીભાઈમાં કેટલું ડહાપણ અને હિંમત ભર્યાં છે તે સૌ જોઈ શક્યા જમાનાના ખાધેલ શેઠિયાઓ પણ ગાંધીભાઈની વાત સાંભળી વિચારમાં પડી ગયા સભા પૂરી થઈ

પછી ગાંધીજીએ કહ્યું 'અહીં પરદેશમાં અંગ્રેજીની બહુ જરૂર પડે છે જેમને શીખવું હશે તેમને હું મફત ભણાવીશ'

અંગ્રેજીનો વર્ગ તો શરૂ ન થયો, પણ ત્રણ જણે એમ કહ્યું ' જો તમે અમારે ઘેર ભણાવવા આવો તો અમે શીખવા તૈયાર છીએ '

ગાંધીજી એ ત્રણેને એમને ઘેર ભણાવવા જવા લાગ્યા એમાં એક દુકાનદાર, એક કારકુન અને એક વાળંદ હતો ગાંધીજી ભણાવવા જાય ત્યારે એ લોકો કંઈ કામમાં હોય તો પોતે બેમે પણ ભણાવ્યે છૂટકો કરે ભણનારા આળસ કરે, થાકે, પણ ગાંધીજી ન થાકે

થોડા વખતમાં એ ત્રણે જણા ઠીકઠીક અંગ્રેજી શીખી ગયા એ જણને તો કમાણીમાં લાભ પણ થયો

## ૧૩

# , પહેલું ભાષણ

પરદેશમા હિદીઓને વેઠવી પડતી હાડમારીઓથી ગાધીજીનુ દિલ કપી ઊઠ્યુ હતુ એનો કોઈ પણ ઇલાજ શોધી કાઢવો જોઈએ, નહિતર આપણી માણસાઈ જાય એમ ગાધીજીને લાગતુ હતુ એને માટે તેઓ રાત-દિવસ વિચાર કરવા લાગ્યા

ડરબનમા અબ્દુલ્લા શેઠ હિદીઓના આગેવાન ગણાતા હતા, તેવી રીતે પ્રિટોરિયામા તૈયબ શેઠ મુખી હતા તેમનુ વજન સૌની ઉપર પડતુ ગાધીજીએ એકાદ અઠવાડિયામા તેમની સાથે ઓળખાણ કરી લીધી હિદીઓ ઉપર પડતી હાડમારીઓનો વિચાર કરવા સારુ એક સભા બોલાવવાનુ તેમને કહ્યુ તૈયબ શેઠને એ વાત ગમી તેમણે સભા બોલાવી

ગાધીજીએ એ સભામા ભાષણ આપ્યુ આફ્રિકામા તેમનુ આ પહેલુ જ ભાષણ હતુ તેમણે અગાઉથી તૈયારી કરી રાખી હતી સભામા ઠીકઠીક ભાઈઓ આવ્યા હતા ગાધીજીએ ભાષણમા કેટલીક વાતો સૌને સમજવા જેવી કહી 'વેપારમા સાચજૂઠ ગમે તે ચાલે એમ જે મનાય છે એ ખોટુ છે ગમે તે ધધો કરતા હોઈએ તેમા સત્યને વળગી રહેવુ જોઈએ, અને સાચને વળગી રહીએ તો જ આપણને પોતાને અને સમાજને લાભ થાય આપણી રહેણીકરણી ખૂબ ચોખ્ખી રાખવી જોઈએ અહી પારકા પરદેશ

માં હિંદીઓ ગંદા ને આળસુ છે એવી વગોવણી થાય તે ઠીક નહિ આપણે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી એવા ભેદ ભૂલી જવા જોઈએ ગુજરાતી, મદ્રાસી, કચ્છી, પંજાબી એવા ભેદ પણ ટળી જવા જોઈએ. આપણે સૌ હિંદીઓએ એકઠો કરવાની જરૂર છે. તેને માટે આપણે એક મંડળ સ્થાપવુ જોઈએ સત્ય ખાતર–સ્વમાનને ખાતર ગમે તે દુ ખ આવી પડે તે સહન કરીને પણ આપણી આબરૂ આપણે સાચવવી જોઈએ ને વધારવી જોઈએ '

આવુ ભાષણ સૌએ પહેલવહેલું સાભળ્યુ આટલી નાની ઉંમરે પણ ગાધીભાઈમા કેટલુ ડહાપણ અને હિંમત ભર્યા છે તે સૌ જોઈ શક્યા. જમાનાના ખાધેલ શેઠિયાઓ પણ ગાધીભાઈની વાત સાભળી વિચારમા પડી ગયા સભા પૂરી થઈ

પછી ગાધીજીએ કહ્યુ 'અહી પરદેશમા અગ્રેજીની બહુ જરૂર પડે છે જેમને શીખવુ હશે તેમને હુ મફત ભણાવીશ '

અગ્રેજીનો વર્ગ તો શરૂ ન થયો, પણ ત્રણ જણે એમ કહ્યુ ' જો તમે અમારે ઘેર ભણાવવા આવો તો અમે શીખવા તૈયાર છીએ '

ગાધીજી એ ત્રણેને એમને ઘેર ભણાવવા જવા લાગ્યા. એમાં એક દુકાનદાર, એક કારકુન અને એક વાળંદ હતો ગાધીજી ભણાવવા જાય ત્યારે એ લોકો કંઈ કામમા હોય તો પોતે બેસે પણ ભણાવ્યે છૂટકો કરે. ભણનારા આળસ કરે, થાકે, પણ ગાંધીજી ન થાકે.

થોડા વખતમાં એ ત્રણે જણા ઠીકઠીક અંગ્રેજી શીખી ગયા. એ જણને તો કમાણીમાં લાભ પણ થયો

પહેલી સભા થયા પછી દર અઠવાડિયે સભા ભરાવા લાગી; તેમાં જાતજાતની ચર્ચાઓ થાય એમાંથી જાણવાનું મળે.

હિંદીઓને પડતી હાડમારીઓને અંગે ગાંધીજી બ્રિટિશ એજંટને મળ્યા. બીજી પણ થોડી લખાપટી ચલાવી. પરિણામે સારો પોશાક પહેરનાર હિંદીને ઉપલા વર્ગમાં મુસાફરી કરવાની છૂટ મળી. સારાં કપડાં કોને કહેવાં એ સ્ટેશન-માસ્તરે જોવાનું હતું. છતાં શરૂઆત તરીકે આટલા ફેરફારથી ગાંધીજીએ સંતોષ માન્યો.

હવે, જે કેસ લડવા માટે ગાધીજી આફ્રિકા ગયા હતા તેની વાત કરીએ.

૧૪

# ઘરમેળે કેસ પતાવ્યો

ગાંધીજી કાયદો ભણીને બારિસ્ટર થયા પણ એમનો જીવ વકીલનો નહોતો. એ તો સાચના સિપાહી હતા. સત્ય અને ન્યાયને માટે સામી છાતીએ લડનારા એ એક બહાદુર લડવૈયા હતા.

ડરબનને બંદરે પગ મૂકયો ત્યારથી એમની લડત ચાલુ થઈ હતી. પણ તેઓ જેમ અન્યાયની સામે લડતા તેમ ન્યાય અને પ્રેમને ખાતર ભાઈ ભાઈ વચ્ચે સંપ કરાવતા.

આ કેસમાં પણ તેમણે બને તો ઘરમેળે પતાવટ કરવાનો વિચાર કર્યો. ગાંધીજીને બોલાવનાર અબ્દુલ્લા શેઠ તેમના સ્વભાવથી, કામ કરવાની રીતથી, પ્રમાણિકતાથી ખુશી થયા હતા. તેવી જ રીતે સામા પક્ષવાળા તૈયબ શેઠને પણ ગાંધીજી તરફ માન હતું.

અબ્દુલ્લા શેઠ નાતાલના આગેવાન ગણાતા. તૈયબ શેઠ ટ્રાન્સવાલમાં મુખી મનાતા હતા. બંને પોરબંદરના જ રહીશ હતા. બને મેમણ હતા. નજીકના સગા થતા હતા. કેસ નાનોસૂનો ન હતો. છ લાખ રૂપિયાનો દાવો હતો. બને જણ ગોરા વકીલોનાં ઘર ભરીને થાકયા હતા. ગાંધીજીએ ઘરમેળે કેસ પતાવવાની મહેનત આદરી.

આ બંને અનુભવી, પીઢ, વ્યવહારકુશળ વેપારીઓ આગળ ગાંધીજી હજી ઊગતા જુવાન હતા. પણ ગાંધીજીની સચ્ચાઈ અને કોમની એકતા માટેની ધગશ જોઈને બંને ગાંધીજીનું કહેવું ધ્યાનથી સાંભળતા હતા.

ગાંધીજી હિંદીઓની હાડમારી દૂર કરવા મથતા હતા. ખ્રિસ્તી મિત્રોને મળતા હતા. અંગ્રેજી ભણાવતા હતા. પણ તેમનું પહેલું કામ આ કેસ પતાવવાનું હતું. આખો કેસ સમજવામાં તેમણે રાત ને દિવસ એક કર્યાં. પોતાના અસીલ દાદા અબ્દુલ્લાનો કેસ તેમને મજબૂત લાગ્યો. બેય સગા ને આબરૂદાર વેપારીઓ વચ્ચે વેર વધતાં જતાં હતાં. કોઈને બીજું કામ સૂઝતું ન હતું. વકીલોનાં ખિસ્સાં ભરાતાં જતાં હતાં. ગાંધીજીથી આ બધું જોયું જતું ન હતું. તેમણે બંને વચ્ચે સમજાવટ કરાવવા કાળજાતૂટ મહેનત કરવા માંડી.

અદાલતને બદલે પંચનો ચુકાદો સ્વીકારવા તૈયબ શેઠને વીનવ્યા. આખરે તૈયબ શેઠ કબૂલ થયા. પંચ નિમાયા. પંચની પાસે કેસ ચાલ્યો. તેમાં અબ્દુલ્લા શેઠ જીત્યા. તૈયબ શેઠે સાડાપાંચ લાખ રૂપિયા આપવા એમ પંચે ચુકાદો આપ્યો. પંચ કહે તો એ રકમ તરત આપવી પડે અને તેમ થાય તો તો તૈયબ શેઠને દેવાળું કાઢવું પડે. પરંતુ પોરબંદરના મેમણ વેપારીઓમાં એક અણલખ્યો કાયદો હતો કે પરમુલકમાં કોઈને દેવાળું કાઢવા ન દેવું. ગાંધીજીએ અબ્દુલ્લા શેઠને સમજાવ્યા. પંચ નીમવા કરતાં આમાં વધારે મહેનત પડી. આખરે અબ્દુલ્લા શેઠે ઉદારતા વાપરી લાંબી મુદતના હપતા કરી આપ્યા. બંને પક્ષ રાજી થયા. ગાંધીજીના સંતોષનો પાર ન રહ્યો. એમનું અંતર બોલી ઊઠ્યું :

'આજે હું ખરી વકીલાત શીખ્યો.'

ત્યાર પછી ગાંધીજીએ આફ્રિકામાં વરસો સુધી વકીલાત કરી, પણ ઘણાખરા કેસ ઘરમેળે જ પતાવ્યા. દસ મિનિટની સલાહના પંદર રૂપિયા અને આખો કેસ લડવાના પંદરસો રૂપિયા ગાંધીજીને મળતા છતાં એ જતા કરી મોટે ભાગે બંને પક્ષને સમજાવીને રાજીનામું અપાવી દેતા.

કેસ જુઠ્ઠો હોય અને ખોટી સાક્ષી પુરાવીને સાચો કરી દેખાડવાનો હોય તો ગાંધીજી એને હાથમાં જ નહોતા લેતા. દરેક અસીલને પહેલેથી ચોખ્ખું કહી દેતાઃ 'જો ભાઈ, તારો કેસ જુઠ્ઠો હોય તો મારી પાસે ન આવતો.'

અને છતાં કોઈ આવી જાય અને પાછળથી ખબર પડે કે આ જુઠ્ઠો છે તો ચાલતે કેસે કચેરીમાં જ એને પડતો મૂકી દે. પોતાની ફી જતી કરે પણ ખોટો કેસ ન ચલાવે.

પછી તો એવી શાખ બંધાઈ ગઈ કે ગાંધીભાઈ પાસે ખોટો કેસ નહિ ચાલે.

*

એકવાર ગાંધીજીની આકરી કસોટી થઈ. પારસી રૂસ્તમજી કરીને એક આબરૂદાર વેપારી હતા. ગાંધીજીના એ ખાસ મિત્ર હતા. એકવાર રૂસ્તમજી શેઠની દાણચોરી પકડાઈ ગઈ. આમ આબરૂદાર માણસ એટલે દાણચોરીની વાત કોઈ જાણતું નહોતું.

તેઓ ગાંધીજી પાસે આવ્યા. એકાંતે બેસીને આંસુ-ઝરતી આંખે બોલ્યાઃ ' ભાઈ, મેં તમને છેતર્યા છે. મારું પાપ ઉઘાડું પડી ગયું છે. મેં દાણચોરી કરી છે. મારી ઉપર કેસ થશે. મને જેલ મળશે. હું પાયમાલ થઈ જઈશ. મેં તમારાથી કશું છુપાવ્યું નથી. વેપારની બાબતમાં તમને શું વાત કરવી એમ માનીને વાત છુપાવી હવે પસ્તાઉં છું. '

ગાંધીજીએ તેમને ધીરજ આપીઃ 'તમે શાંત થાઓ. ધીરજ રાખો. સૌ સારાં વાનાં થશે. પણ મારી રીત તમે જાણો છો. છોડાવવું-ન છોડાવવું ખુદાને હાથ છે. તમે ગુનો કબૂલ કરવા તૈયાર થાઓ તો જ આમાં હું પડું અને કદાચ તમને છોડાવી શકું.'

ભલા પારસીનું મોં ઊતરી ગયું. તે બોલ્યાઃ 'પણ મેં તમારી પાસે કબૂલ કર્યું એટલું બસ નથી ?'

'ના, તમે મારો ગુનો કર્યો નથી, સરકારનો કર્યો છે. એટલે તમારે સરકાર પાસે કબૂલ કરવો જોઈએ.'

'છેવટે તો તમે કહેશો તેમ હું કરીશ, પણ મારા જૂના વકીલ છે તેમને તો તમે મળી જુઓ ?'

'હા, ખુશીથી.' કહીને ગાંધીજી ઊઠ્યા. રૂસ્તમજી સાથે તેમના વકીલ પાસે ગયા.

વકીલ જમાનાનો ખાધેલ હતો. આવી બાબતોમાં એ રીઢો થઈ ગયો હતો. એણે વાત સાંભળી લીધી. એણે જોયું કે ચોરી બહુ લાંબો વખત સુધી ચાલી હતી. પાછળના ભાગમાં થોડી પકડાઈ છે. એટલે એણે કહ્યું : 'આપણે પ્રયત્ન કરી જોઈએ. આશા હોય ત્યાં સુધી લડવુ.'

એ વકીલને ગાંધીજી બહુ ઓળખતા ન હતા. તેઓ તો શાંતિથી સાંભળતા હતા. રૂસ્તમજી શેઠ બોલ્યા : 'તમારો આભાર માનું છું. પણ આ કેસમાં મારે ગાંધીભાઈની સલાહ પ્રમાણે ચાલવુ છે. તેઓ મને વધારે ઓળખે છે.'

વકીલ ગાંધીજી સામે જોઈ રહ્યા. 'સાહેબજી' કરીને બંને મિત્રો ઘેર આવ્યા.

ઘેર જઈને ગાંધીજીએ રૂસ્તમજી શેઠને નિરાંતે વાત કરી : 'આ કેસ કોરટમાં કદાચ ન જાય. આમાં કેસ કરવો-ન કરવો જકાતી અમલદારના હાથની વાત છે. એ અમલદાર પણ સરકારી વકીલ કહેશે તેમ કરશે. માટે તમે કહેતા હો તો આપણે સરકારી વકીલને અને જકાતી અમલદારને મળીએ. એ લોકો તો તમારી છેવટના ભાગની ચોરીની વાત જાણે છે. હું તો તમારી બધી ચોરી કબૂલ કરવા માગું છું. એ જે ઠરાવે તે દંડ તમારે આપવો પડશે. આમ થશે તો કદાચ કેસ નહિ થાય પણ ધારો કે કેસ કરે તો

તમારે જેલમાં જવા તૈયાર રહેવું પડશે. જેલમાં જવામાં કશી હીણપત નથી. ચોરી કરવામાં શરમ હતી–તે તો થઈ ચૂકી છે. જેલમાં જવુ પડે તો પ્રાયશ્ચિત્ત થયું માનજો, અને ફરી ચોરી ન કરવાની પ્રતિજ્ઞા લ્યો એટલે એ ખરું પ્રાયશ્ચિત્ત થાય.'

ગાધીજીની આ વાત સમજવી કઠણ છે. ભગવાનને ખોળે જીવતો હોય તે જ આવી વાત કરી શકે અને સમજી શકે. આ હિંમતનું કામ હતું.

બહાદુર રૂસ્તમજી શેઠ આબરૂ જવાના ડરથી હારી ગયા હતા. એમણે છેવટે કહી દીધુંઃ 'મારું માથું તમારા ખોળામાં છે. તમારે કરવુ હોય તેમ કરો.'

ગાંધીજી જકાતી અમલદારને મળ્યા. બધી ચોરી બેધડકપણે કબૂલ કરી ચોપડા બતાવવા કહ્યું. રૂસ્તમજી શેઠના પસ્તાવાની વાત કરી. હતી તેટલી વિનયશકિત વાપરીને ગાંધીજીએ જકાતી અમલદારને પિગળાવ્યો.

અમલદાર બોલ્યોઃ 'હું એ પુરાણા પારસીને ચાહું છું. એણે મૂર્ખાઈ તો કરી છે, પણ આ બાબતમા હું પરાધીન છું. મારે તો સરકારી વકીલ કહે તેમ કરવાનું રહ્યું. તમે એમને સમજાવો.'

ગાધીજી સરકારી વકીલને મળ્યા. તેને પણ બધી વાત કરી દીધી. એને ખાતરી થઈ કે ગાધીજી જેવી છે તેવી જ વાત કરે છે. અને ચોખ્ખા દિલની અસર પડ્યા વિના રહે જ નહિ. એણે દાણચોરી બદલ બમણો દંડ લઈ કેસ માંડી વાળ્યો.

રૂસ્તમજી શેઠે આ દાણચોરીનો કિસ્સો લખાને પોતાની ઑફિસમાં મઢાવીને રાખ્યો.

વકીલાતનો ધંધો પણ સચ્ચાઈથી કરી શકાય છે એ ગાંધીજીએ આવા દાખલાઓથી બતાવી આપ્યું.

## ૧૫

## 'ગાંધીભાઈને રોકી રાખો'

કેસનું કામ પતી ગયું. ગાંધીજીએ દેશ આવવાની તૈયારી કરી. અબ્દુલ્લા શેઠે તેમના માનમાં ખાનપાનનો મેળાવડો ગોઠવ્યો. દોસ્તમિત્રો તથા માનવંતા મિજમાનોને આમંત્રણ આપ્યાં. ગાંધીજી ફક્ત એક વર્ષ રહ્યા હતા, પણ જાણે વરસોથી સાથે રહેતા હોય એવો પ્રેમ મેળવ્યો હતો. વેપારીઓ, નોકરિયાતો, કારીગરો—સૌ ગાંધીજીને વિદાયમાન આપવા એકઠા થયા હતા. એક સુંદર સ્થળે મિજલસ ગોઠવી હતી.

સૌ સરખેસરખા સાથે વાતચીતમાં મશગૂલ હતા. ગાંધીજી બેઠા બેઠા એક છાપું વાંચતા હતા. અચાનક એમની નજર છાપાના એક ખૂણા ઉપર ગઈ. હિંદીઓના મતાધિકારની વાત એમાં લખેલી હતી. ગાંધીજી ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યા. દક્ષિણ આફ્રિકામાંથી હિંદીઓનો પગ કાઢવાની તેમાં બાજી રચી હતી. નાતાલની ધારાસભામાં હિંદીઓને સભ્ય ચૂંટવાનો હક્ક હતો તે ખૂંચવી લેવાની ચર્ચા ચાલતી હતી. એ ચર્ચાની ટૂંકી નોંધ છાપામાં લખેલી હતી.

વાંચતાં જ ગાંધીજીની આંખ ઊઘડી ગઈ. એમણે અબ્દુલ્લા શેઠને એ લખાણ વંચાવ્યું ને સમજણ પાડી: 'આપણે હિંદીઓ આ દેશમાં આવડો મોટો વેપાર ચલાવીએ, અહીં આપણી આવડી

મોટી વસ્તી, અને આટલો એક હક્ક આપણને ન રહે તો આપણું નામનિશાન અહીં નહિ રહે, અને માનહાનિ થશે તે જુદી.'

અબ્દુલ્લા શેઠ કહે: 'પણ અમે શું કરીએ? કાયદામાં અમને શી સમજણ પડે? ગોરા વકીલ અમારાં આંખ-કાન!'

પાસે બેઠેલા ભાઈઓ આ વાત સાંભળતા હતા. એમાંથી એક જણે ગાંધીજીને કહ્યું: 'હું તમને સાચી વાત કહું? જો તમે આ સ્ટીમરમાં ન જાઓ ને મહિનો-માસ રોકાઓ તો તમે કહો તે પ્રમાણે લડવા અમે તૈયાર છીએ.'

બીજા બે-ચાર ભાઈઓ બોલી ઊઠ્યા: 'એ વાત ખરી છે, અબ્દુલ્લા શેઠ, તમે ગાંધીભાઈને રોકી રાખો!'

અબ્દુલ્લા શેઠ તો વેપારી હતા. તેમણે કહ્યું: 'કેસ પૂરો થઈ ગયો એટલે હવે મારાથી ગાંધીભાઈને રોકી ન શકાય. છતાં આ મતાધિકારની લડત માટે આપણે સૌ તેમને રોકીએ. પણ એ તો બારિસ્ટર છે. તેમની ફીનું પહેલાં નક્કી થવું જોઈએ.'

ફીની વાત આડે આવી તે ગાંધીજીને ન ગમ્યું. તેઓ વચ્ચે બોલી ઊઠ્યા: 'અબ્દુલ્લા શેઠ, કોમની સેવામાં ફીની વાત હોય જ નહિ. હું વગર પૈસે કામ કરવા તૈયાર છું. માત્ર આપણા કામને અંગે ગાડીભાડાં તારટપાલ વગેરે ખર્ચ થાય તેટલા પૈસા જોઈએ.'

જવાબમાં એક સાથે ઘણા અવાજ સંભળાયા: 'ખુદાની મહેર છે! પૈસા ભેગા થઈ રહેશે, માણસો પણ છીએ. તમે રહેવાનું કબૂલ કરો એટલે બસ!'

ગાંધીજી તો પ્રેમને કાચે તાંતણે બંધાયેલા હતા. તેમણે એક મહિનો રહેવાનું કબૂલ કર્યું. મિજલસ મિજલસ મટી કાર્યવાહક સમિતિ બની ગઈ. કામકાજ શરૂ થયું. ગાંધીજી રોકાયા તેથી સૌને આનંદ થયો અને પોતાના હક્કને વાસ્તે લડવાની હિંમત આવી

નાતાલના આગેવાન હિંદીઓની એક સભા ભરવામાં આવી. હાજી મહમદ શેઠને પ્રમુખપદ આપ્યું. અબ્દુલ્લા શેઠના મકાનમાં જ સભા મળી. ગાંધીજીએ હિંદીઓના ચૂંટણીના હકની વાત સૌને સમજાવી. એ હકક ઝૂંટવી લેવા ધારાસભામાં ઠરાવ આવવાનો હતો. તેના વિરોધમાં એક અરજી ઘડવાનું સભાએ નકકી કર્યું.

ગાંધીજીએ અરજી ઘડી કાઢી. અરજી લાંબી હતી. તેની ત્રણ નકલ તૈયાર કરવાની હતી. છાપાંમાં પણ મોકલવાની હતી. ભણેલા સ્વયંસેવકોએ આ કામમાં ગાંધીજીને મદદ કરી. સૌએ આખી રાત જાગીને કામ પૂરું કર્યું.

આ અરજી ઉપર બને તેટલી વધારે સહીઓ કરાવવાની હતી. હિંદીઓ દૂર દૂરનાં જંગલમાં દુકાનો માંડી વસતા હતા. આ કામમાં સારા સારા વેપારીઓએ પણ મદદ કરી. તેઓ નાતાલને ખૂણે ખૂણે ફરી વળ્યા અને સહીઓ લઈ આવ્યા. અરજી ઉપર દસ હજાર સહીઓ થઈ. આટલી બધી છૂટીછવાઈ વસતીમાંથી દસ હજાર સહીઓ લેવી તે નાનુંસૂનું કામ ન હતું. વળી અભણ માણસો સહી કરતાં ડરે. છતાં સૌની મદદથી કામ પાર પડયું. ગાંધીજીએ આ અરજી પાછળ તનતોડ મહેનત કરી.

હિંદુસ્તાનના વાઈસરોયને તથા હિંદી આગેવાનોને અરજીની નકલો મોકલી આપી. હિંદુસ્તાનનાં તથા વિલાયતનાં છાપાંઓએ આ અરજી ઉપર લેખો લખ્યા અને હિંદીઓનો હક્ક જાળવવા સરકારને ભલામણ કરી.

ધારાસભામાં ઠરાવ આવ્યો ખરો, પણ હિંદી આગેવાનોની વિનંતિથી બે દિવસ સુધી એની ચર્ચા મુલતવી રહી.

દરમિયાન ગાંધીજીની સરદારી નીચે હિંદીઓએ વિલાયતમાં, હિંદુસ્તાનમાં અને નાતાલમાં ઝુંબેશ ચાલુ કરી. નાતાલના હિંદીઓને આ લડતમાં રસ પડ્યો.

ઘણા કહેવા લાગ્યા . 'આ કામ આટલેથી અટકી જાય તે બરાબર નહિ. આપણે તો આપણો હક્ક કાયમ માટે સચવાઈ રહે તેમ કરવુ જોઈએ. એને માટે લાબો વખત સુધી લડત ચલાવવી પડે અને લડતને દોરવણી આપવા ગાધીજીએ વધારે વખત રહેવુ જોઈએ '

સૌ ગાધીજીને રોકાવાનો આગ્રહ કરવા લાગ્યા. હિંદીઓના હકકની લડત માટે રોકાવાનુ ગાધીજીને ગમતુ હતુ. પણ પોતે બારિસ્ટર રહ્યા. તેમનુ ખર્ચ મોટુ હતુ. એકાદ મહિનો જેમ તેમ ચલાવાય, પણ વધારે વખત એમ કેમ ચાલે?

વળી ગાધીજી કહે 'મારુ ખર્ચ મારી કમાણીમાથી નીકળવુ જોઈએ. ગોરા બારિસ્ટરોની પેઠે મારે સારા લત્તામા ઘર લેવુ જોઈએ. આપણી હિંદીઓની પ્રતિષ્ઠા વધે તે રીતે મારે રહેવુ જોઈએ. મકાનભાડુ તથા ઘરખર્ચ ગણીએ તો વરસે ૩૦૦ પાઉંડ એટલે ૪૫૦૦ રૂપિયાનુ ખરચ થાય. એટલી કમાણી વકીલાતમાંથી નીકળે તો જ મારાથી રહી શકાય'

આગેવાનોએ ગાધીજીની વાત સાભળી લીધી. તેમણે કહ્યું: 'એટલા પૈસા તો તમે કોમનુ કામ કરો તેના બદલામા અમે આપશું. એટલી રકમ અમે એકઠી કરી દેશુ તમે લડત ચલાવો એટલુ પૂરતુ છે.'

ગાંધીજી કહે ' એમ મારાથી પૈસા ન લેવાય. મારે કોઈક દિવસ કોમના આગેવાનોને કડવા વેણ કહેવાં પડે. બીજાં વધારે ઉપયોગી કામ માટે પૈસા કઢાવવા પડે. જો તમારી પાસેથી મારું ખરચ લઉં તો તમને કડવા બોલ સંભળાવતાં મારું મન પાછું પડે. આપણા કામ માટે તમારી પાસેથી ધાર્યા પૈસા કઢાવી ન શકાય. વળી આજનો ઉત્સાહ કાયમ ટકે કે કેમ એ પણ ન કહી .

ઘણી વાટાઘાટ પછી આખરે એમ નક્કી થયું કે ગાંધીજીએ વકીલાત કરવી. હિંદીઓએ પોતાના કેસો બનતાં સુધી તેમને જ આપવા અને ગાંધીજીએ રોકાઈ જવું.

આ રીતે વીસેક જેટલા વેપારીઓએ પોતાના વકીલ તરીકે ગાંધીજીનું એક વરસનું ખર્ચ આપવાનું માથે લીધું. અબ્દુલ્લા શેઠ ગાંધીજીને વિદાયગીરીની ભેટ આપવાના હતા તેને બદલે તેમણે ફર્નિચર લઈ આપ્યું.

ગાંધીજી ડરબનમાં રહ્યા. પણ વકીલાતની સનંદ લેવી સહેલી ન હતી. બધા વકીલ-બારિસ્ટરો ગોરા હતા. તેમને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે કોઈ કાળો કે પીળો આદમી આ દેશમાં વકીલાત કરવા આવશે અને પોતાનો હરીફ થશે.

ગાંધીજીએ અબ્દુલ્લા શેઠની વગથી બે અંગ્રેજ વેપારીઓનાં પ્રમાણપત્ર રજૂ કર્યાં. વકીલ મંડળે તેની સામે વાંધો ઉઠાવ્યો. ખૂબ ધાંધલ કર્યું. પણ ન્યાયાધીશે કાયદાનો સાચો અમલ કર્યો. અબ્દુલ્લા શેઠની ઓળખાણથી ગાંધીજીને વકીલ તરીકે દાખલ કર્યા.

વકીલ સભાએ વિરોધ કર્યો તેથી ઊલટી ગાંધીજીની પ્રતિષ્ઠા વધી. છાપાંઓએ પણ ગાંધીજીની તરફેણ કરી.

આમ ગાંધીજી એક માસને બદલે એક વરસ માટે આફ્રિકામાં રોકાઈ ગયા.

# ૧૬

## મહાસભાની સ્થાપના

આફ્રિકામાં ગાંધીજી રોકાયા. તેમનું મુખ્ય કામ હિંદીઓના હકકનું રક્ષણ કરવાનું હતુ તેથી તેમણે વકીલાતના કરતાં સેવાના કામમાં વધારે મન પરોવ્યુ.

મતાધિકાર માટે અરજી તો કરી, પણ એકલી અરજીથી સરકારના કાન કાંઈ ઊઘડે ખરા? અરજી કરનાર હિંદીઓનું સંગઠન થવુ જોઈએ—હિંદીઓનો એક્કો થવો જોઈએ. તો જ સંસ્થાનના પ્રધાનને ખાતરી થાય અને તેને નમતુ આપવું પડે.

ગાંધીજીએ એવી એક સંસ્થા સ્થાપવાનો વિચાર કર્યો. એ બાબતમાં આગેવાનોનો મત લીધો. સૌને એ વાત ગમી. એ સંસ્થાનું નામ શું રાખવું એની ચર્ચા ચાલી. કોંગ્રેસના નામથી એ વખતે કેટલાક ભાઈઓ ભડકતા હતા. પરંતુ હિંદુસ્તાનમાં હિંદી રાષ્ટ્રીય મહાસભા જે કામ કરતી હતી તે જ કામ નાતાલમાં આ સંસ્થાને કરવાનું હતુ. તેથી ગાંધીજીએ એનું નામ નાતાલ હિંદી મહાસભા રાખ્યુ. ઈ. સ. ૧૮૯૪ના મે માસની ૨૨મી તારીખે એની સ્થાપના થઈ. ગાંધીજીને એના મંત્રી નીમ્યા. એ વખતે ગાંધીજીની ઉંમર પચીસ વરસની હતી.

આ ઊગતી સંસ્થાને વિકસાવવામાં ગાંધીજીએ જીવ પરોવ્યો. અબ્દુલ્લા શેઠનું ઘર 'ધર્મશાળા' જેવું થઈ પડ્યું. પહેલું કામ મહાસભાના સભ્યો નોંધવાનું શરૂ કર્યું. ફી જરા આકરી રાખી હ

મહિનાના ઓછામાં ઓછા પાચ શિલિંગ અને વધારેમાં વધારે જેટલું આપી શકે તેટલું આપે. અબ્દુલ્લા શેઠ જેવા બે-ચાર ગૃહસ્થોએ દર મહિને બે પાઉંડ ( ત્રીસ રૂપિયા ) લખાવ્યા હતા. મહાસભાનું કામ કરવાની સૌને હોંશ વધવા લાગી. કેટલાક ભાઈઓ આસપાસનાં ગામડાંઓમાં સભ્યો બનાવવા નીકળી પડ્યા.

ગાંધીજી પૈસાનો હિસાબ બહુ ચોખ્ખો રાખતા. પાઈ પાઈનો હિસાબ રાખે. ખૂબ કરકસરથી કામ ચલાવે. પૈસાથી કામ થાય ત્યાં આનો ન ખરચે, અને આનાથી ચાલે ત્યાં પાવલી ન ખરચે. છાપકામ, તાર-ટપાલ, રેલભાડાં વગેરેમાં બહુ કરકસર કરતા. મુસાફરીમાં ઘોડાગાડીથી ચાલે ત્યાં મોટર ન વાપરે, ટ્રામથી ચાલે ત્યાં ઘોડાગાડી ન કરે અને બનતાં સુધી તો પગપાળા જ જાય-આવે. ટપાલમાં પત્તાથી ચાલે ત્યાં પાકીટ ન લખે, હાથ-નકલોથી ચાલે ત્યાં સાઈક્લોસ્ટાઈલ ન વાપરે, સાઈક્લોસ્ટાઈલથી ચાલે ત્યાં સુધી છપાવવાનું ખર્ચ ન કરે. રોજ સાંજે સિલક મેળવી લે. દર મહિને દીવા જેવાં સરવૈયાં કાઢી લે. આજે એ વાતને પચાસ વરસ થયાં, પણ ૧૮૯૪ની સાલના ચોપડા જોવા હોય તો મળી શકે. એટલી ચીવટથી ગાંધીજી મહાસભાનું કામ ચલાવવા લાગ્યા.

દર મહિને એકવાર સભા મળતી હતી. જરૂર લાગે તો અઠવાડિયે પણ બેગા થતા. કેટલાક ભાઈઓની ભાષણ કરવાની શક્તિ ખીલવા લાગી. વિચારશક્તિ પણ કેળવાઈ. કેટલાક નિબંધો પણ લખવા માંડ્યા.

આફ્રિકામાં, હિંદુસ્તાનમાં અને વિલાયતમાં મહાસભાના પ્રચારનું કામ પણ ચાલતું થયું. હિંદીઓની લડત શા માટે છે એ તેઓ સમજવા લાગ્યા.

ધીમે ધીમે મહાસભાની પ્રતિષ્ઠા વધી. એના સભ્યો પણ દહાડે દહાડે વધવા લાગ્યા.

## ૧૭

# બાલાસુંદરમ્

નાતાલની મહાસભામાં વેપારીઓ, મહેતાઓ અને ભણેલ-ગણેલ લોકો મોટે ભાગે હતા. હજી તેમાં મજૂરો ભળ્યા ન હતા. દરેક કોમ અને દરેક વર્ગના નાનામોટા, ગરીબ-તવંગર સૌ કોઈ એમાં જોડાય એવી ગાંધીજીની ઇચ્છા હતી. પણ એવો મોકો મળતો ન હતો. 'જેની જેવી ભાવના તેવી ફળે' એ કહેવત પ્રમાણે એક-વાર અચાનક એ ભાવના ફળી. એક મજૂરનો નાનકડો કિસ્સો બન્યો. એણે ગાંધીજીને મજૂરો સાથે સાંધી દીધા.

એક દિવસ ગાંધીજી પોતાની ઑફિસમાં બેઠા હતા. એ વખતે ફાટેલાં કપડાંવાળો, થરથર ધ્રૂજતો, આગલા બે દાંત પડી ગયા હતા એવા મોઢેથી લોહી ઝરતો એક મદ્રાસી ફેંટો હાથમાં રાખીને રોતો રોતો સામો આવીને ઊભો રહ્યો.

એનું નામ બાલાસુંદરમ્ હતું. એક ગોરાને ત્યાં એ મજૂરી કરતો હતો. ગોરો મોભાદાર માણસ હતો. તેને બાલાસુંદરમ્ ઉપર કંઈક ગુસ્સો ચડ્યો અને તે ભાન ભૂલ્યો. તેણે બાલાસુંદરમને સારી પેઠે માર માર્યો. એટલો માર્યો કે એના આગલા બે દાંત તૂટી ગયા અને એ લોહી વહેવરાવતો ગાંધીભાઈ પાસે ફરિયાદ કરવા આવી પહોંચ્યો.

ગાંધીજીએ તરત એને દાકતર પાસે મોકલ્યો. તે વખતે ત્યાં ગોરા દાકતરો જ હતા. દાકતરે મારથી ઈજા થયાનું પ્રમાણપત્ર લખી આપ્યું. ગાંધીજી બાલાસુંદરમને ન્યાયાધીશ પાસે લઈ ગયા.

બાલાસુંદરમ્ ગિરમીટિયો હતો. જે મજૂરો હિંદુસ્તાનથી આફ્રિકા જતા તેમને બંધણીનો કરાર કરી આપવો પડતો. જે અધવચ્ચેથી શેઠને છોડી દે તો તેને કેદમાં જવું પડે એવો એ કરાર હતો.

બાલાસુંદરમનો માલિક મૂંઝવણમાં પડ્યો હતો. તેને મનમાં બીક પેઠી કે ગાંધી બારિસ્ટર પાસે એ ગયો છે તેથી એને જરૂર દાદ મળશે.

અને એ બીક સાચી હતી. ગાંધીજી ધારત તો એ ગોરા માલિકને ચોક્કસ જેલનો દરવાજો દેખાડત. પણ ગાંધીજીનો વિચાર જુદો હતો. બાલાસુંદરમને એના માલિક પાસેથી કાયમને માટે છોડાવવાનું નક્કી કર્યું.

ગાંધીજી ગોરા માલિકને મળ્યા. બાલાસુંદરમને છૂટો કરવા તેને કહ્યું. પેલો તો બીચારો એની જ રાહ જોતો હતો. બાલાસુંદરમને છૂટો કરવાની વાત તેણે તરત કબૂલ કરી લીધી અને પોતાની આબરૂ સાચવવા સારુ ગાંધીજીનો આભાર માન્યો.

આ નાનકડા કિસ્સાની વાત ચોમેર ફેલાઈ ગઈ. ગિરમીટિયા મજૂરોને થયું–આપણી વાત સાંભળનાર કોઈ માંઈનો પૂત જાગ્યો ખરો ! ગાંધીજીની ઓફિસે ગિરમીટિયાઓની સેર ચાલી. છેક મદ્રાસ સુધી એ વાત પહોંચી ગઈ. ત્યાંથી મોટા ભાગના મજૂરો આવતા હતા. એમને વાત સાંભળીને નવાઈ લાગી અને આનંદ થયો.

બાલાસુંદરમ્ ગાંધીજીની ઓફિસમાં દાખલ થયો ત્યારે એણે ફેંટો હાથમાં રાખી લીધો હતો. આફ્રિકાના ગોરાઓએ એવો

રિવાજ પાડ્યો હતો કે ગિરમીટિયા અગર કોઈ અજાણ્યો હિંદી તેમની પાસે આવે તો તેણે ઓફિસમાં દાખલ થતાં ગોરાના માનમાં પાઘડી ઉતારવી જોઈએ અને બે હાથે સલામ ભરવી જોઈએ.

બાલાસુંદરમે જાણ્યું કે ગાંધી સાહેબ પાસે પણ પાઘડી ઉતારવી જોઈએ.

આ જોઈને ગાંધીજીને ભારે દુઃખ થયું. પોતાના હિંદી ભાઈઓને આવું અપમાન સહન કરવું પડે છે એ જોઈ તેમને કાળજે ઘા પડ્યો. એનું નિવારણ કરવાના રસ્તા તેઓ શોધવા લાગ્યા.

## ૧૮

## ત્રણ પાઉંડનો કર

બાલાસુંદરમના કિસ્સાથી ગિરમીટિયા હિંદીઓ ગાંધીજી પાસે આવવા લાગ્યા. ગાંધીજી પણ તેમની સ્થિતિનો વધારે વિચાર કરવા માંડ્યા.

બીજે જ વરસે ગિરમીટિયા હિંદીઓ ઉપર આફ્રિકાની સરકારે પચીસ પાઉંડનો વાર્ષિક કર નાખવાનો વિચાર કર્યો. પચીસ પાઉંડ એટલે ત્રણસો પંચોતેર રૂપિયા થયા. આ સાંભળીને ગાંધીજી ચોંકી ઊઠ્યા. નાતાલ હિંદી મહાસભા આગળ એ વાત રજૂ કરી. મહાસભાએ એ બાબતમાં ચળવળ ઉપાડી લેવાનો ઠરાવ કર્યો.

એ ચળવળમાંથી જ આગળ જતાં મોટી અને લાંબી લડાઈ થઈ. એટલે આપણે નાતાલનો થોડો ઇતિહાસ જોઈ લઈએ.

નાતાલના મૂળ વતની હબસીઓ હતા. પાછળથી ડચ અને અંગ્રેજો યુરોપખંડમાંથી આવ્યા. હબસી જંગલી હતા. આ લોકો સુધરેલા અને હથિયારબંધ હતા. તેમણે કજીઆે હબસીઓ ઉપર રાજ્યસત્તા જમાવી દીધી. આફ્રિકાની ફળદ્રુપ ભૂમિનો કબજો આ બંને કોમોએ લઈ લીધો. ત્યાં શેરડીનો પાક પુષ્કળ થશે એમ લોકોને લાગ્યું. એ કામ માટે ખેતીકામના અનુભવી મજૂરોની જરૂર પડી એટલે તેમણે હિંદી સરકાર સાથે પત્રવહેવાર કર્યો. પરિણામે હિંદુસ્તાનથી આગબોટ ભરીને મજૂરો આવ્યા.

પહેલાં તો ગોરાઓને ગરજ હતી તેથી એટલો જ કરાર કરતા કે પાંચ વરસની બંધણી અને પછી સ્વતંત્ર રીતે કામ કરવાની છૂટ. આ કરારને અંગ્રેજીમાં એગ્રીમેંટ કહે છે. મજૂરોને એવું અઘરું નામ બોલતાં ન આવડે તેથી એનું 'ગિરમીટ' થઈ ગયું. ગિરમીટ કરીને જાય તે મજૂરો ગિરમીટિયા કહેવાયા.

હિંદી મજૂરોએ આવતાંવેંત નાતાલની ભૂમિ આબાદ બનાવવા માંડી. તેમની પાસે ખેતીકામનો અનુભવ અને જાત-મહેનત કરવાનાં સુદૃઢ શરીર બંને વસ્તુ હતી. એમણે જાત-જાતનાં શાકભાજી વાવ્યાં. હિંદનાં શાક ઉપરાંત આંબો આવ્યો. સુંદર આંબાની રસદાર કેરીએ ગોરાઓનાં મન લોભાવ્યાં. તેઓ વધારે જમીન ખેડાવવા લાગ્યા ને વધારે મજૂરો બોલાવવા માંડ્યા.

પાંચ વરસે હિંદી મજૂર બંધણીમાંથી છૂટો થાય એટલે તરત પાંચ પૈસા બચાવ્યા હોય તેમાંથી જમીન ખરીદે, ત્યાં ઘર બાંધે અને સ્વતંત્ર ખેતી શરૂ કરે. આમ હિંદીઓએ ખેતીવાડી જમાવવા માંડી.

પછી તો હિંદુસ્તાનથી વેપારીઓ આવવા લાગ્યા. તેમાં સૌથી પહેલા શેઠ અબુબકર આમદ કરીને હતા. એક બાજુ હિંદીઓના બગીચા વધવા લાગ્યા, બીજી બાજુ વેપાર શરૂ કર્યો. વેપારને અંગે મહેતા-કારકુન વધવા માંડ્યા. ધીમે ધીમે હિંદીઓની વસાહત જામવા લાગી.

આ જોઈને ગોરા વેપારીઓ ચમક્યા. એમને તો એમ હતું કે હિંદીઓ માત્ર મજૂરી કરશે અને આપણે આબાદીનો સુવાંગ લાભ ઉઠાવશું, પણ અહીં તો વેપારમાં ખેતીવાડીમાં બધે હરીફાઈ શરૂ થઈ.

એમાં બીજાં પણ કેટલાંક કારણો મળ્યાં. હિંદીઓની રહેણી-કરણી સાવ સાદી હતી. તેમને થોડા નફાથી સંતોષ વળતો એટલે તેમનો વેપાર સારો ચાલતો. બીજી બાજુ હિંદીઓ આરોગ્યના નિયમો પાળતા ન હતા. તેમનાં આંગણાં અને ઘર સાફ રહેતાં ન હતાં. હિંદીઓનો ધર્મ જુદો હતો. આવાં નાનાં-મોટાં અનેક કારણો આગળ ધરીને ગોરાઓ હિંદીઓનો વિરોધ કરવા લાગ્યા.

દક્ષિણ આફ્રિકામાંથી હિંદીઓનો પગ કાઢવાના રસ્તા તેઓ ખોળવા લાગ્યા.

પહેલો વિચાર તો એમ જ કર્યો કે હિંદી મજૂરની ગિરમીટ પૂરી થાય એટલે એને પાછો જ ધકેલી દેવો. પણ હિંદી સરકાર આ વાત કબૂલ નહિ કરે એમ લાગવાથી તેમણે ત્રણ સૂચનાઓ રજૂ કરીઃ

૧ મજૂરીનો કરાર પૂરો થાય એટલે ગિરમીટિયા મજૂરે હિંદ ચાલ્યા જવું, અથવા

૨ બબ્બે વરસની નવી ગિરમીટ કઢાવવી. એ વખતે તેના પગારમાં વધારો કરી આપવો,

૩ જો ઉપરની બેમાથી એકેય વાત કબૂલ ન રાખે તો દર વરસે ૨૫ પાઉંડનો કર ભરવો.

આ સૂચના મંજૂર કરાવવા બે ગોરા આગેવાનો હિંદુસ્તાન ગયા. ત્યાં વાઈસરૉયને મળ્યા. વાઈસરૉયે તેમની વાત સાભળીને કહ્યું : '૩૭૫ રૂપિયાનો વાર્ષિક કર તો ભારે કહેવાય. ગરીબ હિંદી મજૂર વરસ દહાડે એટલું કમાઈ પણ ન શકે તો ભરી ક્યાથી શકે ? ઘણી વાટાઘાટ પછી એમ નક્કી કર્યું કે સોળ વર્ષ ઉપરના પુરુષ અને તેર વર્ષ ઉપરની સ્ત્રીએ દર વર્ષે માથાદીઠ ત્રણ પાઉંડ, એટલે પિસ્તાળીસ રૂપિયા ભરવા. વાઈસરૉયે આ ઠરાવ ઉપર મત્તું મારી દીધું.

પણ હિંદુસ્તાનની તિજોરીમાંથી રોજના સાતસો, મહિનાના એકવીસ હજાર, વરસના લગભગ અઢી લાખ રૂપિયા પગારપેટે ઉપાડનાર વાઈસરૉય સાહેબને ગરીબ મજૂરની સાચી હાલતનો ખ્યાલ ક્યાંથી આવે ! અને ખ્યાલ હોય તોપણ એ પોતાના ગોરા દેશભાઈઓનું હિત પહેલું જુએ એમણે કશો લાંબો વિચાર ન કર્યો.

એક મજૂર-કુટુંબમાં સ્ત્રી-પુરુષ ઉપરાંત ચાર બાળકો હોય, જેમાં મોટો દીકરો સોળ વરસનો અને દીકરી તેર વરસની હોય તો એને ચાર જણનો કર ભરવો પડે. વરસના ૧૮૦ રૂપિયા એને આપવાના. પગાર ત્યારે ૧૫૦ રૂપિયા મળે. આમાં મજૂર કેવી રીતે ટકી શકે? સમજુ અને દયાળુ લોકોને થયું કે આ એક ભારે જુલમી કર છે. આવો વેરો સહન થઈ શકે જ નહિ.

ગાંધીજી ગરીબ મજૂરોની વહારે ધાયા. તેમણે વેપારીઓ તથા મધ્યમવર્ગના ભાઈઓને આ વસ્તુ બરાબર સમજાવી. સૌને ખાતરી થઈ કે આ વેરો ઘાતકી છે, તેથી ગમે તે જોખમ વહોરીને, ચાહે તેવો આપભોગ આપીને આ કર નાબૂદ કરવાનો નાતાલની મહાસભાએ ઠરાવ કર્યો.

સને ૧૮૯૬થી ૧૯૧૪–એટલે વીસ વરસ સુધી આ લડત ચાલી. એમાં દસેક હજાર જેટલાં હિંદી ભાઈ-બહેનો જેલ ગયાં, સેંકડો ઘાયલ થયા, કેટલાક ગોળીબારથી મરણ પામ્યા, કેટલાકે ફટકાની આકરી સજા ભોગવી. જાનમાલનો ભોગ આપવામાં ગરીબ–તવંગર કોઈએ પાછું વાળીને ન જોયું. ગાંધીજીનાં એ વર્ષ આકરી કસોટીનાં અને ખરી તપશ્ચર્યાનાં હતાં. એ દરમિયાન તેમણે જીવનમાં પલટો કરી નાખ્યો. ગરીબ ભાઈઓની સેવા માટે જિંદગીભરની ફકીરી લઈ લીધી અને સત્યાગ્રહના હથિયારનો અજબ ચમત્કાર જગતને બતાવી આપ્યો.

એની કથા રસમય છે. વાંચનારને નવું બળ આપે તેવી છે. ગાંધીજીએ એ વાત પોતાને હાથે લખેલી છે. એનું નામ છે 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ'. તેની થોડીઘણી નમૂનાની વાતો આપણે અહીં આગળ કરશું.

# સાચી કમાણી

ગાંધીજી વકીલાત કરતાં સેવાકાર્યમાં વધારે સમય આપતા હતા. તેમને ધંધો કરીને રળવા કરતાં સેવા કરીને સાચી કમાણી કરવાનો શોખ હતો. એ ખરી કમાણી વકીલાત કરતાં કરતાં, અન્યાયની સામે લડતાં લડતાં, થયા કરતી હતી. ભગવાને આ મનખાદેહ આપ્યો છે તે સંસારસુખ ભોગવવા માટે નહિ પણ ભાઈ-ભાંડુની, દીન-દુખિયાંની સેવા કરવા સારુ આપ્યો છે એમ ગાંધીજીને લાગતું હતું.

આવો જનમ વારંવાર મળવાનો નથી, માટે દેહમંદિરમાં બેઠેલા અંતર્યામીને ઓળખવા ગાંધીજી મથતા હતા. આ દુનિયામાં માણસ જનમે અને મરે, મરે ને જનમે, એમ જીવ ફેરા ફર્યાં જ કરે છે. એ ભવનો ફેરો કેમ ટળે એના વિચાર ગાંધીજી હમેશાં કર્યા કરતા હતા.

પ્રિટોરિયામાં તેમને ખ્રિસ્તી ભાઈઓ સાથે દોસ્તી થઈ હતી, તેમ નાતાલમાં પણ એવા મિત્રો મળી ગયા. તેમની સાથે ગાંધીજી જુદા જુદા ધર્મોની ચર્ચા કરતા. હિંદુ, ઇસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મોનાં મુખ્ય પુસ્તકો એ વાંચી ગયા.

વિલાયત બારિસ્ટર બનીને મુંબઈ આવેલા ત્યારે તેમને કવિ રાયચંદભાઈની ઓળખાણ થઈ હતી. તેમની સાથે આફ્રિકાથી પત્રવહેવાર ચાલુ રાખ્યો. કવિના જવાબોથી ગાંધીજીની હિંદુધર્મ ઉપરની શ્રદ્ધા વધી. હિંદુધર્મમાં રહેલી ખૂબીઓ ગાંધીજી જોઈ શક્યા.

આમ ગાંધીજી વધારે ને વધારે ધાર્મિક જીવન તરફ ઢળતા જતા હતા.

## ૨૦

# ત્રણ વરસે દેશમાં

એક મહિનાને બદલે ગાંધીજીએ એક વર્ષ રહેવાનું કબૂલ કર્યું હતું તેના ત્રણ વરસ થઈ ગયાં, એટલે તેમણે દેશમાં જવાની છ માસની રજા માગી.

મહાસભાનું કામ કોઈ ઉપાડી લે તો જ ગાંધીજી જઈ શકે તેમ હતું. એવા એક ભાઈ મળી ગયા. એમનું નામ આદમજી મિયાંખાન હતું. તેઓ ઉદાર, સરળ, ખંતીલા, વિવેકી અને મિલનસાર હતા. તેમણે ગાંધીજીની ગેરહાજરીમાં મહાસભાનું કામ સંભાળવાનું માથે લીધું. ગાંધીજીને રજા મળી.

ગાંધીજી 'પોંગોલા' નામની આગબોટમાં ડરબન બંદરેથી રવાના થયા. આગબોટના કપ્તાન સાથે ગાંધીજીને ઓળખાણ થઈ અને બંને મિત્રો બન્યા. બીજા બે અંગ્રેજ અમલદારો સાથે હતા. તેમની સાથે પણ ગાંધીજી ભળી ગયા. કપ્તાન વહાણવટાની વિદ્યામાં પાવરધો હતો તેમ માણસ સારામાં સારું જીવતર કેમ જીવી શકે એની વિદ્યા પણ જાણતો હતો એટલે તેની સાથે ધર્મવાર્તા કરવાની ગાંધીજીને મજા પડી અને બંનેનો એ વાતમાં મેળ જામ્યો. કોઈ કોઈ વાર ગાંધીજી શેતરંજ પણ ખેલતા હતા.

આ વખતે આગબોટમાં ગાંધીજીએ એક બીજું કામ પણ કર્યું. તેમને આફ્રિકામાં મદ્રાસી મજૂરો સાથે કામ કરવાનું હતું, તેથી

ભાષા તામિલ હતી. ગાંધીજીને એ મજૂરો સાથે ભારે પ્રેમગાંઠ બંધાઈ હતી. એ લોકો પણ ગાંધીભાઈના નામ પર મરી પડતા હતા. એ લોકો સાથે ગાંધીજીને હિંદી તથા ભાંગીતૂટી અંગ્રેજીમાં કામ ચલાવવું પડતું હતું. આ વસ્તુ ગાંધીજીને ખટકતી હતી તેથી તેમણે તામિલ ભાષાનો અભ્યાસ શરૂ કર્યો. થોડુંઘણું વાંચતાં શીખ્યા. ઉપરાંત ઉર્દૂ પણ શીખવા લાગ્યા. આમ ગાંધીજીનો કાર્યક્રમ આગબોટમાં પણ ભરચક રહેતો હતો.

નાતાલના ડરબન બંદરેથી ઊપડેલી સ્ટીમર ચોવીસમે દિવસે લંકાને આંટો મારીને કલકત્તા પહોંચી. ગંગામૈયા બંગાળના ઉપસાગરને મળે છે ત્યાં રળિયામણા હુગલી બંદરે ગાંધીજી ઊતર્યા. કલકત્તાથી અલ્લાહાબાદ-મુંબઈ થઈને રાજકોટ પહોંચ્યા.

ત્રણ વરસે ગાંધીજીને ઘેર આવેલા જોઈ નાનામોટાં સૌને આનંદ થયો. ગાંધીજી સૌને હેતથી ભેટ્યા.

# ૨૧

## લીલું ચોપાનિયું

રાજકોટમાં આવીને ગાંધીજીએ એક ચોપાનિયું છપાવ્યું. તેમાં દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને પડતી હાડમારીઓનું વર્ણન કર્યું હતું. જરા પણ ઓપ ચડાવ્યા વિના ટૂંકી હકીકત એમાં લખી હતી. એને લખતાં અને છપાવતાં લગભગ મહિનો થયો હતો. એને લીલું પૂઠું કરાવેલું તેથી આગળ જતાં એ 'લીલા ચોપાનિયા' તરીકે જાણીતું થયું.

હિંદુસ્તાનની જુદી જુદી ભાષાઓમાં ચાલતાં છાપાંઓમાં એ મોકલ્યું હતું. અલ્લાહાબાદના એક અંગ્રેજી છાપાએ તો તેની ઉપર અગ્રલેખ લખ્યો હતો. એ ચોપાનિયાનો સાર ખેંચીને વિલાયતનાં છાપાંમાં પણ છપાયો હતો અને વિલાયતના તાર દક્ષિણ આફ્રિકા પહોંચ્યા. તારમાં લીટી તો આખી ત્રણ હતી, પણ એ ત્રણ લીટીએ કેવું મોટું તોફાન મચાવ્યું તે આપણે આગળ ઉપર જોઈશું.

નાનાંમોટાં સૌની પાસેથી કામ લેવાની ગાંધીજીની આવડત આ ચોપાનિયા વખતે દેખાઈ આવી. એ ચોપાનિયું ટપાલમાં ઘણી જગ્યાએ મોકલવાનું હતું. એ કામ એકલે હાથે ઝટ પતે એવું ન હતું, અને દઈ કરાવે તો ખરચ થઈ પડે, તેથી ગાંધીજીએ એક યુક્તિ શોધી કાઢી. શેરીના છોકરાઓને એકઠા

સવારના ત્રણ કલાક તેમની પાસેથી માગ્યા. છોકરાઓએ રાજી થઈને કહ્યું: 'અમે ત્રણ કલાક ખુશીથી આપશું.' બસ, એ રીતે ગાંધીજીનું કામ રમતવાતમાં પતી ગયું. તેના બદલામાં ગાંધીજીએ એ છોકરાઓને જાતજાતની ટપાલની ટિકિટો આપી અને એ ઉપરાંત આશીર્વાદ આપ્યા.

સાવ નાના છોકરાઓને સ્વયંસેવક બનાવવાનો ગાંધીજીનો આ પહેલો અખતરો હતો. તેમાં તેમને સારી સફળતા મળી.

પાછળથી તો વાનરસેનાએ આખું હિંદુસ્તાન ગુંજતું મૂક્યું એ આપણે સૌ જાણીએ છીએ

## ૨૨

## હરિજનવાસની મુલાકાત

**એ** વખતે મુબઈમા પહેલવહેલી મરકી આવી હતી એનો ચેપ કાઠિયાવાડમા પણ ફેલાયો રાજકોટમા મરકી આવી મરકીનુ નામ સાભળીને લોકો ત્રાસી જતા ઉંદર પડે, ગાંઠ નીકળે, તાવ આવે અને ત્રીજે દિવસે માણસ ઊડી જાય આવુ ભયકર દર્દ કોઈએ દીઠુ નહોતુ લોકો ગામ ખાલી કરીને ભાગવા માડ્યા રાજ્ય તરફથી એ આરોગ્ય સમિતિ નિમાઈ ગાધીજીને એ સમિતિમા નીમવામા આવ્યા

સમિતિ શહેરની તપાસ કરવા નીકળી ગાધીજીએ પોતાની સાથના બીજા સભ્યોને કહ્યુ આપણે રસ્તા, મકાન વગેરેની ચોખ્ખાઈ ઉપર ભાર મૂકીએ તે તો બરાબર છે, પણ સૌથી વધારે સ્વચ્છતાની જરૂર આપણા પાયખાનાઓમા છે '

પાયખાનાનુ નામ સાભળીને સમિતિના સભ્યોએ કાને હાથ દીધા અને નાકે રૂમાલ મૂક્યા તેમને જાણે પાયખાનાનુ નામ લેતા દુર્ગંધ આવતી હતી ગાધીજીએ તેમને સમજાવ્યા કે આપણી સુખાકારીનો આધાર પાયખાનાની સ્વચ્છતા પર છે આખરે સૌ તૈયાર થયા ગરીબ-મધ્યમવર્ગના લોકો તો પોતાના પાયખાના રાજી થઈને જોવા દેતા હતા, જે સૂચના કરે તે પ્રમાણે સુધારા પણ કરતા, પણ પૈસાદારો પાયખાના બતાવવા સામે વાધો લેતા

લાગ્યા 'અમારાં પાયખાનાં જોઈને તમારે શું કામ છે? એથી શો ફાયદો થવાનો છે?

ગાંધીજીએ તેમને સમજાવ્યા કે રસોડાં કરતાં પાયખાનાંની સફાઈ આપણા આરોગ્ય માટે વધારે જરૂરી છે

અને સાધારણ લોકો કરતાં પૈસાદારનાં પાયખાનાં વધારે ગંદાં અને વધારે અંધારિયાંવાળાં બદબો મારતાં હતાં બેઠક ઉપર કીડા ખદબદતા હતા જીવતા નરકવાસ જેવું હતું. ગાંધીજીએ આવી ગંદકી કરવાની ભયંકર કુટેવ તરફ સૌનું ધ્યાન ખેંચ્યું કેટલાક સુધારા સૂચવ્યા તેમાંથી થોડાઘણાએ ગાંધીજીની સૂચનાનો અમલ પણ કર્યો

હવે, ગાંધીજીએ સમિતિના સભ્યોને કહ્યું 'આપણે હરિજન-વાસમાં પણ જવું જોઈએ ' એ જમાનામાં 'ઢેડ' શબ્દથી પણ અભડાતા હતા ગાંધીજીના આગ્રહને વશ બનીને એક સભ્ય હરિજનવાસમાં અંદર ગયા બીજા સભ્યો બહાર નાકા આગળ ઊભા રહ્યા એક તો 'ઢેડવાડા'માં જવું અને ત્યાં જઈને તેમનાં પાયખાનાં તપાસવાં આજથી ૫૦ વર્ષ પહેલાં એ વસ્તુ અસહ્ય લાગતી

ગાંધીજીની હરિજનવાસની આ પહેલી મુલાકાત હતી ગાંધીજીને જોઈને હરિજનો ટોળે વળ્યા અંદરઅંદર પાછા ઊભા કેટલાક વાતચીત કરવા લાગ્યા એક જણે ગાંધીજી સામે આંગળી ચીંધી કહ્યું 'આમને ઓળખ્યા?'

'કોને?'

'આ કોટ-પાટલૂન પહેર્યું છે નહિ?'

'હા, ઈ કુણ સે?'

'આપણા કારભારી કબા ગાંધી નો'તા?'

'હા.'

'ઈમના દીકરા! વિલા'ત જઈને બાલિસ્ટર થઈ આવ્યા સે.'

'તયેં...ઈમ કે'ને? નઈતર આપણા વાહમાં કુણ અંદર આવે!'

ગાંધીજીએ આગળ ઊભેલા એક ડોસાને પૂછ્યુઃ

'તમારાં પાયખાનાં બતાવશો ને?'

'અમારે ગરીબ માણસને પાયખાનાં કેવાં! અમારાં પાયખાના જંગલમાં. પાયખાનાં તો તમારે નસીબદારને ઘેર હોય, બાપુ!'

'ત્યારે...તમારા ઘર જોવા દ્યો?'

'આવો ને ભાઈસા'બ, પધારો ને! અમારાં ગરીબ માણસનાં ઘર તો એવાં જ ને?'

ગાંધીજી અંદર ગયા. ઘર, ઓસરી, પેડલી–બધું મજાનું લીંપેલું હતું. આગણું વાળીચોળીને સ્વચ્છ કરેલું હતું. અને ઘરમાં જે બે–ચાર વાસણ હતા તે સાફ ને ચકચકિત હતાં. માત્ર કપડાં ગંદાં હતાં, શરીર મેલા હતા. તે સાફ રાખવાનું કહી ગાધીજી પાછા ફર્યા.

તપાસ સમિતિ હવેલીએ પણ ગઈ. હવેલીનાં પાયખાનાં જોઈને તો સૌને ચીતરી ચડી. ધર્મમંદિરોમાં તો પવિત્રતાનો સદાય વાસ હોવો જોઈએ–ત્યાં આવી ગંદકી જોઈ ગાધીજીને ત્રાસ વછૂટયો. મરકી અટકાવવા સારુ સ્વચ્છતા જાળવવા ઉપર ગાધીજીએ ખાસ ભાર મૂકયો, અને આપણા દેશની એ મોટામાં મોટી કુટેવ છોડાવવા માટે ગાંધીજીએ જે તનતોડ મહેનત ઉઠાવી તેનું મંગળાચરણ રાજકોટમાં કર્યું. ગંદકી દૂર કરવાનું શુભ મૂરત રાજકોટમાં કર્યું.

૨૩

# બનેવીની સારવાર

**માં**દાની માવજત કરવાનું આવે એટલે ગાંધીજીનાં બધાં કામ એકેકાર પડ્યાં રહે. સાચી સેવા એનું જ નામ કહેવાય, જેમાં જીવ પરોવાય એટલે દુનિયા આખી ભૂલી જવાય. ગાંધીજીને એમ જ બન્યું.

દક્ષિણ આફ્રિકાના સવાલ ઉપર મુંબઈમાં સભા ભરવાનો ગાંધીજીનો વિચાર હતો, તેથી તેઓ રાજકોટથી મુંબાઈ ગયા. મુંબઈમાં રાનડે અને તૈયબજી કરીને મહાસભાના બે મોટા આગેવાનો હતા. બંને સરકારી અદાલતના વડા ન્યાયાધીશ હતા. ગાંધીજી એ બંનેને મળ્યા. તેમણે કહ્યું: ' તમે ફિરોજશા મહેતાને મળો. એ તમારું કામ કરી આપશે.'

ફિરોજશા મહેતા મુંબઈના બે-તાજ બાદશાહ ગણાતા હતા. ગાધીજી તેમને મળવા ગયા. તેઓ આપણા નવજુવાન બારિસ્ટરને પ્રેમથી મળ્યા. ગાંધીજીની વાત શાંતિથી સાંભળી. આફ્રિકાના કામમાં પોતાની સહાનુભૂતિ બતાવી અને સભા માટેનો દિવસ નક્કી કરી આપ્યો. એ વખતે મુંબઈમાં ગાંધીજીના બનેવી બીમાર હતા. માંદગી ગંભીર હતી. ગાંધીજીનાં એકનાં એક સગાં બહેન તેમની સારવાર કરતાં હતાં. ગાંધીજીએ બનેવીની નાડ પોતાને હાથ લીધી. બીજું બધું કામ બાજુ પર રાખી સારવારમાં લાગી ગયા. તેમને

સંગ્રહણીનો રોગ હતો. પેટમાં કશું ટકતું જ ન હતું. પથારી વારંવાર સાફ કરવી પડતી હતી. ગાંધીજીને સફાઈકામ કરતા જોઈ બહેન કહેશેઃ ' ભાઈ, તું રહેવા દે, એ બધું હું સાફ કરી નાખીશ.' તો ભાઈ જવાબ વાળેઃ 'બહેન, એ લહાવો તો મને જ લેવા દો, તમે આ ઓરડામાં આવશો જ નહિ.'

બહેન ભીની આંખે અને ભારે હૈયે બહાર નીકળે. ભાઈ આગળ તેમનો આગ્રહ ચાલે તેમ ન હતું. રાતદિવસ ચાકરી કરવા છતાં રોગ મટ્યો નહિ, એટલે બેન-બનેવીને લઈને ગાંધીજી મુંબઈથી રાજકોટ આવ્યા.

રાજકોટમાં પણ ગાંધીજીએ સારવારનું કામ પોતાના હાથમાં જ રાખ્યું. રાતોના ઉજાગરા કર્યા. જ્યાં સેવામાં મન લીન થયું હોય. ત્યાં કંટાળો, થાક કે આળસ હોય જ શાનાં ? ઊલટા ગાંધીજી વધારે આનંદી જણાતા હતા.

પણ ગમે તેટલી સારવાર કરવા છતાં 'તૂટીની બૂટી નહિ.' ગાંધીજીના બનેવી લાંબી માંદગીને અંતે સ્વર્ગવાસી થયા.

ગાંધીજીને મુંબઈની સભા માટે બીજે દિવસે જ નીકળવાનું હતું. તારીખ અગાઉથી નક્કી થઈ ચૂકી હતી એટલે મન કઠણ કરી, બહેનને આશ્વાસનનાં બે વેણ કહી, ગાંધીજી કર્તવ્યને પંથે ચાલી નીકળ્યા.

## ૨૪

# મુંબઈમાં પહેલું ભાષણ

સભાની તારીખને આગલે દહાડે સાંજે પાંચ વાગે હુકમ મુજબ ગાંધીજી ફિરોજશા મહેતાની ઑફિસે હાજર થયા. ભભકાબંધ ઑફિસમાં મુંબઈના સિંહ પુરદમામથી બેઠા હતા. આખા હિંદમાં એમની હાક વાગતી હતી. રુઆબથી વાત કરતા હતા. સાધારણ માણસ તો એમના રોફમાં દબાઈ જતો. મહાસભામાં એમનો કક્કો ખરો ગણાતો.

હાથ મિલાવીને બેઠા તેવો જ ફિરોજશાએ પ્રશ્ન કર્યો: 'ગાંધી, તમારું ભાષણ તૈયાર છે કે ?'

ગાંધીજી બીતાં બોલ્યા: 'ના જી, મેં તો ભાષણ મોઢેથી જ કરવાનો વિચાર રાખ્યો છે.'

'એ મુંબઈમાં નહિ ચાલે. તમારું ભાષણ લખેલું જ જોઈશે અને તે રાતોરાત છપાવી નાખવું પડશે. રાતોરાત લખી શકશો ને?'

બનેવીની સારવારમાં કરેલા ઉજાગરાનો થાક ગાંધીજીને વરતાયો હતો. સાદ ભારે થઈ ગયો હતો. વળતે જ દિવસે તેમને મુંબઈ આવવું પડયું હતું. તારીખ નક્કી થઈ ગયેલી તેથી બીજો ઉપાય ન હતો. ઈશ્વર લાજ રાખશે એમ માની તેઓ આવ્યા હતા. ભાષણ લખવાનો વિચાર તો તેમને સ્વપ્નેય આવ્યો ન હતો. એટલે તેઓ સહેજ ગભરાયા. ધીમેથી ઉત્તર આપ્યો:

'હું લખવાનો પ્રયત્ન કરીશ.'

'મારો માણસ ભાષણ લેવા ક્યારે આવે?' મુંબઈના સિંહ ગર્જ્યા.

ગાંધીજીએ જવાબ આપ્યો:'રાતના અગિયાર વાગે.' ફિરોજશાએ તેમના કારકુનને સૂચના આપી: 'ગાંધી પાસેથી અગિયાર વાગે

ભાષણ મેળવી રાતોરાત છપાઈ જાય તેવી ગોઠવણ કરજો. ઠીક ગાંધી, તમે હવે જાઓ.'

બીજે દિવસે સભા ભરાઈ. સભાનો હોલ ચિકાર ભરાઈ ગયો હતો. જે સભામાં ફિરોજશા બોલવાના હોય ત્યાં વિદ્યાર્થીઓની ભીડ જામતી. જુવાનિયા એમની પાછળ ગાંડા થયા હતા.

સભા શરૂ થઈ. ગાંધીજી ભાષણ કરવા ઊઠયા. કોટ, પાટલૂન, નેકટાઈ, માથે સરખી રીતે મેંથો પાડીને ઓળેલા વાળ, કાળી મૂછો, તેજસ્વી આંખો અને મોટા કાન. દૂર દેશાવરનાં દુઃખદર્દની કથા સંભળાવવા આવેલા આફ્રિકાવાસી જુવાન સામે સભાજનો જોઈ રહ્યા.

ગાંધીજી ઊભા તો થયા, પણ આવી સભામાં કોઈવાર ભાષણ આપેલું નહિ એટલે જીભ સિવાઈ ગઈ. આફ્રિકામાં ભાષણ કરવાની કાંઈક ફાવ આવી હતી તે ચાલી ગઈ. પગ ધ્રૂજવા માંડયા. સાદ ધીમો પડી ગયો. ફિરોજશા કહેવા લાગ્યાઃ ' જરા ઊંચેથી ! હજી ઊંચેથી !' તેમ તેમ ગાંધીજીનો અવાજ વધારે નીચો પડતો જાય.

આખરે ગાંધીજીના એક મિત્ર વહારે ચડયા. તેમણે ઊઠીને ભાષણ પોતાના હાથમાં લીધું અને વાંચવા લાગ્યા. પણ સાંભળનાર જુવાનો તો ' વાચ્છા ' ' વાચ્છા ' કરવા માંડયા. વાચ્છા પારસી ગૃહસ્થ હતા. ફિરોજશાના જમણા હાથ જેવા ગણાતા. તેઓ જુવાનો-ના માનીતા હતા. તેમણે ભાષણ વાંચવું શરૂ કર્યું. એ વખતના રિવાજ પ્રમાણે ગોરાઓના જુલમની વાત આવતી ત્યાં ' શરમ' 'શરમ' ના પોકારો થવા લાગ્યા, અને જુલમનો સામનો કરવા-ની વાત આવે ત્યાં તાળીઓ પડવા લાગી. ભાષણ પૂરું વંચાઈ રહ્યું.

ફિરોજશાને ભાષણ ગમ્યું. ગાંધીજી રાજી થયા. એમને તો ગંગા નાહ્યા જેટલો સંતોષ થયો.

મુંબઈથી ગાંધીજી પૂના ગયા.

## ૨૫

# લોકમાન્ય તિલક અને ગોખલે

મુંબઈથી ગાંધીજી પૂના આવ્યા. પૂનામાં એ વખતે આગેવાનોનો ચડતો સિતારો હતો. આખા દેશનું ભાગ્ય ઘડનારા આગેવાનો પૂનામાં રહેતા હતા. તેમાં લોકમાન્ય તિલક અને દેશભક્ત ગોખલે મુખ્ય હતા. ભાંડારકર સંસ્કૃત ભાષાના મોટા પંડિત હતા. તેઓ પૂનાના આગેવાન ગણાતા.

સૌથી પહેલાં ગાંધીજી લોકમાન્યને મળ્યા. એમણે ગાંધીજીની વાત પ્રેમથી સાંભળી. જે જોઈએ તે મદદ આપવાનું કહ્યું. આ ઊગતો જુવાન દૂર દેશમાં હિંદીઓના સ્વમાન માટે લડી રહ્યો છે એ જાણી સ્વદેશાભિમાની લોકમાન્યને ઘણો આનંદ થયો. એ બદલ તેમણે ગાંધીજીને શાબાશી આપી. તિલક મહારાજ લોકોને શા માટે વહાલા છે તે ગાંધીજી તરત જોઈ શક્યા.

લોકમાન્યને પ્રણામ કરી ગાંધીજી ગોખલે પાસે ગયા. ગોખલેને કોઈ દિવસ ગાંધીજીએ જોયા ન હતા. ગાંધીજીના આફ્રિકાના કામની વાતો ગોખલેએ સાંભળી હતી, એટલે ગાંધીજીને જોયા તેવા જ હેતથી ભેટી પડ્યા. પહેલી જ મુલાકાતે તેમણે ગાંધીજીને પ્રેમથી નવરાવ્યા. પોતાને ઘેર ઉતારો રાખવા આગ્રહ કર્યો.

ગાંધીજીએ સભા ભરવાની વાત કરી. સભાના પ્રમુખ કોને બનાવવા એ પણ પૂછ્યું. પૂનામાં બે તડ હતા—એક પક્ષ ગોખલેનો અને બીજો લોકમાન્ય તિલકનો. બેયથી નિરાળો એવો કોઈ માણસ પ્રમુખપદ લે તો સભાનું કામ શોભે. ભાંડારકર એકેય પક્ષમાં નહોતા. તેઓ આવી સભાઓમાં બહુ ઓછો ભાગ લેતા હતા. ગાંધીજી તેમને પ્રમુખપદ માટે વીનવવા ચાલ્યા.

ઉનાળાના દિવસો હતા ખરા બપોર તપતા હતા એવા તાપમા ગાધીજી પગે ચાલતા ભાડારકરને ઘેર પહોચ્યા ભાડારકરની સાદાઈ, વિદ્વત્તા, ત્યાગ વગેરે જોઈ ગાધીજીને આનદ થયા તેમણે પિતાના જેવા હેતથી ગાધીજીને આવકાર આપ્યો બેસાડ્યા આવા તાપમા પગે ચાલીને આટલે સુધી આવનાર આ જુવાન કોઈ ઉત્સાહી કાર્યકર લાગે છે એમ ભાડારકરને લાગ્યુ તેમણે કામકાજ પૂછ્યુ ગાધીજીએ સભાની વાત કરી જવાબમા તેઓ ધીમેથી બોલ્યા 'હુ હમણા રાજકાજમા ભાગ લેતો નથી પણ તમને માગથી ના નહિ પડાય તમારી ત્યાની હાડમારી, સ્વમાન સાચવવાની લડત, તમારી હોશ, ખત, રીતભાત એ સઘુ જોઈને હું બહુ રાજી થયો છુ. હુ જરૂર સભામા આવીશ'

નમસ્કાર કરી ગાધીજી ઊઠ્યા

કશી હોદ્દા વિના મિનકુલ આડબર વિના, પૂનાના એ વિદ્વાન અને ત્યાગી પુરુષોએ સભા ભરી ગાધીજીએ ભાષણ કર્યું. સૌએ તેમને ટેકો આપ્યો ગાધીજીને પૂનાના આગેવાનો પાસેથી બમણા વેગથી કામ કરવાનુ બળ મળ્યુ

પૂનાથી ગાધીજી મદ્રાસ ગયા મદ્રાસ તો તેમની પાછળ ઘેલુ થઈ ગયુ બાલાસુદરમના કિસ્સાની સભા ઉપર બહુ અસર પડી સભા પૂરી થયા પછી પેલા 'લીલા ચોપાનિયા' ઉપર ધાડ પડી તેની બીજી આવૃત્તિ છપાવેલી તે બધી ઊપડી ગઈ મદ્રાસમા છાપાઓના તત્રીઓએ ગાધીજીની વાતને ટેકો આપ્યો તેની ઉપર લેખો લખ્યા ગાધીજીને ત્યા અગ્રેજીમા જ વાત કરવી પડતી હતી છતા મદ્રાસીઓએ તેમને પ્રેમપાશથી બાધી લીધા

મદ્રાસથી ગાધીજી કલકત્તા ગયા

## ૨૬

# 'જલદી પાછા ફરો'

કલકત્તામાં ગાંધીજી સાવ અજાણ્યા હતા. એક હોટેલમાં ઉતારો કર્યો. કલકત્તાના આગેવાનોને અને છાપાંના તંત્રીઓને આફ્રિકાની વાત કરવાની હતી.

એ વખતે સુરેન્દ્રનાથ બેનરજી 'બંગાળાના દેવ' મનાતા હતા. એમનું ભાષણ ચાલતું હોય ત્યારે જાણે મેઘગર્જના થતી હોય તેવું લાગે. લોકો એટલા શાંતિથી સાંભળે કે ટાંકણી પડે તોય અવાજ થાય. ગાંધીજી તેમને મળવા ગયા. ત્યાં તો મળવા આવનારની લંગર લાગી હતી. ગાંધીજીને માંડ બે મિનિટ મળી. તેમણે ગાંધીજીને કહ્યું: 'તમારા કામમાં અહીંના લોકો કદાચ રસ નહિ લે. અમે અમારા કામને પહોંચી શકતા નથી. છતાં બનતો પ્રયાસ કરો. તમે રાજા-મહારાજાઓને મળો.' એક બે-જણનાં નામ પણ આપ્યાં.

ગાંધીજી મહારાજા સાહેબોને મળ્યા. પણ તેમાં ચાંચ ન બૂડી. એ લોકોએ કહ્યું: 'કલકત્તામાં સભા કરવી એ સહેલું નથી પણ કરવી જ હોય તો તમે સુરેન્દ્રનાથને મળો!'

તેમને તો ગાંધીજી પહેલાં મળ્યા હતા. મુશ્કેલી આવી ઊભી. પણ ગાંધીજી હાર્યા નહિ. 'અમૃતબઝાર પત્રિકા' નામના એક જાણીતા છાપાની ઑફિસે ગયા. ત્યાં ગાંધીજીને ભમતારામ માની કોઈએ દાદ ન દીધી.

'બંગવાસી' નામના પત્રની ઑફિસે ગયા તો ત્યાં તંત્રીને મળવા આવનારાની ભીડ જામી હતી. પોતાનો વારો આવવાની

## ૨૭

# દેશ તેવો વેશ

કુટુંબ સાથે પરદેશ જવાનો ગાંધીજીનો આ પહેલો જ પ્રસંગ હતો. બાળકોએ અને કસ્તુરબાએ ત્યાં કેવો પોશાક પહેરવો એ સવાલ થઈ પડ્યો. એ જમાનામાં ગાંધીજી માનતા હતા કે યુરોપિયન જેવો પોશાક અને રહેણીકરણી રાખવાથી આપણે ઓછા પડે છે, અને ઓછા પડે તો જ દેશસેવા થઈ શકે. આવા વિચારો હોવાથી છોકરાંછૈયાં કાઠિયાવાડના વાણિયા જેવાં દેખાય એ ગાંધીજીને કેમ ગમે?

યુરોપિયન સઘળો તો ઊંચી એડીના બૂટ, મોજાં, ઘૂંટણ સુધીનો ચણિયો ને ઉપર ફ્રોક પહેરે, અંબોડાને બદલે ઓળિયાં રાખે, ને માથે હેટ મૂકે. આવો પોશાક કસ્તુરબા પહેરે પણ નહિ અને એમને અરૂથે પણ નહિ. ત્યારે હવે શું કરવું? એ વખતે આપણા દેશમાં સૌથી વધારે સુધરેલા પારસી ગણાતા, ત્યાં યુરોપિયનની નકલ ન થઈ શકે ત્યાં પારસીનો પોશાક પહેરવો એમ ગાંધીજીએ નક્કી કર્યું.

કસ્તુરબા માટે પારસી-ઢબની સાડીઓ ખરીદી. બાળકોને માટે પારસી કોટ-પાટલૂન લીધાં. બૂટ-મોજાં તો સૌને માટે લીધાં.

આ પોશાક કસ્તુરબાને તો દીઠો ગમતો ન હતો. છોકરાં-ઓની મુશ્કેલીનો પાર નહોતોઃ જોડા કડે, મોજાં ગંધાય, પગ પુગાય. ચાલતાં ન ફાવે. ગાંધીજી સૌને જાતજાતની દલીલોથી સમજાવ્યા કરતા હતા. મને-કમને વેશ બદલ્યો પણ ખાવાની રીતભાત બદલતા બહુ ભારે પડ્યુ. ખુરસી-ટેબલ ઉપર બેસીને છરી-કાંટાથી ખાવુ એ જ બરાબર ગણાય એમ ગાંધીજીને તે વખતે લાગતુ હતુ. તેમણે સૌને એ રીતે ખાતા શીખવ્યુ. શરૂ-આતમાં તો ફાવે જ નહિ. દૂધ જેવા ઓછાડ ટેબલ પર બિછાવ્યા હોય એની ઉપર છાટા પડે, ભાત વેરાય અને કશો સ્વાદ લાગે નહિ. છરીકાંટા સામે તો બૂટ-મોજાંથીયે વધારે અણગમો ઊપજ્યો, છતા ગાંધીજીના આગ્રહને વશ થવું પડ્યુ. ધીમે ધીમે સૌએ એવી ટેવ પાડી

પણ પાછળથી જ્યારે ગાંધીજીને સમજાયુ કે આ બધો સુધારો એ તો એક માયાની જાળ છે, ત્યારે તેમણે પોતે સુધારાની કાચળી ઉતારી અને કસ્તુરબા તથા બાળકોની પાસે ઉતરાવી. એ વખતે ગાંધીજીને વધારે મુશ્કેલી પડી, પણ સાચો પ્રેમ શુ નથી કરી શકતો ? જે પ્રેમના બળે સુધારાના વાઘા ચડાવ્યા હતા તે જ પ્રેમ-બળે ઉતરાવ્યા. પણ એ વાત તો આગળ આવશે.

જે સ્ટીમરમા ગાંધીજી જતા હતા તેમા કેટલાક સગા-સબંધી તથા ઓળખીતાં પણ હતા. સ્ટીમર દાદા અબ્દુલાની પોતાની હતી. અબ્દુલા શેઠ તો ગાંધીજીના અસીલ અને મિત્ર એટલે ઘરની જ સ્ટીમર ગણાય. તેથી ગાંધીજી આખી સ્ટીમરમાં ગમે ત્યાં હરીફરી શકતા હતા.

સ્ટીમર ક્યાંય પણ બંદર કર્યા વિના સીધી નાતાલ પહો-ચવાની હતી. નાતાલ પહોંચવાને ચારેક દિવસ બાકી હતા તેવામા દરિયામાં ભારે તોફાન ઊપડ્યુ. તોફાન બહુ સખત હતુ. ઉતારુઓ

ગભરાવા લાગ્યા સ્ટીમર ડોલવા લાગી મહાસાગરમાં પ્રચંડ વાવાઝોડુ ઊપડયુ હતુ એ વખતનો દેખાવ ભવ્ય હતો દુઃખમા સૌ એક થઈ ગયા નાતજાતના, ગરીબ-તવંગરના ભેદ ભૂલી ગયા સૌ સાથે મળીને પ્રભુપ્રાર્થના કરવા લાગ્યા કોઈએ માનતાઓ માની કપ્તાને સૌને ધીરજ આપી એને તો આથી મોટા તોફાનોનો અનુભવ હતો આવી મોટી સ્ટીમર એમ ડૂબતી નથી એ સમજાવ્યુ, પણ તેથી ઉતારુઓને ધારણ ન વળી એમનો ગભરાટ વધતો જતો હતો સ્ટીમરમા એવા મોટા અવાજ થતા હતા કે જાણે હમણા બોટ તૂટી કે તૂટશે. ઝોલા એવા ખાય કે જાણે હમણા ઊથલી પડશે ડેક ઉપર તો કોઈથી ઊભી શકાય તેમ ન હતું 'પ્રભુ રાખે તેમ રહેવુ' એ એક જ ઉદ્‌ગાર સભળાતો હતો

આવી ચિંતામા ચોવીસ કલાક વીત્યા છેવટે વાદળ વીખરાયુ સૂરજનારાયણે દર્શન દીધા કપ્તાને કહ્યુ- 'તોફાન ગયુ છે'

ઉતારુઓના ચહેરા પરની ઉદાસી ઊડી ગઈ તેની સાથે જ પ્રભુ પણ અલોપ થઈ ગયો મોતનો ડર ભુલાયો અને પાછાં ગાનતાન, ખાનપાન શરૂ થયા માયાનુ પડળ હતું તેમ પાછુ ચડી ગયુ

પણ આ તોફાનના આકરા ૨૪ કલાક દરમિયાન ગાંધીજીએ સૌને ખૂબ ધીરજ આપી તેમને તોફાનનો ખાસ ડર નહોતો આવા તોફાનો તેમણે અગાઉ જોયા હતા તેમને દરિયો લાગતો નહોતો ફેર ચડતા નહોતા તેથી ગાંધીજી નિર્ભય બનીને ફરી શકતા હતા કપ્તાનના ઘડી ઘડીના વર્તમાન ગાંધીજી ઉતારુઓને સભળાવતા હતા અને શાંતિ રાખવા વીનવતા હતા ઉતારુઓ સાથેનો આ સ્નેહસબંધ ગાંધીજીને બહુ ઉપયોગી નીવડ્યો

આખર ૧૮મી ડિસેમ્બરે ડરબનના બારામાં બને સ્ટીમરોએ લંગર નાખ્યા પણ દરિયાના તોફાન કરતાં વધુ મોટુ તોફાન તો હવે આવવાનુ હતું

# ૧

## ‘ ગાંધીને પાછો કાઢો ’

ડરબનના ગોરાઓમા વીજળીવેગે વાત ફેલાઈ ગઈ કે ગાધી બે સ્ટીમર ભરીને નાતાલ આવે છે. પેલા ‘લીલા ચોપાનિયા’ના ખબર હિંદુસ્તાનથી વિલાયત અને ત્યાંથી આફ્રિકા પહોંચ્યા હતા. એમાં ગાંધીજીએ તો એક અક્ષરેય વધારેપડતો કે ગેરવાજબી લખ્યો નહોતો, પણ છાપાવાળાએ અને હિંદીઓનો પગ કાઢવા ઇચ્છનારાઓએ કાગનો વાઘ કર્યો હતો.

ડરબનમા ગોરાઓની સભા બોલાવવામા આવી. તેમાં આગેવાનોએ ભાપણો કર્યાં

‘ હિંદુસ્તાનમા જઈને ગાધીએ આપણને ગાળો દીધી છે. દુનિયા આખીમા એણે આપણને વગોવ્યા છે. હવે એ બે સ્ટીમર ભરીને હિંદીઓને લઈ આવ્યો છે. ગાધી નાતાલને હિંદીઓથી ભરી દેવા માગે છે. ગાધી આપણો દુશ્મન છે. ગાંધીને બંદરે પગ મૂકવા ન દેવો. જો આપણું ગોરા લોકનું ભલું ચાહતા હો તો કોઈ પણ રીતે ગાંધીને પાછો કાઢો.’

તાળીઓના ગડગડાટથી બોલનારાને સભાએ વધાવી લીધો.

બંને સ્ટીમરો ડરબનના બારામાં નાંગરી એટલે રિવાજ પ્રમાણે દાક્તર ઉતારુઓને તપાસવા આવ્યા. બંનેમાં થઈને

જેટલા ઉતારુ હતા મુંબઈમાં એ વખતે મરકી ચાલુ હતી એટલે સ્ટીમરને પાંચ દિવસ સૂતક(ક્વૉરન્ટાઇન)માં રાખવાનો હુકમ કર્યો સ્ટીમરમાં કોઈ માંદું નહોતું કોઈને ચેપ લાગ્યો નહોતો છતાં સ્ટીમરને પાંચ દિવસનું સૂતક આપ્યું તેની પાછળ ભેદ રહેલો હતો ડરબનના ગોરાઓ તોફાને ચડ્યા હતા એટલે જો ઉતારુ ડરી જાય, તેના માલિક ડરી જાય, તો સ્ટીમરને પાછી મુંબઈ ધકેલી દેવી

આ બાજુ ગોરાઓએ જોસભેર ચળવળ ઉપાડી ઉપરાઉપરી જંગી સભાઓ ભરવા લાગ્યા દાદા અબ્દુલ્લાને ધમકી આપી કે, ' ઉશ્કેરાયેલા ગોરા લોકો કદાચ તમારી આગબોટ બુડાડી દેશે ' પણ એ ન ડગ્યા એટલે લાલચ દેખાડી ' જો તમે આ બંને આગબોટ પાછી લઈ જાઓ તો તમને નુકસાની ભરી દેશું '

પણ દાદા અબ્દુલ્લા કોઈની ધમકી કે લાલચને ગણકારે તેમ ન હતા એ વખતે ડરબનની પેઢી ઉપર અબ્દુલ કરીમ હતા તેઓ હિંમતવાન હતા તેમણે ગમે તે ભોગે સ્ટીમરને ફુરજા ઉપર લાવવાની અને ઉતારુઓને ઉતારવાની પ્રતિજ્ઞા લીધી

તેઓ હમેશાં ગાંધીજી ઉપર વિગતવાર કાગળો લખતા હતા એ જ વખતે સારે નસીબે ગાંધીજીના અને હિંદીઓના મિત્ર મનસુખલાલ નાઝર ગાંધીજીને મળવા ડરબન આવી પહોંચ્યા તેઓ બાહોશ અને બહાદુર હતા તેમણે સલાહ આપી કે ગમે તે હિસાબે ઉતારુઓને બંદરે ઉતારવા જ જોઈએ અબ્દુલ્લાના જૂના વકીલ લૉટન પણ એવા જ બહાદુર હતા એમણે કહ્યું 'ગમે તેમ થાય, સ્ટીમરો પાછી તો ન જ વળે ' વકીલ તરીકે નહિ, પણ એક સાચા મિત્ર તરીકે તેઓ હિંદીઓને પડખે ઊભા રહ્યા

આમ અંગ્રેજો અને હિંદીઓ વચ્ચે દ્વંદ્વયુદ્ધ જામ્યું. એક બાજુ મૂઠીભર ગરીબડા હિંદીઓ અને તેમના ગણ્યાગાંઠ્યા અંગ્રેજ મિત્રો, બીજી બાજુ ધનબળ, અક્ષરબળ અને સંખ્યાબળમાં પૂરા

અંગ્રેજો. આ બળવાન 'દુશ્મનને રાજસત્તાનું પણ બળ મળ્યું. નાતાલની સરકારે તેમને ઉઘાડી રીતે મદદ કરી.

ગોરાઓએ જોયું કે દાદા અબ્દુલ્લા ગાંઠતા નથી. એટલે તેમણે સ્ટીમરના ઉતારુઓ પર ધમકી મોકલી. ' જો તમે પાછા નહિ જાઓ તો તમને બધાને દરિયામા ડુબાડી દેશુ પાછા જશો તો જવા-આવવાનું ભાડુ અપાવશુ. '

ગાંધીજીએ સ્ટીમરમા ફરીને સૌને ધીરજ આપી. ' નાદરી ' ઉપર પણ સ દેશો મોકલ્યો કે ' સૌ ધીરજ રાખજો. મહાસાગરના તોફાન આગળ આ કશી વિસાતમાં નથી, એ વાવાઝોડુ ચાલ્યું ગયું હતું તેમ આ તોફાન પણ શમી જશે'.

ઉતારુઓને મજા આવે તેવી રમતો બને સ્ટીમરોમા ગોઠવી. ખ્રિસ્તી લોકોની દિવાળી ચાલતી હતી. સ્ટીમરના ગોરા કપ્તાને ગાધીને ખાણાના મેળાવડામા નોતર્યા ગોરા લોકના રિવાજ પ્રમાણે ગાધીજીએ ખાણા વખતે ભાષણ કર્યું, તેમા પોતે ગોરાઓને વિષે કશી કડવી ટીકા કરી નથી એ વાત સમજાવી, અને યુરોપના સુધારાને વખોડી કાઢયો. એ વખતે કોઈ એ ગાધીજીને સવાલ પૂછયો: ' ધારો કે તમને શહેરમાથી ધમકી મળે છે તે પ્રમાણે તમારી ઉપર હુમલો થાય તો તમે શું કરો ? તમારા અહિંસાના સિદ્ધાંત પ્રમાણે મારનારને તમે માફી આપો ? '

ગાધીજી કહે: ' જરૂર હુ એ લોકોને માફી આપું, કોઈની ઉપર કામ ન ચલાવુ, અને હુમલો કરનારને ભાઈ જેવા ગણું.' સાભળનારા ગાધીજીની સામે જોઈ રહ્યા. તેમને આ વાતો ઈશુ ભગવાનના જેવી લાગતી હતી.

દિવસો વીતવા લાગ્યા. પાચ દિવસના સૂતકમાથી દસ થયા. દસના પંદર થયા. પણ સ્ટીમરોને કુરજા પર લાવવાની રજા

ન હતી. સરકાર જવાબ આપ્યા કરતી હતી કે, હજી શહેરમાં તોફાનનો ભય છે.

શહેરમાંથી ઉશ્કેરાયેલા ગોરાઓ તરફથી ધમકી આવ્યા કરતી હતી: 'સમ્હાલજો. હવે તમારા સૌના જાન જોખમમાં છે. ગાંધીને તો ઠાર મારવો છે.'

પણ ઉતારુ ન ડગ્યા.

આખરે ત્રેવીસમે દિવસે સ્ટીમરોને કિનારે લાવવાની રજા મળી. ઉતારુઓ રાજી થયા.

આગબોટ ધુરજા પાસે આવી. ઉતારુઓ ઊતરવા લાગ્યા. ગાંધીજી ઊતરવા જાય છે ત્યાં સંદેશો મળ્યો: 'ગાંધીજી અને તેમના કુટુંબને સાંજે ઉતારજો. તેમની સામે ગોરાઓ ખૂબ ઉશ્કેરાયેલા છે. તેમનો જાન જોખમમાં છે ધુરજાનો ઉપરી ટેટમ તેમને સાંજે ઉતારી જશે.'

ગાંધીજીએ એ વાત કબૂલ રાખી.

## ૨

## જીવલેણ હુમલો

**આ**ઠ્ઠાવીસ વર્ષનો નવજુવાન ગાંધી બેરિસ્ટર આખા નાતાલ-ના ગોરાઓનો જાણે દુશ્મન બન્યો હતો. ડરબનના ગોરાઓએ વાત ફેલાવી હતી કે, ' ગાંધી નાતાલ સર કરવા આવ્યો છે.'

એને લીધે ગોરાઓ ઉશ્કેરાયા હતા અને તેમણે ગાંધીજીનો જાન લેવાનો નિશ્ચય કર્યો હતો. ગાંધીજી નીચે ઊતરીને શહેરમાં આવે તેની જ તેઓ રાહ જોતા હતા.

ગાંધીજીને સાંજે ઉતારવાનો સંદેશો મળ્યાને પૂરી પચીસ મિનિટ નહોતી થઈ ત્યાં મિ. લૉટન આવી પહોંચ્યા. તેમણે કપ્તાન-ને કહ્યું: 'અબ્દુલ્લા શેઠના વકીલ તરીકે હું તમને ગાંધીજીની જવાબ-દારીમાંથી છૂટા કરું છું. તેમને હું મારી સાથે અત્યારે જ શહેરમાં લઈ જવા માગું છું.'

ગાંધીજીને કહે: ' તમને મોતનો ડર ન હોય તો તમે મારી સાથે ચાલો. કસ્તુરબા અને બાળકો ગાડીમાં બેસી રૂસ્તમજી શેઠને ઘેર ભલે જાય. આપણે બંને તો પગે ચાલતા સરિયામ રસ્તા ઉપર થઈને જઈશું. તમે છૂપી રીતે અંધારામાં શહેરમાં પેસો તે મને મુદ્દલ ગમતું નથી.'

ગાંધીજીને એ વાત ખરી લાગી. તેમણે તરત જ કસ્તુરબા તથા બાળકોને ગાડીમાં રવાના કર્યાં. કસ્તુરબા ભારે હૈયે ગાડીમાં બેઠાં

ગાંધીજીને આવે વખતે એકલા મૂકતાં તેમનો જીવ માનતો ન હતો પણ ગાંધીજીનું કહેવું માની એક પણ શબ્દ કહ્યા વિના તેઓ ગાડીમાં બેઠાં. ગાડી ચાલી ગઈ.

ગાંધીજી કપ્તાનને રામરામ કરી લેટન સાથે નીચે ઊતર્યા. બંદરેથી રૂસ્તમજી શેઠનું ઘર બે—એક માઈલ દૂર હતું. બંને ભાઈબંધ કૂચકદમ કરતા સરિયામ રસ્તે ચાલી નીકળ્યા.

રસ્તે જતા કેટલાક ગોરા છોકરાઓએ ગાંધીજીને ઓળખી લીધા. ગાંધીજીની પૂંછડીવાળી બંગાળીઘાટની પાઘડી ડરબનમાં પ્રખ્યાત હતી. છોકરાઓએ એકદમ બૂમ પાડી: 'ગાંધી ! ગાંધી !'

બીજાઓએ બૂમ ઉપાડી લીધી: 'મારો ! મારો !' ટોળું ગાંધીજીની પાછળ પડ્યું. લેટને જોયું કે મામલો વીફર્યો છે. તેમણે એક રિક્ષા બોલાવી. રિક્ષાવાળો આવ્યો. પણ છોકરાઓ એને શેનો આવવા દે ? એને બીક બતાવી એવો જ 'ખા' (ના) કરતોકને નાસી ગયો.

ધીમે ધીમે ટોળું વધવા લાગ્યું. નાનામોટા સૌ હવે ભળ્યા. ગાંધીજી ઉપર ઇંડાં અને કાંકરા ફેંકવા લાગ્યા. રસ્તો આખો તોફાની ટોળાએ ઘેરી લીધો. એક મજબૂત ગોરાએ લેટન સાહેબને બથમાં લઈને જુદા પાડી દીધા. પછી ગાંધીજી ઉપર છૂટથી માર પડવા લાગ્યો. એક જણે એમની પાઘડી ઉડાડી મૂકી. ગાંધીજી મન મજબૂત કરીને આગળ વધ્યે જતા હતા. મામલો ગંભીર બનતો જતો હતો. ડરબનના ખિજાયેલા જંગલી જેવા ગોરાઓના હાથમાં ગાંધીજી ઘેરાઈ ગયા હતા. ગોરાઓએ એને ઠાર મારવાનો વિચાર કર્યો હતો.

પાઘડી ઊડી તેવી જ લાતો શરૂ થઈ. એક જોરાવર હાથની થપ્પડ વાગતાં ગાંધીજીની આંખે તમ્મર આવ્યાં. તેઓ પડતાં પડતાં રહી ગયા. એક ઘરની જાળીનો સળિયો તેમના હાથમાં આવી ગયો.

ગાધીજી પડતા પડતા બચ્યા ત્યા પણ ઊભુ રહેવાય તેમ ન હતુ ઉપરાઉપર તમાચા પડ્યે જતા હતા મૂઢ માર ખૂબ પડતો હતો કેટલાક તો મૂઠીઓ વાળી દાત ભીસીને પડખામા ઠોસા લગાવ્યે જતા હતા

એકવડિયા શરીરના નગર હથિયારના અહિંસક એકલા ગાધીજી ઉપર અનમસ્ત ગોરાઓના ઝનૂની ટોળાએ વેર વાળવા માડ્યુ થોડી વારમા તો ગાધીજીના દેહને ભીસીને ભાગી નાખત, પણ

'જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે?
અવર ન દેખુ રે, બીજો કોઇ પ્રભુ પખે'

ખરે ટાણે ભગવાન ભક્તની વહારે ધાય છે એ જ વખતે ડરબનના પોલીસ-ઉપરીની સ્ત્રી એ રસ્તે થઈને નીકળી એણે ગાધીજીને ઓળખ્યા એ બહાદુર બાઈ એકદમ ત્યા દોડી ગઈ એને જોઈને ટોળુ ખસી ગયુ એ બહેને વરસાદ નહોતો છતા છત્રી ઉઘાડી અને ગાધીજીના રક્ષણ સારુ એમને માથે ધરી ગાધીજી મહા મુશ્કેલીએ માડ માડ આગળ ચાલ્યા અમલદારની સ્ત્રીની અદબ રાખતા ટોળુ જરા દૂર ચાલતુ હતુ છતા પાછળથી ગાધીજીને તાકીને ઇડા અને મકરાનો મારો ચાલુ હતો

એક હિંદી જુવાને આ દેખાવ જોયો એ દોડતો પોલીસ-થાણે પહોચ્યો તરત જ પોલીસ-ઉપરીએ એક ટુકડી મદદે મોકલી એ ટુકડી ગાધીજી ફરતી ફરી વળી હવે માર પડતો બધ થયો, પણ ટોળુ ન વીખરાયુ એ તો ગાધી! ગાધી! 'મારો! મારો!' કરતુ પાછળ ચાલ્યુ આવતુ હતુ

રસ્તામા પોલીસ-થાણુ આવ્યુ પોલીસના વડાએ ગાધીજીને કહ્યુ 'તમે અહી જ રોકાઈ જાઓ!'

ગાંધીજીએ જવાબ વાળ્યો 'મને માફ કરજો મેં રૂસ્તમજી શેઠને ઘેર પહોંચવાનો નિશ્ચય કર્યો છે અને હું ત્યાં પહોંચવાનો જ પોતે શું કરે છે તેની લોકોને ખબર નથી તેઓ પોતાની ભૂલ સમજશે ત્યારે શાંત થશે મને તેમની ન્યાયબુદ્ધિમાં વિશ્વાસ છે

આમ કહીને ગાંધીજી આગળ ચાલ્યા આખરે રૂસ્તમજી શેઠને ઘેર પહોંચ્યા પોલીસ-ટુકડી સાથે હતી ટોળું તો પાછળ ચાલતું જ આવતું હતું

ગાંધીજીના અંગેઅંગ મૂઢ મારથી ગાતા હતા એમના જ હાથે છુંદાયા પગ હતા ડાક્ટરે આવીને સારવાર શરૂ કરી કસ્તુરબા રૂસ્તમજી અને ઘરના નાનામોટા સૌ ચિંતાતુર બનીને ગાંધીજી ફરતા વીંટળાઈ વળ્યા

બહાર ઊભેલા ગોરાના હોબાળા અંદર સંભળાતા હતા રૂસ્તમજી શેઠના ઘરને ગોરાઓએ ઘેરી લીધું હતું રાત પડવા આવી હતી અંધારું થવા માંડ્યું હતું હજારો ગોરા બહાર કિકિયારીઓ કરતા હતા

' અમને ગાંધી સોંપી દો, નહિતર ઘર સળગાવશું

વખત વરતી જઈને પોલીસ-ઉપરી અલેક્ઝાંડર તોફાનની જગ્યાએ આવી પહોંચ્યા તોફાનને ચડેલું ટોળું ધમકીને ગાંઠે તેમ ન હતું, એમને રમતમાં તેઓ સૌને રમાડવા લાગ્યા લોકોની જ ધૂન ઉપાડીને તેઓ ગવડાવવા લાગ્યા

**સોંપી દો ગાંધી અમને, સોંપી દો ગાંધી,**
**નહિતર ઘર સળગાવશું —**

લોકોનું ટોળું લહેરથી ઝીલવા લાગ્યું

બીજી બાજુ ગાંધીજીને તેમણે કહેવડાવ્યું: ' મહેરબાની કરીને તમારાં બાળબચ્ચાંની ખાતર, તમારા મિત્રના જાનમાલની ખાતર, છૂપી રીતે ઘરમાંથી બહાર નીકળી જાઓ. મદદ માટે બે માણસ મોકલ્યા છે.'

ગાંધીજીએ એ ભલા અમલદારની વાત કબૂલ-મંજૂર રાખી. એમણે હિંદી સિપાઈનો પોશાક પહેર્યો, માર પડે તો ધા ન વાગે માટે માથે પિત્તળની તાસક રાખી. ઉપર મોટો ફેંટો બાંધ્યો. સાથે બે છૂપીપોલીસના માણસો હતા. તેમણે પોતાનાં મોઢાં રંગ્યાં. એક હિંદી વેપારી થયો, બીજાએ પણ વેશપલટો કર્યો.

ત્રણે જણ બાજુની ગલીમાં થઈને પાડોશની દુકાનમાં પહોંચ્યા. ગોદામમાં ખડકેલી ગૂણોની થપ્પીઓ ટપીને અંધારામાં દુકાનને દરવાજે આવ્યા અને શેરીને નાકે ઊભી રખાવેલી ગાડીમાં બેસી પોલીસ-થાણે પહોંચી ગયા. ગાંધીજી થાણામાં સલામત રીતે પહોંચ્યાના સમાચાર આવ્યા ત્યાં સુધી પોલીસ-ઉપરીએ ટોળાને રમાડ્યા કર્યું. તેમણે બીજું ગીત શરૂ કર્યું:

**ચાલો ગાંધીને દઈએ ફાંસી,**
**આમલિયા-ડાળે**
**ચાલો ગાંધીને દઈએ ફાંસી.**

હજારો ચિડાયેલા ગોરાઓ આનંદથી ગીત ગાતા હતા—જાણે હમણાં ગાંધી હાથમાં આવશે ને એને આમલીની ડાળે લટકાવી દેશું. પોતાની ધૂનમાં ટોળું મસ્ત હતું.

. એમાં એકદમ અલેક્ઝાંડર હસી પડ્યા અને બોલ્યા: ' ચાલો, હવે રમત ખલાસ ! તમારો શિકાર છટકી ગયો. સૌ સૌને ઘેર જાઓ ને નિરાંતે વાળુ કરો.'

સાંભળીને બધા હસી પડ્યા. પછી કેટલાક ગુસ્સે થયા. કેટ-લાક મોઢેથી બોલી ઊઠ્યા: 'તદ્દન ગપ છે. ગાંધી એમ નાસી જઈ શકે નહિ !'

'તો ખાતરી કરો. તમારામાંથી બે જણને પસંદ કરો. એ અંદર જઈને તપાસ કરી આવે. પારસી રૂસ્તમજીનું ઘર તો તમે નહિ બાળો, અને ગાંધીજીનાં બાળબચ્ચાંને પણ ઈજા નહિ કરો એમ હું માનું છું. આપણે એટલી વાત કબૂલ કે જો ગાંધી જડે તો તમને સોંપી દેવો. જાઓ, તપાસ કરી આવો.'

લોકોએ બે જણને પસંદ કર્યા. તેઓ જઈને જોઈ આવ્યા ઝીલે મોઢે પાછા આવીને કહ્યું: 'આપણા બુઢ્ઢા અમલદારે આપણને બરાબર બનાવ્યા છે!'

ટોળું વીખરાયું કેટલાક અલેકઝાંડરની ચતુરાઈનાં વખાણ કરતા ચાલ્યા તો કેટલાક એમની ઉપર ગુસ્સે થયા.

બે દિવસ પછી નાતાલના પ્રધાન એસ્કંબે ગાંધીજીને મળવા બોલાવ્યા. ગાંધીજી ગયા એટલે તેણે કહ્યું: 'તમને માર પડ્યો તે બદલ હું બહુ દિલગીર છું. તમે મારનારનાં નામ મને આપશો તો હું તેની ઉપર કામ ચલાવીશ વિલાયતથી ચેમ્બરલેન સાહેબે પણ મને આ પ્રમાણે લખ્યું છે.'

ગાંધીજીએ જવાબ વાળ્યો: 'મારે કોઈની ઉપર કામ ચલા-વવું નથી. તેમાંના એક-બેને હું ઓળખી શકું. પણ તેમને સજા કરાવવાથી શો લાભ? વળી આમાં એમનો વાંક નથી.'વાંક અમલ-દારોનો છે—તમારો છે. લોકો સાચી વાત જાણશે ત્યારે આપમેળે શાંત થઈ જશે અને પસ્તાશે.'

પ્રધાને કહ્યું: 'ત્યારે આ વાત મને કાગળ ઉપર તમે લખી આપશો? મારે ચેમ્બરલેનને વિલાયત તારથી જવાબ આપવાનો

છે. તમે નિરાંતે તમારા મિત્રો મિ. લૅાટન વગેરેને મળીને પછી લખી મોકલજો.'

ગાંધીજીએ જવાબ આપ્યો: 'આ બાબતમાં મારા વિચારો ઘડાઈ ગયા છે. મારે કોઈની ઉપર કામ ચલાવવું નથી એ ચોક્કસ છે અને તે હું અહીં લખી આપવા તૈયાર છું.'

એક દૃઢનિશ્ચયી, ઉદાર અને સાચાબોલા હિંદી જુવાનના વિચારો સાંભળીને મિ. ઍસ્કંબ ચકિત થયા. પોતાની ઉંમરમાં એમણે આવો આદમી જોયો ન હતો. ગાંધીજીની આંખમાં તરતું અલૌકિક તેજ જોઈને એ તાજુબ થયો.

## ૩

# બાળકોનું ભણતર

ગાંધીજીની સાથે આ વખતે દેશમાંથી ત્રણ બાળકો આવ્યાં હતાં. એ ત્રણે ભણવા જેવડાં હતાં. તેમાં બે ગાંધીજીના દીકરા હતા અને એક તેમનો ભાણેજ હતો. એમના ભણતરનું શું કરવું તેનો વિચાર ગાંધીજી કરવા લાગ્યા. ચાલુ ધરેડમાં આંખ મીચીને ચાલનારા ગાંધીજી ન હતા. તેઓ તો દરેક બાબત વિચારીને કરે અને તેમાં સાચું લાગે તે જ કરે. ચાલુ ધરેડથી જુદા પડવું પડે તો તેને માટે સહન પણ કરે.

ગોરાઓની નિશાળમાં લાગવગથી ગાંધીજી બાળકોને ભણવા મોકલી શકે તેમ હતું, પણ એવી મહેરબાની માગવી અને બીજા હિંદી ભાઈઓથી જુદી સગવડ મેળવવી એ ગાંધીજીને ન ગમ્યું. ખ્રિસ્તી મિશનરીઓની બીજી નિશાળો હતી. પણ એનું ભણતર ગાંધીજીને ગમતું ન હતું. વળી નિશાળમાં બધું ભણતર અંગ્રેજી ભાષા મારફત શિખવાય એ પણ ગાંધીજીને પસંદ ન હતું. પોતાની જનમની ભાષા બાળકો ઘરમાંથી જ શીખી જાય છે. પરદેશી ભાષા શીખતાં બાળકોને બહુ મહેનત પડે છે અને તેનાં વરસ બગડે છે. ગોખ્યા કરવાથી તેની હૈયા–ઉકલત પણ મરી જાય છે. પછી એ ચીંધ્યું કામ કરે, આપમેળે ધક મારીને કશું કામ કરી ન શકે.

છોકરાંઓનું ભણતર પાટી, પેન અને પુસ્તકોમાં જ આવી જાય છે એ વાત પણ ગાંધીજીને ગળે ઊતરતી ન હતી. બાળક લખતાં–વાંચતાં શીખે તે પહેલાં એને ઘરનું નાનુંમોટું કામ કરતાં શીખવવું જોઈએ. ઘર અને આંગણું સાફ કરવું, પોતાનાં કપડાં ધોવાં, બગીચાને પાણી પાવું, ખડ નીંદવું, વગેરે કામ કરતાં હાથપગ ચલાવીને શિક્ષણ મેળવવું જોઈએ. આ કેળવણી ઘરમાં માબાપે આપવી જોઈએ અને નિશાળમાં શિક્ષકે પણ નાનપણથી જ આ રીતે બાળકોને કેળવવાં જોઈએ એમ ગાંધીજીને લાગતું હતું.

આવી કેળવણી તો જાતે આપે તો મળે. પણ તેમને એ-ટલો સમય ન હતો. બીજા કોઈને આવી સમજ ન હતી. ગાંધીજી થોડોઘણો વખત કાઢીને કંઈક ને કંઈક શીખવતા. અંગ્રેજી શીખવવા માટે એક ગોરી બાઈને સો રૂપિયાનો પગાર આપીને રાખી અને ઘર આગળ ભણતર ચાલુ કરાવ્યું.

## ૪

# સેવા અને સંયમ

સેવા અને સયમ એ બે માના જણ્યા ભાઈ જેવા છે એકબીજા વિના એમને ઘડીવાર ન ચાલે સેવા કરવી હોય એણે સયમ પાળવો જોઈએ અને સયમ પાળવો હોય એણે મનને સેવામા જ રોક્વુ જોઈએ

ડરબનમા ગાધીજીની વકીલાત ઠીક ચાલતી હતી એક સારા લત્તામા પૂરતી સગવડવાળુ ઘર તેમણે ભાડે રાખ્યુ હતુ તેમા બારિસ્ટરને શોભે તેવુ રાચરચીલુ વસાવ્યુ હતુ ગાધીજીની વકીલાત ઘણીખરી તો ઘેર બેઠા જ ચાલતી હતી ઓફિસમા અસીલ આવે તેને સલાહ આપતા દસ્તાવેજો ઘડી દેતા અને કજિયા પતાવતા થોડા-ઘણા કેસ અદાલતમા ચલાવવાના હોય અને તેમા ખાસ કરીને એક વકીલ મદદનીશ મળી ગયા એટલે ગાધીજીનો ભાર સાવ હળવો થયા ગાધીજીને આવી જિંદગીથી સતોષ નહોતો વળતો તેમને મનમા થયા કરતુ હતું કે મારે કઈક શરીરથી સેવાનુ કામ કરવુ જોઈએ

જેને સેવા કરવી છે એને સેવાના કામ સામેથી આવી મળે છે. ગાધીજીને તો એમ જ બનતુ આવ્યુ છે.

એકવાર એક દુખિયારો માણસ ગાંધીજીને આગણે આવીને ઊભો રહ્યો એને પતનો રોગ હતો લોહીપરુથી શરીર આખુ ગંધાઈ ગયુ હતુ એ સાવ નિરાધાર હતો પરદેશમા એનુ કોઈ સગુવહાલુ ન હતુ. એને અસહ્ય પીડા થતી હતી દવા લગાડતા

ચીતરી ચડે એવો એનો દેખાવ હતો, અને પાસે જતાં માણુ એવી દુર્ગંધ એના શરીરમાંથી નીકળતી હતી. વળી તે અપંગ હતો.

આવા માણસને રોટલો ખવરાવીને કાઢી મૂકતાં ગાંધીજીનો જીવ ન ચાલ્યો. હાથ ઝાલીને એને ઘરમાં લઈ આવ્યા. એક ઓરડામાં એનો ખાટલો રાખ્યો. જાતે એનાં ગૂમડાં સાફ કરવા લાગ્યા.

પણ એને કાયમને માટે ઘરમાં ન રાખી શકાય એટલે તેને ગિરમીટિયાની ઇસ્પિતાલમાં દાખલ કરાવ્યો. ગાંધીજીના મનને આ કામથી ખૂબ શાંતિ મળી અને તેમને થયું કે આવું કામ હમેશાં કલાક-બે કલાક કરવું જોઈએ.

ડરબનમાં એક નવી ઇસ્પિતાલ ખૂલી હતી. તેમાં નર્સની જરૂર હતી. ગાંધીજીએ સેવાભાવે બે કલાક કામ કરવાનું કબૂલ કર્યું. દરદીની વાત સાંભળી લઈ દાક્તરને તે સમજાવવાનું અને દાક્તર કહે તે દવા તૈયાર કરી દરદીને આપવાનું કામ ગાંધીજીને કરવાનું હતું. ગાંધીજી રોજ સવારે ઇસ્પિતાલે જતા અને આ કામ કરતા. આથી તેમના મનને સંતોષ થયો. દુઃખી હિંદીઓના સંબંધમાં તેઓ આવી શક્યા. વળી દરદીની સંભાળ રાખવાનું, સામાન્ય દવા ઓળખવાનું જે જ્ઞાન મળ્યું તે તેમને આગળ જતાં બહુ ખપ લાગ્યું.

બાળઉછેરના કામમાં પણ ગાંધીજીને આ અનુભવ ઉપયોગી થઈ પડ્યો. કસ્તુરબાએ બીજા બે દીકરાઓને આફ્રિકામાં જન્મ આપ્યો હતો. તેમને ઉછેરવામાં ગાંધીજીએ ઠીક મદદ કરી હતી. છેલ્લા પુત્રના જન્મ વખતે ગાંધીજીની પૂરી કસોટી થઈ. એકાએક પેટ-પીડ ઊપડી. દાક્તર હાજર નહોતા. સુયાણીને બોલાવવાની હતી. એ વખતે ગાંધીજીએ જરા પણ ગભરાયા વિના બધું જાતે જ પતાવ્યું. આ રીતે ગાંધીજીને ઇસ્પિતાલનો અનુભવ ઘણો કામ લાગ્યો.

—આવી નાની-મોટી સેવા કરતાં ગાંધીજીને વિચાર થયો કે જો મારે વધારે સેવા કરવી હોય તો બાળકોની જંજાળ વધારવી ન જોઈએ. અને બાળકની ઇચ્છા ન હોય તેણે વિષયભોગ ભોગવવા ન જોઈએ, કેવળ વિષયસુખ માટે જ સ્ત્રી-પુરુષ મળે એ તો પાપ ગણાય. એમાં તો માણસને ભગવાને જે અમૂલખ શક્તિ આપી છે તે નકામી વેડફાઈ જાય, બંનેનાં શરીર ઘસાય, મન દૂબળાં પડે અને એવાં માણસો આ જિંદગીમાં કશું સારું કામ કરી ન શકે. ગાંધીજીને સત્યનારાયણનાં દર્શન કરવાં હતાં, જગતની સેવા કરતાં કરતાં તેમને પોતાના અંતરજામીને ઓળખવો હતો. એટલે આખરે મન મજબૂત કરીને તેમણે સંયમ પાળવાનો નિશ્ચય કર્યો.

પણ વારસામાં મળેલી અને લાંબા વખતથી મનને પડેલી ટેવ એમ એકદમ શી રીતે વળે? એને માટે કાળજાતૂટ પ્રયત્ન અને પ્રભુની કૃપા જોઈએ. ગાંધીજીએ પ્રભુની પ્રાર્થના કરી અને પ્રયત્ન શરૂ કર્યો. તેમણે જોયું કે દુનિયા આખીને જીતવા કરતાં મનને જીતવું અઘરું છે. છતાં દુનિયાના અન્યાયોને જીતવા સારુ તેમણે મનને જીતવાના પ્રયત્ન આદર્યા.

આખો દિવસ મહેનત કરે અને થાકે ત્યારે સૂએ, ઠંડા પાણીએ નાહ્ય, ખુલ્લામાં સૂવાનું રાખે, ફળાહાર સિવાય કશું ન ખાય, એકાંતમાં એક પથારીએ કદી ન સૂએ. આમ કરતાં કરતાં પાંચ-છ વરસે ગાંધીજીને પોતાના પુરુષાર્થનું ફળ દેખાયું. પોતે સંયમ પાળી શકશે એવો વિશ્વાસ પેદા થયો. અને ભગવાનનું નામ લઈને તેમણે જિંદગીભર બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી. કસ્તુરબાએ રાજી થઈને એ પ્રતિજ્ઞાને વધાવી લીધી. ક્ષણિક સુખ તજીને બંને સદાનાં સુખિયાં થયાં.

૫

## સાદાઈ

ગાંધીજીએ પોતાના નવા ઘરમાં રાચરચીલું વસાવ્યું તો ખરું પણ તેની ઉપર તેમને જરાય મોહ ન હતો. હિંદીઓએ સુઘડતાથી રહેવુ જોઈએ અને ગોરા લોકો હિંદીઓને 'ગંદાગોબરા' માને છે એ મહેણું ટાળવા સારુ તેમણે આવી રીતે રહેવા માંડયું હતું. પણ જે મનને ન ગમે તે કેટલાક દિવસ સુધી નભી શકે ?

કપડાં ધોબીને ત્યા મોકલવામાં આવતાં હતા. ધોબી વહેલાં-મોડાં આપી જાય તેથી એકલા ગાધીજીને જ વીસ-પચીસ રાખવાં પડતાં. કોલર રોજ બદલવા પડે એટલે કોલર પણ એટલા જ જોઈએ. ગાંધીજીએ વિચાર કર્યો કે ધોબીને ધોલાઈના પૈસા આપવા અને કપડાંની દસ-વીસ જોડી રાખવી આ તો બેવડો માર કહેવાય. એના કરતા હાથે ધોવાનું રાખીએ તો ધોલાઈના પૈસા બચે અને બે-ત્રણ જોડીથી કામ ચાલ્યું જાય.

કોઈ સારો વિચાર આવ્યો એટલે ગાંધીજી પછી શાના વાર લગાડે ? 'ધોવાની કળા' નામની ચોપડી ખરીદ કરીને વાંચી કાઢી. ધોવાનો સરંજામ વસાવ્યો. ઈસ્તરી પણ લાવ્યા. કસ્તુરબાને પણ નવી ઢબે ધોતાં અને ઈસ્તરી કરતાં શીખવ્યું. કસ્તુરબાનો તો જાણે નિયમ જ હતો કે સાચું લાગે તેમાં કશો વિરોધ કર્યા વિના બની

શકે તેટલો સાથ આપવો. કસ્તુરબાના આવા સાથને લીધે ગાંધીજીનાં કામ બમણાં દીપી નીકળતાં.

ધોવાનું હાથે રાખ્યું તેથી ઘરનું કામ વધ્યું, પણ નવું નવું હતું તેથી સૌને મજા પડી.

સૌથી પહેલો હાથે ધોયેલો કૉલર ગાંધીજીને હજી યાદ છે. એમાં આર વધારે ચડી ગઈ હતી. ઈસ્તરી ગરમ નહોતી થઈ. દાઝી જવાની બીકે દબાવી પણ નહિ. એટલે કૉલર અક્કડ થઇ ગયો. તેમાંથી આર ખરતી હતી.

ગાંધીજી તો એ કૉલર ચડાવીને કોર્ટમાં ગયા. વકીલ-બારિસ્ટરો હસવા અને ગમ્મત કરવા લાગ્યા. ગાંધીજીએ જરાય ભોંઠા ન પડતાં જવાબ વાળ્યોઃ 'આજે મેં આ કૉલર મારે હાથે ધોયો છે તેથી આર ખરે છે. મને એમાં કાંઈ હરકત થતી નથી. વળી તમને સૌને આટલી ગમ્મત કરાવી તે લાભ મળ્યો!' કોઈએ કહ્યું: 'પણ ધોબી ક્યાં નથી તે તમે આ નવું કામ ઉપાડ્યું!'

'ધોબીનો ખરચ અહીં બહુ ભારે છે. વળી વખતસર આપતા નથી. તેની ગુલામી ભોગવવી પડે છે અને ધોલાઈની કિંમત કૉલરની કિંમત જેટલી થઈ જાય છે. એ કરતાં હાથે ધોવો શું ખોટો?'

આગળ જતાં ગાંધીજી ધોવાના કામમાં પાવરધા બન્યા. તેમના હાથે ધોયેલા કૉલર ધોબી જેવા જ સરસ ધોવાતા. કૉલરનું અક્કડપણું અને ચળકાટ ધોબી જેવાં જ થતાં.

એકવાર દેશભક્ત ગોખલે આફ્રિકા ગયેલા ત્યારે ગાંધીજી તેમની સેવામાં હતા. ગોખલે પાસે ખભે નાખવાનો એક કીમતી ખેસ હતો. ગોખલેના માનમાં ગાંધીજીએ એક મોટો મેળાવડો કરેલો તેમાં ગોખલેને ભાષણ કરવાનું હતું. એ વખતે તેમને આ

દુપટ્ટો પહેરવાનો હતો. એ જરા ચોળાઈ ગયેલો તેથી ગાંધીજીને કહેઃ 'આને જરા ઈસ્તરી કરાવી લાવજો.'

એમ જલદી ધોબી કયાંથી મળે ? અને મળે તોપણ ઊભાં ઊભાં કોણ કરી આપે ? એટલે ગાંધીજીએ કહ્યું: 'આપ રજા આપો તો હું ઈસ્તરી કરી આપું. એ કામ મેં કરેલું છે.'

ગોખલે કહેઃ 'આમાં કાંઈ વકીલાત કરવાની નથી. એ બાબતમાં તમારી ઉપર ભરોસો રાખી શકાય. બાકી તમારી ધોબી-કળા ઉપર મને વિશ્વાસ બેસતો નથી. એ ઉપરણાને તમે ડાઘ પાડો તો ? એની કિંમત તમે જાણો છો ? '

ગાંધીજી કહેઃ ' કેટલી ? '

'એ મને મારા ગુરુ મહાદેવ ગોવિંદ રાનડેની પ્રસાદીરૂપે મળેલ છે.'

ગાંધીજીએ વિનંતિ કરીઃ 'આપ બેફિકર રહો. હું સાચવીને કામ કરીશ. તમે ખુશી થશો.'

ગોખલેએ રજા આપી. ગાંધીજી ખેસ ધોઈ લાવ્યા. ધોબીને આંટી મારે તેવી સફાઈદાર ચળકતી ઈસ્તરી કરેલી જોઈ ને ગોખલે રાજી થયા. 'તમે તો બધી કળામાં નિપુણ લાગો છો !'

આમ ગાંધીજીને ધોબી-કામનું પ્રમાણપત્ર મળી ચૂકયું.

જેમ ધોબીની ગુલામીમાંથી ગાંધીજી છૂટ્યા તેમ વાળંદની ગુલામીમાંથી છૂટવાનો એકવાર મોકો મળી ગયો.

વિલાયત જઈ આવેલા મોટે ભાગે હાથે હજામત કરનારા જ હોય છે. પણ વાળ કાપવાનું કોઈ શીખી લાવતા નથી.

એકવાર પ્રિટોરિયામાં ગાંધીજી એક ગોરા હજામની દુકાને વાળ કપાવવા ગયા. તેણે વાળ કાપવાની ના પાડી અને

નીચે ઊતરી જવા કહ્યું. ગાંધીજીથી આવું અપમાન કેમ સહન થાય? એ તો ત્યાંથી સીધા બજારમાં પહોંચ્યા. વાળ કાપવાનો એક સરસ મજાનો સંચો ખરીદ્યો. ઘેર આવી અરીસાની સામે ઊભા રહી વાળ કાતર્યા. વાળ જેમ તેમ કપાયા. કાપતાં જરા તણાયા પણ ખરા. છતાં અપમાન વિના હજામત પૂરી થઈ.

કૉલર જેવી જ મજાક આ વાળની પણ થઈ. ગાંધીજી કોર્ટમાં ગયા. રિવાજ મુજબ જેવી પાઘડી ઉતારી તેવા જ વકીલ-મિત્રો હસી પડ્યા. એક જણથી ન રહેવાયું. તે કહેઃ 'ગાંધીભાઈ, માથે ઉંદર ફરી ગયો છે કે શું?'

ગાંધીજીએ તરત જવાબ વાળ્યો: 'મારા કાળા માથાને ધોળો હજામ અડતાં અભડાયો એટલે આ જેવા તેવા મારા હાથે કાપેલા વાળ મને બહુ ગમે છે.'

સાંભળીને સૌ ચૂપ થઈ ગયા.

ધોબી અને હજામ બન્યા તે રીતે જ ગાંધીજી એક પછી એક કામ હાથે કરવા લાગ્યા અને એમા તેમને મજા પડી.

# ૬

## કસ્તુરબાની સહનશકિત

દક્ષિણ આફ્રિકામાં ઘરની અંદર ખાળ કે મોરી હોતી નથી. એ ઘણી જ ગંદી પદ્ધતિ છે. રાતે પેશાબ-પાણી માટે કૂંડું કે વાસણ રાખવાનો ત્યાં રિવાજ હોય છે.

એ વાસણ ઉપાડીને સવારે ઢોળી નાખવાનું ને સાફ કરવાનું કામ ગાંધીજી પોતે કરતા હતા. કસ્તુરબા તેમાં મદદ કરતાં.

ગાંધીજી પોતાની ઑફિસના કારકુનોને મોટે ભાગે પોતાની સાથે ઘરમાં જ રાખતા હતા. એમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી એવો કશો ભેદભાવ તેઓ રાખતા ન હતા. તેમને મન સૌ સરખા હતા.

ડરબનમાં રહેતા ત્યારે એ રીતે એક ખ્રિસ્તી કારકુનને ગાંધીજીએ પોતાના ઘરમાં સાથે રાખ્યા. તેઓ મૂળ હરિજન હતા. તેમને ઘરમાં રાખ્યા તેની સામે તો કસ્તુરબાએ ખાસ વાંધો ન લીધો, પણ સવારે તેનું કૂંડું ઉપાડવાનો વખત આવ્યો ત્યારે કસ્તુરબાને અસહ્ય થઈ પડયું. ચુસ્ત વૈષ્ણવ કુટુંબમાં ઊછરેલાં કસ્તુરબાને મન એ વસ્તુ માથાનો ઘા થઈ પડી. તેમણે ગાંધીજીને સાફ શબ્દોમાં કહી દીધું: 'તમે ગમે તેમ કરો, હું એનું કૂંડું ઉપાડવાની નથી.' ગાંધીજી તો મૂળથી મોટા સુધારક. તેમણે જરા ઊંચે સાદે કહ્યું: 'જો તમને મારું કૂંડું ઉપાડતાં હરકત નથી તો એનું ઉપાડવામાં શા માટે વાંધો હોવો જોઈએ? તમને હરકત હોય તો રહેવા દો, હું ઉપાડીશ.' આમ કહીને ગાંધીજી ખાળ તરફ ચાલ્યા. પણ કસ્તુરબાને ગાંધીજી ઉપાડે તેય ગમતું ન હતું, અને પોતાને ઉપાડવું ભારે થઈ પડયું.

આખરે મન મજબૂત કરીને કસ્તુરબાએ કૂંડું ઉપાડયું. પણ આંખમાંથી મોતી ટપકવા લાગ્યાં. ગાંધીજી સામે આંસુ ઝરતી આંખે ઠપકો આપતાં હોય એમ એ સીડી ઊતરવા લાગ્યાં.

ગાંધીજીએ જોયું કે કસ્તુરબાએ કૂંડું ઉપાડયું તે કમને ઉપાડયું છે. જો કોઈની સેવા કરવી તો રાજીખુશીથી કરવી જોઈએ. કસ્તુરબાના મનની સંકુચિતતા દૂર કરવાની અધીરાઈમાં ગાંધીજી એ ક્ષણે વિવેક ચૂકયા અને એકદમ ઊંચે સાદે બોલી ઊઠયા: 'મારા ઘરમાં આ કંકાસ નહિ જોઈએ.'

કસ્તુરબાને એ વેણુ તીરની માફક ખૂચ્યું. તેઓ ધગી ઊઠયાં : 'તો તમારું ઘર તમારી પાસે રાખો, હું મારે આ ચાલી.' આ શબ્દો સાંભળતાં ગાંધીજી કસ્તુરબાની પાસે જઈ પહોંચ્યા અને તેમનો હાથ પકડી દરવાજા સુધી લઈ ગયા. દરવાજો અર્ધો ઉઘાડયો.

આંખમાંથી ગંગા-જમના વહી રહ્યાં હતાં અને કસ્તુરબા બોલ્યાં : ' હવે બહુ થયું. દરવાજો બંધ કરો. કોઈક જોશે તો બેમાંથી એકેય નહિ શોભીએ ! '

કસ્તુરબાની અજબ સહનશકિતથી ગાંધીજીનો વિવેક જાગ્રત થયો. તેમણે તરત જ બારણું બંધ કર્યું. ઘરમાં સુધારો દાખલ કરવાના ઉત્સાહમાં પોતે વિવેક ચૂકયા તેનો પસ્તાવો થયો.

બા અને બાપુજી વચ્ચે આવા સુધારાને માટે અનેક વાર કડવા-મીઠા કજિયા થતા. પણ એનું પરિણામ હમેશાં સારું જ આવતુ. કસ્તુરબા પોતાની સહનશકિતથી જીત મેળવતાં અને બાપુજી પોતાના અદ્‌ભુત પ્રેમ અને સેવાભાવથી જીત મેળવતા. જો કસ્તુરબા ગાંધીજીને છોડી ન શકે તો ગાંધીજી કસ્તુરબાને કેમ છોડી શકે ? એકબીજા પ્રેમને કાચે તાંતણે બંધાયેલાં હતાં.

ગાંધીજીએ વિચાર કર્યો કે આવી ભયંકર લડાઈ ચાલતી હોય તે વખતે હિંદીઓ પોતાના કામધંધા સંભાળી જાનમાલ સાચવી હાથ જોડીને બેસી રહે એ તો કેવળ કાયરતા ગણાય. બોઅર લોકો સ્વમાનની ખાતર લડતા હતા એ ગાંધીજીને ખબર હતી, છતાં અંગ્રેજની રૈયત તરીકે તેમણે અંગ્રેજોને મદદ કરવાનો વિચાર કર્યો. એક ટુકડી ઊભી કરી અને સરકારને અરજી કરી

પહેલાં સરકારે મદદ કરવાની ઇચ્છા દેખાડી તે માટે ગાંધીજીનો આભાર માન્યો અને હમણા જરૂર નથી એમ જણાવ્યું. પરંતુ થોડા વખતમાં જ સંજોગો ફરી ગયા.

અંગ્રેજોએ ધાર્યું હતું તે કરતાં બોઅરોની તૈયારી વધારે હતી તેમની વીરતા અને દૃઢતા જોઈ અંગ્રેજ સેનાપતિઓ તાજુબ બન્યા. બોઅરોને હરાવવા સહેલ નથી એમ એમને ખાતરી થઈ લડાઈ આકરી થવા લાગી. માણસોની જરૂર પડી એટલે સરકારે ગાંધીજીને મદદે આવવા વિનતિ કરી.

ગાંધીજીની ટુકડીમાં લગભગ ૧૧૦૦ જણ હતા. તેમાં ચાલીસ મુખી હતા બીજા ત્રણસો જેટલા સ્વતંત્ર હિંદીઓ અને બાકીના ગિરમીટિયા હતા. દાક્તર બૂથ કરીને ગાંધીજીના એક મિત્ર હતા તેઓ ટુકડીની સાથે હતા.

સરકારે ગાંધીજી સાથે કરાર કર્યો હતો કે તમારી ટુકડીને જોખમ હશે ત્યાં નહિ મોકલીએ. પણ એક મોટા મથકે અંગ્રેજોએ હાર ખાધી એટલે સ્થિતિ બદલાઈ ગઈ. સેનાપતિ બુલરે ગાંધીજીને લખ્યુ' 'તમને જોખમી સ્થળે ન મોકલવા એ શરતે તમે આવેલા છો, છતાં ઘાયલ થયેલ સિપાઈઓ ,તથા અમલદારોને રણભૂમિ ઉપરથી ડોળીમાં નાખી તમે ઊંચકી સલામત જગ્યાએ મૂકી આવશો તો સરકાર તમારો આભાર માનશે.'

ગાધીજી અને તેમની ટુકડી જોખમ વહોરના તૈયાર હતી તોપ-મારા વચ્ચે કામ કરવુ પડશે એમ માનીને જ સૌ જોડાયા હતા

બોઅર લોકોનો સામનો ભારે હતો અગ્રેજ સિપાઈઓ ઘાયલ થઈને ટપોટપ પડતા હતા ગાધીજીની ટુકડી એ સ્થળે દોડી જતી અને ઘાયલ સૈનિકને અથવા અમલદારને ડોળીમા નાખી રણમેદાન પરથી ઊચકી લઈ જતી લડાઈના સ્થળેથી ઘાયલની ઇસ્પિતાલ કેટલીક વાર વીસ-પચીસ માઈલ દૂર રહેતી તો ટુકડી ખભે ડોળી નાખીને એક દિવસમા વીસ-પચીસ માઈલ ચાલી જતી

ગાધીજીનુ શરીર કસાયેલુ હતુ તેઓ ટુકડીના સેનાપતિ હતા છતા સૌ સૈનિકની જેમ ખભે ડાળી ઊચકી તેઓ પણ વીસ-પચીસ માઈલની કૂચ ચોવીસ કલાકમા કરી નાખતા પહાડી રસ્તાઓ પરથી ચાર-ચોવીસ કરીને જવાનુ હતુ કોઈવાર ચાર ગતે જ્યા આરામ લેવા મુકામ કરતા ત્યા બૂટ-મોજા કાઢતા તેમના પગમા ચીરા પડેલા જણાતા પગમાથી લોહી નીગળીને મોજા લાલ થઈ ગના હોય

ગાધીજીની સાથે તેમના ભત્રીજા અમેચદ ગાધી પણ એ ટુકડીમા હતા તેમને રાતે બોલાવીને ગાધીજી કહેતા ' અભેચદ, પગમા તેલ પુર એટલે કાલે પાછા ચાલી શકાય ' અને રાતે બે-ચાર કલાકનો આરામ લેવા લે ત્યા તો બ્યુગલ ફૂકાય અને પાછી ડોળીઓ લઈને ટુકડી રણમેદાન પર પહોચી જાય

આ કામ છ અઠવાડિયા ચાલ્યુ એટલામા અગ્રેજ સરકારે લડાઈ થોભી પાડવાનો વિચાર કર્યો ગાધીજીને અને તેમની ટુકડીને વિદાય આપી તેમને ધન્યવાદ આપ્યા આટલુ નાનુ કામ કર્યા છતા

હિંદીઓ તરફ અંગ્રેજોનું માન વધ્યું હિંદીઓ સ્વાર્થી છે એવી છાપ ગાંધીજીએ આ ટુકડી ઊભી કરીને ભૂંસી નાખી

લડાઈ વખતે જે ગોરાઓનો સમાગમ થયો તે પણ મીઠો હતો દુ:ખમાં સૌ સરખા બનીને રહેતા હતા એવો એક સુંદર પ્રસંગ પણ બન્યો હતો

એકવાર ગાંધીજીની ટુકડી એક મોટા અમલદારને મરણ-ત્રા પડેલો તેમને ઉપાડીને જતી હતી સાથે ગોરા ટોમીઓ પણ હતા. લાંબો પથ કાપીને ટુકડી આવતી હતી તાપ સખત હતો સૌને પાણીની તરસ ખૂબ લાગી હતી સૌ પાણી પાણી કરતા હતા.

એનામાં એક નાનકડો ઝરો દેખાયો ઉતાવળે સૌ ઝરા પાસે જઈ પહોંચ્યા પણ પહેલું કોણ પીએ તેની હરીફાઈ ચાલી ગાંધીજીએ વિચાર કર્યો હતો કે ગોરા ટોમી પી લે પછી આપણે પીશું એટલે તેમણે કહ્યું 'તમે પીઓ. અમે પછી પીશું' ગોરા ટોમીઓ કહે, ' નહિ, તમે પહેલા, અમે પછી '

આવી મીઠી ખેંચતાણ પછી સૌએ પાણી પીધું સમરાંગણોએ મોટા-નાનાનો ઊંચ-નીચનો ભેદ ભુલાઈ જાય છે આ દાખલો એનો એક નમૂનો કહી શકાય

## ૮

# નાતાલની મહાસભાનું કામ

ગાંધીજીને હિંદુસ્તાનમાંથી જલદી આવવાનો તાર અબ્દુલ્લા શેઠે કરેલો તે વાચનારને યાદ હશે. આફ્રિકામાંથી હિંદીઓનો વેપાર ભાંગી નાખવા સારુ અને તેમનો પગ કાઢવા સારુ નાતાલની ધારાસભામાં બે કાયદા આવ્યા હતા. એ કાયદાની સામે પડવા સારુ ગાંધીજીને બોલાવેલા.

ગાંધીજીની ઉપર જીવલેણ હુમલો થયા પછી તેઓ હરતા-ફરતા થયા કે તરત તેમણે આ કામ હાથમાં લીધું. બન્ને કાયદાનો તેમણે બારીકાઈથી અભ્યાસ કર્યો. એ કાયદા પસાર થાય તો હિંદીઓને માથે કેવાં વીતક વીતે અને તેમને આ મુલક છોડીને પહેર્યે લૂગડે નીસરવું પડે એ બધું સમજાવ્યું. જુદી જુદી ભાષામાં એ કાયદાના તરજુમા કર્યા અને તે છપાવીને છૂટથી લોકોમાં વહેંચ્યા.

નાતાલની સરકાર સામેની હિંદીઓની આ તકરાર છેવટે વિલાયત પહોંચી. છેવટ એ બન્ને કાયદા નામંજૂર થયા. હિંદી વેપારીઓ અને મજૂરોએ નિરાંતનો શ્વાસ મૂક્યો. હિંદીઓની આબરૂ વધી. લડવાની શક્તિ વધી.

ગાંધીજીએ પોતાની ગેરહાજરીમાં મહાસભાનું સુકાન શેઠ આદમજી મિયાંખાનને સોંપ્યું હતું. ગાંધીજી હિંદુસ્તાન ગયા

એટલો વખત તેમણે આ કામ સુંદર રીતે બજાવ્યું અને મહાસભાનું મંત્રીપદ શોભાવ્યું. તેમણે મહાસભાના સભ્યો વધાર્યા. મહાસભાના કાયમી ભંડોળમાં પંદર હજાર રૂપિયાનો વધારો કર્યો

ગાંધીજી ઉપર હુમલો થયો અને હિંદી ઉતારુઓ સામે ગોરાઓએ જે વિરોધ કર્યો તેથી અને ઉપલા બંને કાયદાઓ સામે લડત ચલાવી તેથી મહાસભાના કામની લોકો કદર કરવા લાગ્યા. હિંદીઓને પોતાની આ સંસ્થા માટે પ્રેમ અને માન પેદા થયાં.

ગાંધીજીએ આ જાગ્રતિનો લાભ લેવાનો વિચાર કર્યો. તેમણે આગેવાનોને એકઠા કરીને વાત મૂકી: 'આપણી મહાસભા પાસે થોડું કાયમી ભંડોળ હોય તો સારું. એ રકમમાંથી મકાનો કરાવી તે ભાડે આપીએ અને એ ભાડામાંથી આપણું ખર્ચ નીકળે. પછી પૈસાની ચિંતા ન રહે.'

ગાંધીજીનો આ વિચાર સૌએ વધાવી લીધો. મહાસભાના ખજાનામાં પંદર હજારના ગાંધીજીએ પંચોતેર હજાર કર્યા હતા. બીજી પણ રકમો મળી. એમાંથી મકાનો લીધાં અને તે ભાડે આપ્યાં. એનું એક મજબૂત ટ્રસ્ટ બનાવ્યું. મકાન–ભાડામાંથી મહાસભાનું ખર્ચ ચાલવા લાગ્યું. જાહેર સંસ્થા ચલાવવાનો ગાંધીજીનો આ પહેલો અનુભવ હતો. આ બાબતમાં પાછળથી ગાંધીજીના વિચારો બદલાયા. તેમને લાગ્યું કે મોટી રકમનાં કાયમી ફંડો થવાથી ચાલુ ખર્ચની ફિકર રહેતી નથી. કામ કરનારાને પછી લોકોની કશી ગરજ રહેતી નથી. તેઓ લોકોને દાદ દેતા નથી અને આળસુ બની જાય છે. કેટલીક વાર આવી મિલકતો અંદરોઅંદરના ઝઘડા વધારે છે. ગાંધીજી આફ્રિકા છોડીને કાયમ માટે દેશમાં આવ્યા પછી નાતાલની મહાસભાની મિલકતનું પણ એવું જ થયું. તેને અંગે ઝઘડા થયા અને તેનો કબજો સરકારે લીધો. આમ થવાથી ગાંધીજીના વિચારો વધારે મજબૂત બન્યા.

આજે ગાંધીજી માને છે કે જાહેર સેવા કરનારે લોકો આપે તેની ઉપર નભવું જોઈએ. ચાલુ ખર્ચ ન મળે ત્યારે સમજવું કે સેવા કરવામાં આપણી ક્યાંઈક ખામી છે. નિસ્વાર્થપણે સાચી સેવા કરનારને માણસોની અને નાણાંની કદી ખોટ પડી નથી અને પડવાની નથી એવો ગાંધીજીને વિશ્વાસ છે. ત્યારપછી આફ્રિકામાં અને દેશમાં ગાંધીજીએ નાનીમોટી ઘણી લડાઈઓ ઉપાડી અને સંસ્થાઓ ચલાવી. તેને માટે લોકોએ લાખો રૂપિયા તેમને ચરણે ધર્યા. તેમને પૈસાની કદી ખોટ પડી નહિ.

## ૯

# સેવાની ભેટ

બોઅર લડાઈના કામમાથી છૂટા થયા બાદ ગાધીજીએ વિચાર કર્યો કે હવે મારે દેશમા જવુ જોઈએ દક્ષિણ આફ્રિકામા બેઠા બેઠા તેઓ સેવાના કામ તો કર્યા કરે, પણ ત્યા તેમનો મુખ્ય ધધો વકીલાતનો—એટલે પૈસા કમાવાનો જ થઈ પડે વળી દેશમાથી મિત્રોના કાગળો આવતા હતા અહી તમારી વધારે જરૂર છે

નાતાલની મહાસભાનુ કામ સભાળી લે તેવા બે ભાઈઓ મિયાખાન અને મનસુખલાલ નાજર હતા જ આમ વિચાર કરી ગાધીજીએ દેશ જવાની રજા માગી શરૂઆતમા તો સૌએ ના પાડી, પણ ગાધીજીએ પોતાના કારણો જણાવ્યા એટલે છેવટે શરતી રજા મળી—જો જરૂર પડે તો એક વરસમા ગાધીજીએ પાછા નાતાલ આવવુ ગાધીજીને આ શરત કઠણ લાગી પણ તેઓ પ્રેમના કાચા તાતણે બધાયેલા હતા શરત કબૂલ રાખી

ફરી પાછા ખાનપાનના મેળાવડા થયા ઠેકઠેકાણે સભાઓ મળી ગાધીજીને માનપત્રો અપાયા સોના—ચાદી અને હીરા—મોતીના કીમતી દાગીના ભેટ મળ્યા ગાધીજીને પ્રેમથી અકળાવી દીધા એક મિત્રે તો ખાસ સાડા સાતસો રૂપિયાનો હાર કરાવી કસ્તુરબાને ભેટ ધર્યો

તે રાતે ગાધીજીને ઊંઘ ન આવી બાવરાની પેઠે પડખા ફેરવ્યા કર્યાં ગાધીજી મનમા મૂઝાતા હતા તેમને થયુ કે આ બધી ભેટો મને નહિ પણ મારી સેવાને મળી છે એનો ઉપયોગ મારે સેવાના કાર્યોમા જ કરવો જોઈએ મારાથી એ ઘરમા

રાખી ન શકાય. ઘણી ગડમથલ ચાલી. પથારીમાંથી ઊઠીને ઊભા થયા. ઓરડામાં આંટા મારવા લાગ્યા. સેંકડોની ભેટો જતી કરવી એ ભારે લાગતું હતું–સંઘરવી એ એથીય વધારે ભારે પડતું હતું.

આખરે એ ભેટો સેવાનાં જ કામોમાં વાપરવાનો ગાંધીજીએ નિર્ણય કર્યો. મનની મૂઝવણ મટી ગઈ. રૂસ્તમજી શેઠ વગેરેનાં નામનું એક ટ્રસ્ટ કરવાનો એક કાગળ એ ને એ વખતે ઘડી કાઢ્યો. સવાર પડે એટલે કસ્તુરબા અને બાળકોને વાત કરવાનું નક્કી કરી સૂતા. મનનો ભાર હળવો થતા ઘસઘસાટ ઊંઘી ગયા.

સવાર પડતાં જ દીકરાઓને બોલાવ્યા. પહેલાં તેમને વાત કરી. ગાંધીજી જાણતા હતા કે કસ્તુરબાને આ વાતની ખબર પડતાં જ તેમને આઘાત લાગશે. જે કીમતી ભેટો મિત્રોએ પ્રેમપૂર્વક આપી છે તે પાછી આપવાનો વિચાર જ કસ્તુરબાને અસહ્ય થઈ પડશે એ વાતની ગાંધીજીને બરાબર ખબર હતી. એટલે બાને બહુ આઘાત ન લાગે તે રીતે દીકરાઓ મારફત તેમને સમજાવવાનો માર્ગ ગાંધીજીએ પસંદ કર્યો. ઘરેણાં પાછાં આપવાનો નિર્ણય તો થઈ ચૂક્યો હતો, પણ એક સત્યાગ્રહી તરીકે–એક પ્રેમળ પતિ તરીકે ગાંધીજીએ કસ્તુરબાને ઓછામા ઓછો આઘાત લાગે તેવો માર્ગ લીધો.

દીકરાઓ તો તરત સમજી ગયા. કહે કે : 'ભલે બાપુ, તમે કહો છો તે વાત સાચી છે. અમારે એ દાગીના શું કરવા છે ? અને જોઈ શે તો બીજા કયા નથી કરાવી શકાતા ?'

ગાંધીજી રાજી થયા અને બોલ્યાઃ 'ત્યારે હવે તમે આટલી વાત બાને સમજાવશો ને ?'

'જરૂર ! જરૂર ! એ અમારું કામ. એને ક્યાં દાગીના પહેરવા છે ? એ તો અમારા સારુ રાખે છે. અમે ના પાડશું પછી હઠ નહિ કરે.'

પણ કસ્તુરબાને સમજાવવાનું કામ ધાર્યા કરતાં વસમું નીવડ્યું. ઘરેણાં પાછાં આપવાની વાત કસ્તુરબાને સાચે જ ભારે લાગી. તેમણે રોષભર્યા અવાજે ગાંધીજીને કહ્યું 'ભલે તમારે અને તમારા દીકરાઓને એ ઘરેણાંની જરૂર ન હોય, મારી વહુઓ આવશે તે પહેરશે. વળી આટલા હેતથી આપેલી વસ્તુઓ પાછી કેમ અપાય?' આમ કહેતાં બાની આંખમાં આંસુ ભરાયાં.

ગાંધીજી પોતાના વિચારમાં મક્કમ હતા. આંસુથી તેમનો સત્ય-વિચાર ઓગળે તેમ ન હતો. છતાં બાને વધારે દુઃખ ન લાગે એ રીતે હળવે રહીને બોલ્યા: 'આપણે ક્યાં ઘરેણાંની શોખીન વહુઓ લાવવી છે? હજી છોકરાઓ પરણે તો ખરા, અને કદાચ પરણે તો હું ક્યાં નથી બેઠો?'

'તમે ઘરેણાં ઘડાવી આપો એ વાત હું કેમ માનું? મારાં હતાં તે પણ ઉતરાવી લીધાં. અને મારા હાર ઉપર તમને શો હક છે?'

'પણ એ હાર મારી સેવાને ખાતર મળ્યો છે.'

'તમારી સેવા તે મારી પણ ગણાય ને?' આમ ઘણી વાર સુધી કસ્તુરબાએ અનેક દલીલો કરી. કેટલાક આકરાં વેણ પણ સંભળાવ્યાં. ગાંધીજીના કોમળ હૈયામાં કેટલાંક વચન તીરની જેમ ખૂંચતાં હતાં. પણ હિમાચળ ચળે તોય ગાંધીજીનો નિશ્ચય ન ફરે. આખરે કસ્તુરબા શાંત થયાં.

ગાંધીજીએ તમામ ઘરેણાંનું એક ટ્રસ્ટ બનાવ્યું અને એ પૈસા જનસેવાના કામમાં વાપરવાનું નક્કી કર્યું.

ગાંધીજી આભા બનીને જોઈ રહ્યા. મેતલવાડે એમાં ટાપશી પૂરી. દીનશા હ્યામણી નજરે ગાધીજી તરફ જોઈ રહ્યા. ગાધીજી સમજાવવા લાગ્યા કે મહાસભા ધારે તો અત્યારે પણ બધું કરી શકે. પણ મુંબઈના એ-તાજ બાદશાહને સમજાવવા સહેલ ન હતા. છેવટ મહાસભામાં ઠરાવ મૂકવા દેશે એટલી વાતથી ગાંધીજીએ સંતોષ માન્યો.

બીજે સ્ટેશને ગાડી ઊભી રહી તેવા જ ગાંધીજી ઊતરીને પોતાના ડબ્બામાં પેસી ગયા.

કલકત્તામાં રિપન કૉલેજમાં મહાસભાના પ્રતિનિધિઓનો ઉતારો હતો. ગાંધીજી એક સ્વયંસેવક સાથે ત્યાં પહોંચ્યા.

ગાંધીજીના ઓરડાની બાજુમાં જ લોકમાન્ય તિલક મહારાજનો ઉતારો હતો.લોકમાન્ય હોય ત્યાં નાનો સરખો દરબાર જામતો. એ વખતની લોકમાન્યની છબી, તેમની બેઠક, તેમની વાતચીત, તેમનું ખડખડાટ હસવું, તેમનો સરકાર સામેનો રોષ-બધું ગાંધીજીના હૃદયમાં આબેહૂબ કોતરાઈ ગયું. તેમને મહાસભાના આ બહાદુર લડવૈયા તરફ ખૂબ માન હતું.

પણ મહાસભાની વ્યવસ્થા તરફ ગાધીજીએ નજર કરી તો તેમને ભારે દુઃખ થયું. સ્વયંસેવકો કામ કરતાં એકબીજા સાથે અથડાઈ પડતા હતા. જેને કામ સોંપ્યું હોય તે પોતે ન કરતાં બીજાને ભળાવી દે, તો બીજો ત્રીજાને. પ્રતિનિધિ બાપડો અજાણ્યો હોય તે ટલ્લા ખાધા કરે.

ગાંધીજીએ કેટલાક સ્વયંસેવકો સાથે દોસ્તી બાંધી. દક્ષિણ આફ્રિકાના તાલીમબદ્ધ સ્વયંસેવકોની વાત કરી.સાંભળીને એ બીચારા શરમાયા. એ ભલા ને ભોળા સ્વયંસેવકો તાલીમ લેવા રાજી હતા, પણ તાલીમ મળે કેવી રીતે ? વરસમાં ત્રણ દિવસ મહાસભા મળે,

પણ એટલેથી બસ ન થયુ. સવારમાં ઊઠીને જુએ તો કોઈએ રાતમાં ઓસરી બગાડેલી. ગાંધીજીએ સ્વયંસેવકને બોલાવ્યો. મેલું બતાવ્યું. પણ એ સાફ કરવા કોઈ તૈયાર ન હતુ. ગાંધીજી પાસે હવે સાવરણો આવી ગયો હતો. તેમણે જાતે જ એ સાફ કરી નાખ્યું.

સ્વયંસેવકો અને બીજા લોકો જોઈ રહ્યા. એમના મનમાં થયું–મહાસભામાં આ કોઈ નવો સફાઈકાર આવી પહોંચ્યો લાગે છે.

એ સફાઈકારે મહાસભાની અંદરની અને બહારની કેવી સફાઈ કરી તે આપણે સૌ જાણીએ છીએ.

## ૧૧

# કારકુન અને પટાવાળા

મહાસભા ભરાવાને એક-બે દિવસની વાર હતી. ગાંધીજીએ વિચાર કર્યો કે મહાસભાની ઑફિસમાં કંઈ કામ હોય તો માગવું અને એ કામનો અનુભવ મેળવવો.

જે દિવસે કલકત્તા પહોંચ્યા તે જ દિવસે નાહી-ધોઈને ગાંધીજી ઑફિસે ગયા. મહાસભાના મંત્રી ઘોષળબાબુ પાસે જઈને કામની માગણી કરી. તેમણે ગાંધીજી સામે જોયું. ઘડીભર નિહાળી રહ્યા. કોટ-પાટલૂન, નેકટાઈ, માથે ઓળેલા વાળ, ઘોષળબાબુને થયું કે આવા માણસને સાધારણ કામ કેમ સોંપાય? એટલે સહેજ હસીને પૂછ્યું: 'મારી પાસે તો કારકુનનું કામ છે, તે કરશો?'

ગાંધીજી કહે 'જરૂર કરીશ. મારાથી થઈ શકે તેવું ગમે તે કામ કરવા માટે જ હું આવ્યો છું.'

ઘોષળબાબુ રાજી થઈને બોલ્યા: 'નવજુવાન, એ જ ખરી ભાવના છે!'

તેમને પડખે સ્વયંસેવકો ઊભા હતા તેમની સામે જોઈને બોલ્યા: 'તમે જુઓ છો કે આ જુવાન શું કહે છે?' પછી ગાંધીજી તરફ વળીને બોલ્યા: 'સારે...આ રહ્યો કાગળનો ઢગલો, ને આ મારી સામે ખુરશી છે તે લ્યો. બધી ટપાલ જોઈ જાઓ. જેની પહોંચ લખવી ઘટે, જે ઉત્તર આપવો ઘટે તે આપીને એનો નિકાલ કરો.'

પોતાની ઉપર આટલો બધો વિશ્વાસ મૂક્યો તેથી ગાંધીજી રાજી થયા. તેમને એ કામ જરા પણ અઘરું ન લાગ્યું. થોડીવારમાં તેમણે કાગળનો ઢગલો ખલાસ કર્યો. તરત બીજું કામ માગ્યું. ઘોષળબાબુને નવાઈ લાગી. એમને થયું કે આ જુવાન અનુભવી

અને હોશિયાર જણાય છે. નામઠામ પૂછ્યું. ગાંધીજીએ નામ કહ્યું એટલે બોલી ઊઠ્યા: 'ઓહો! તમે પોતે જ એમ. કે. ગાંધી? તમે તો આફ્રિકામાં હિંદીઓની ખૂબ સેવા કરી છે. તમને આવું કારકુનનું કામ સોંપ્યું તે બદલ દિલગીર છું.'

ગાંધીજી કહે: 'મહાસભાના કામનો મારે અનુભવ લેવો છે. મારે તો હજી મહાસભાની ઘણી સેવા કરવી છે.'

'ખરું પૂછો તો તમે કહો છો એવી જ ભાવના હોવી જોઈએ, પણ આજના જુવાનિયા એ માનતા નથી.'

ગાંધીજી સાથે ઘોષળબાબુને બહુ મેળ મળ્યો. બપોરે ગાંધીજીને પોતાની સાથે જમવા લઈ ગયા. ઘોષળબાબુનો ઠાઠમાઠ ઓર હતો. તેમનાં બટન પણ પટાવાળો બીડતો. ગાંધીજીએ એ કામ લઈ લીધું. ગાંધીજીને મોટેરાની સેવા કરવી બહુ ગમતી. બટન બિડાવતાં ઘોષળબાબુ મલકાઈને બોલ્યા: 'જુઓને, મહાસભાના સેવકોને બટન બીડવાનો પણ વખત મળતો નથી. એ વખતે પણ કામ!'

ગાંધીજીએ બે દિવસમાં મહાસભાના તંત્રની થોડી-ઘણી માહિતી મેળવી લીધી. ઘણા આગેવાનોની મુલાકાત કરી. લોકમાન્ય, ગોખલે, સુરેન્દ્રનાથ વગેરે આગેવાનો આવ-જા કરે તેમની સામે જોઈ રહે, તેમની રીતભાત જોયા કરે.

સમયની બરબાદી અને અંગ્રેજી ભાષાનો ઉપયોગ થતો જોઈ ગાંધીજીને મનમાં લાગી આવતું હતું. પણ દિલ ઉદાર હોવાથી કોઈની તરફ માન ઘટતું ન હતું. કોઈની તરફ અણગમો થતો ન હતો.

બીજે દિવસે મહાસભાની ખુલ્લી બેઠક મળવાની હતી એમાં આફ્રિકાનો ઠરાવ આવવાનો હતો. ગાંધીજીએ તૈયારી કરી રાખી હતી.

૧૨

## મહાસભામાં પહેલો દિવસ

મહાસભા ભરાઈ મડપનો ભવ્ય દેખાવ, સ્વયસેવકોની કતાર, માચડા ઉપર બેઠેલા આગેવાનો–આ બધુ જોઈને ગાધીજી વિચારમા પડી ગયા. તેમને થયુ 'આમા મારો પત્તો લાગવાનો નથી'

પ્રમુખનુ ભાષણ મોટા પુસ્તક જેવડુ હતુ આખુ તો કોણ વાચે અને કોણ સાભળે? એના કેટલાક ભાગ વાચ્યા તાળીઓના ગડગડાટ વચ્ચે ભાષણ પૂરુ થયુ

સાજે ઠરાવો ઉપર વિચાર કરનારી સમિતિ મળી એક એક ઠરાવ ઉપર લાબા ભાષણો થતા હતા. બધા અંગ્રેજીમા, દરેકની પાછળ મોટા આગેવાનો આ નગારા વાગતા હતાં એમા ગાધીજીની તૂતી કોણ સાભળે? રાતના અગિયાર વાગ્યા રાત ચાલી જતી હતી તેમ તેમ ગાધીજીનુ હૈયુ ધડકતુ હતુ છેવટના ઠરાવો તો હવાઈ વિમાનની પેઠે પસાર થઈ રહ્યા હતા સૌ ભાગવાની તૈયારીમા હતા ગાધીજીએ ગોખલેની ખુરસી પાસે જઈ કહ્યુ 'મારુ કઈ કરજો'

ગોખલે કહે 'મારા ધ્યાનમા છે પણ તમે જુઓ છો ને, કેવી ઉતાવળ થઈ રહી છે! જતા એ ઠરાવ ભુલાના નહિ

એટલામાં ફિરોજશા બોલ્યા: 'કેમ, હવે ખલાસ?' ગોખલે બોલી ઊઠ્યા: 'દક્ષિણ આફ્રિકાનો ઠરાવ બાકી છે. ગાંધી ક્યારના વાટ જોઈને બેઠા છે.'

'તમે એ ઠરાવ જોઈ ગયા છો?'

'હા.'

'તમને ગમ્યો?'

'બરાબર છે.'

'ત્યારે, ગાંધી, વાંચો.'

ગાંધીજીએ ધ્રૂજતાં વાંચ્યો. ગોખ કો આપ્યો.

સૌ બોલી ઊઠ્યા: 'એક મતે પર !'

'ગાંધી, તમે આની ઉપર પાંચ મિનિટ બોલજો.' પ્રમુખ વાચ્છાએ કહ્યું.

ગાંધીજીને આ રીત ન ગમી. કોઈએ ઠરાવ સમજવાની તસ્દી ન લીધી. ગોખલેએ વાંચ્યો એટલે મંજૂર. સહુ ઉતાવળે વીખરાયા. ગાંધીજી ઉતારે આવ્યા.

ગાંધીજીનો ઠરાવ પસાર થયો. મહાસભામાં હાજર હતા તે સૌએ હાથ ઊંચા કર્યા. પ્રમુખ બોલ્યાઃ 'પસાર!' આ રીતે પણ આફ્રિકાના ઠરાવને મહાસભાની મહોર મળી તેથી ગાંધીજીએ સંતોષ માન્યો.

## ૧૩

## કાલિમાતાનું મંદિર

મહાસભાના આગેવાનોમાં ગોખલે ગાંધીજી ઉપર સૌથી વધારે ભાવ રાખતા હતા. ગોખલેને ગાંધીજીની રીતભાત ગમતી હતી. ગાંધીજીની સાદાઈ, સુઘડતા, નિયમિતતા, હાથે કામ કરવાની ટેવ–એ બધું જોઈ ગોખલે મોહી પડ્યા. ગાંધીજીને તેમણે નાના ભાઈની જેવા ગણ્યા અને પોતાની સાથે રહેવા બોલાવી લીધા. ગાંધીજી એક માસ સુધી કલકત્તામાં ગોખલેજી સાથે રહ્યા.

એટલા વખતમાં ગાંધીજીને ઘણું જાણવાનું મળ્યું. મહાસભાના આગેવાનોનો પરિચય થયો. તેની કામ કરવાની રીત જાણી. પોતાને મહાસભામાં કેવી રીતે કામ કરવાનું તેનો વિચાર કર્યો.

ગોખલેએ કલકત્તાના આગેવાનોનો પરિચય કરાવ્યો તેમાં આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૅય મુખ્ય હતા. ગાંધીજીને તેમનાં સાદાઈ, તપ અને જ્ઞાન ગમી ગયાં. ગોખલેએ ઓળખાણ કરાવતાં કહ્યું:

'જુઓ ગાંધી, આ પ્રોફેસર રૅય. એમને દર મહિને આઠસો રૂપિયા પગાર મળે છે. તેમાંથી પોતાના ખર્ચ માટે ચાળીસ રૂપિયા રાખી બાકીના જાહેર કામમાં આપી દે છે. તેઓ પરણ્યા નથી અને પરણવા માગતા પણ નથી.'

ગાંધીજીએ તે દિવસથી તેમની મિત્રાચારી બાંધી. તે જિંદગી-ભર નભી. એવી રીતે કેટલીક બીજી ઓળખાણો પણ ગોખલેએ કરાવી

નવરાશ મળે એટલે ગાંધીજી કલકત્તાની ગલીઓમાં ફરવા નીકળી પડતા ઘણુંખરું તો પગપાળા જ ભમતા. કલકત્તાનું કાલિ-માતાનું મંદિર પ્રખ્યાત હતું એ જોવાની ગાંધીજીની ઇચ્છા હતી એક દિવસ ફરતાં ફરતા ત્યાં જઈ ચડ્યા

રસ્તામાં બલિદાન માટે આણેલા ઘેટાની હાર લાગી હતી એ ઘેટાને જોઈ ને ગાંધીજીની છાતી ધડકવા લાગી ગલીમાં પેસતા ભિખારીઓની લગાર લાગી રહેલી જોઈ * તેમા બાવાઓ પણ હતા એ વખતે પણ જાડા-તગડા બાવાઓને કશું પણ ન આપવુ એવો ગાંધીજીનો નિર્ણય હતો ગાંધીજીની પાછળ ભિખારી વળ ગ્યા, પણ તેમની સામે ન જોતા ગાંધીજી મંદિર તરફ આગળ વધ્યા.

એક બાવાજી ઓટલા પર બેઠા હતા તેમણે ગાંધીજીને બોલાવ્યા 'કહાં બેટા, કહા જાતે હો ?'

'મંદિરમે '

'અચ્છા, આઈ એ, બૈઠીએ !'

ગાંધીજીએ પારસી-ઢબના કોટ-પાટલૂન પહેર્યા હતા ત્યાં ઓટલા પર બેસી બાવાજીને પૂછ્યુ 'આ ઘેટાનો ભોગ આપવામાં તમે ધર્મ માનો છો ?'

'જીવને હણવામાં ધર્મ કોણ માને ?' બાવાજી બોલ્યા

'તો પછી અહીં બેસીને તમે લોકોને બોધ કેમ આપતા નથી?'

'એ અમારું કામ નથી અમે તો ભગવદ્‌ભક્તિ કરીએ'

'પણ ભગવાનની ભક્તિ કરવા સારુ તમને બીજી કોઈ જગ્યા ન મળી ?'

'અમારે સાધુને શું ? જ્યાં એઠા ત્યાં સરખું'!'

ગાંધીજીએ વાત બંધ કરી. મંદિરમાં ગયા. ત્યાં લોહીની નદી વહેતી જોઈ. ગાંધીજીની આંખે અંધારાં વળ્યાં. દર્શન કરવા ઊભવાની ઇચ્છા ન રહી. ગાંધીજી ખૂબ અકળાયા. બેચેન બન્યા. એ ભયંકર–ઘાતકી દેખાવે તેમના હૃદય ઉપર ગંભીર છાપ પાડી ગાંધીજી તરત બહાર નીકળ્યા.

તેમના મનમાં થયું–આ ઘેટાંની કતલ બંધ થવી જોઈએ. બુદ્ધ ભગવાને પોતાનું માથું ધરીને યજ્ઞમાં હોમાતાં બચાવેલાં તે કથા ગાંધીજીને યાદ આવી. પણ બુદ્ધ જેટલી દયા ને અહિંસક શક્તિ હજી મારામાં નથી એમ વિચારી બહાર આવ્યા.

ગોખલે સાથે કલકત્તામાં એક મહિનો ગાળી ગાંધીજી હિંદુસ્તાનની સફરે નીકળ્યા.

## ૧૪

# ત્રીજા વર્ગની મુસાફરી

ગાંધીજી હમેશા પહેલા વર્ગમા મુસાફરી કરતા હતા આ વખતે તેમણે ત્રીજા વર્ગમા મુસાફરી કરવાનો વિચાર કર્યો ગોખલે જી કહે 'તમે હેરાન થશો.'

ગાધીજીએ કહ્યુ 'મારે ત્રીજા વર્ગના મુસાફરોની હાડમારીનો જાત–અનુભવ કરવો છે'

ત્રીજા વર્ગના મુસાફરને શોભે એવો અને એટલો સામાન સાથે લીધો એક કતાનનુ પાકીટ, તેમા ઊનનો ગરમ ડગલો, ધોતિયુ, ટુવાલ અને લોટો મૂક્યા ગોખલેએ ભાતા માટે એક પિત્તળનો ડબો આપ્યો હતો તેમા ખાસ તૈયાર કરાવી મગજના લાડુ અને પૂરીનુ ભાતુ મુકાવ્યુ ઓઢવા માટે એક કામળી સાથે લીધી

ક્યા ફર્સ્ટ ક્લાસમા જતા ગાધી બેરિસ્ટર અને ક્યા આ ત્રીજા વર્ગના જનારા! બે વચ્ચે આસમાન–જમીનનુ અ તર હતુ ગોખલે અને આચાર્ય રોય સ્ટેશન સુધી વળાવવા આવ્યા ગાધીજીએ ના પાડી, તો કહે 'તમે પહેલા વર્ગમા જનારા હોત તો ન આવત, ત્રીજા વર્ગમા જાઓ છો તેથી આવવુ પડ્યુ' ગાધીજીએ કલકત્તાથી રાજકોટ સુધીની સળગ ટિકિટ કઢાવી રસ્તામા તેમને કાશી, આગ્રા, જયપુર અને પાલણપુર સ્ટેશને ઊતરવાનુ હતુ દરેક જગ્યાએ એક એક દિવસ

હતો પણ યુરોપિયન ઢબની હોટેલમાં ઊતરવાને બદલે ગાંધીજી બધે ઠેકાણે ધર્મશાળામાં અથવા [illegible] સાધારણ મુસાફરની જેમ ઊતર્યા હતા મેલમાં ભાડું વધારે પડે એટલે મોટે ભાગે મેલ છોડી દેતા અને ધીમી ગાડી પકડતા કલકત્તાથી રાજકોટ સુધીમાં ગાડી-ભાડા સાથે તેમને ફક્ત એકત્રીસ રૂપિયાનું ખર્ચ આવ્યું હતું

હવે ત્રીજા વર્ગની પહેલવહેલી મુસાફરીનું વર્ણન આપણે ગાંધીજીની પોતાની ભાષામાં જ વાંચીએ

'ત્રીજા વર્ગના ડબ્બામાં ગંદકી અને પાયખાનાની હાલત તો જેવી આજે છે તેવી જ તે વખતે હતી આજે કદાચ સહેજ સુધારો થયો હોય તો ભલે, પણ પહેલા અને ત્રીજા વર્ગ વચ્ચે સગવડ અને ભાડામાં ઘણો ફેર છે. ત્રીજા વર્ગના ઉતારુઓ એટલે ઘેટાં, ને તેમની સગવડ એટલે ઘેટાંના ડબ્બા યુરોપમાં તો મેં ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરેલી ત્યાં મેં પહેલા અને ત્રીજા વર્ગ વચ્ચે અહીંના જેટલું અંતર ન ભાળ્યું દક્ષિણ આફ્રિકામાં ત્રીજા વર્ગના ઉતારુઓ મોટે ભાગે હબસીઓ જ હોય છે, છતાં ત્યાંના ત્રીજા વર્ગમાં પણ વધારે સગવડ છે. કેટલાક ભાગમાં તો ત્યાં ત્રીજા વર્ગના ડબ્બામાં સૂવાની સગવડ પણ હોય છે અને બેઠકો ગાદીથી મઢેલી હોય છે દરેક ખાનામાં બેસનાર ઉતારુઓની સંખ્યાની હદ જાળવવામાં આવે છે 'અહીં તો ત્રીજા વર્ગમાં સંખ્યાની હદ જાળવવાનો મને અનુભવ જ નથી

'રેલવેના તરફની આ અગવડો ઉપરાંત મુસાફરોની કુટેવો સુઘડ મુસાફરોને સારુ ત્રીજા વર્ગની મુસાફરી સજારૂપ કરી નાખે છે ગમે ત્યાં થૂંકવું, ગમે ત્યાં કચરો નાખવો, ગમે તેમ ને ગમે તે વખતે બીડી ફૂંકવી, પાનતમાકુ ચાવવાં ને તેની પિચકારીઓ જ્યાં બેઠા હોય ત્યાં જ મારવી, એઠવાડ ભોંય ઉપર નાખવો, બરાડ

પાડીને વાતો કરવી, જોડે બેઠેલાની દરકાર ન કરવી ને ભાપાની ગંદકી...........'

ત્રીજા વર્ગના આવા અનુભવો કરવા ગાધીજી કલકત્તાથી ઊપડ્યા. પહેલુ ઊતરવાનુ સ્થળ કાશી આવ્યુ. ગાધીજીએ કોઈ પંડાને ઘેર ઊતરવાનો વિચાર કર્યો હતો. ગાડીમાથી ઊતર્યા તેવા જ તેમને પડાઓએ ઘેરી લીધા. એક કાંઈક ઠીક લૂગડાંવાળો પંડો દેખાયો તેને ઘેર ગાધીજી ગયા.

પંડાના આગણામા ગાય બાધી હતી મેડા ઉપર ગાધીજીને ઉતારો આપ્યો. ગાધીજીને વિધિસર ગગાસ્નાન કરવુ હતુ પડાએ તે માટે બધી તૈયારી કરી. ગંગાકિનારે જઈ ગાધીજીને સ્નાન કરાવ્યુ ગાધીજીએ તેને સવા રૂપિયો દક્ષિણા આપી બારેક વાગ્યે કાશી-વિશ્વનાથનાં દર્શન કરવા ગયા.

સાકડી લપસણી ગલીમા થઈને રસ્તો જતો હતો. માખીઓ બણબણતી હતી. ઘોંઘાટનો પાર ન હતો. માણસોની ભીડ જામી હતી. આખા ભરતખંડમા પ્રસિદ્ધ એવુ કાશીનુ આ મોટું મદિર હતુ. ત્યા તો શાત, સુગધી, સ્વચ્છ અને પવિત્ર વાતાવરણ જોઈએ, તેને બદલે હોહા, ગંદકી અને ભિખારીઓનો ત્રાસ, ગદી મીઠાઈઓ તથા જેવા-તેવા રમકડાંની બજાર જોઈ ગાધીજી બહુ દુઃખી થયા.

મંદિરે પહોચ્યા ત્યા દરવાજા આગળ સડેલા-ગધાતાં ફૂલના ઢગલા પડ્યા હતા. અદર સુદર આરસની લાદી પાથરી હતી. તેમાં આરસ ખોદીને રૂપિયા જડ્યા હતા. રૂપિયા મેલ ખાઈને કાળા પડી ગયા હતા. ગાધીજી પ્રભુના દર્શન કરવા અધીરા થયા હતા, પણ આવી જગ્યાએ તે અહીં ક્યાથી જડે? મનમા ધૂંધવાવા લાગ્યા. કાંઈ ધરવાની ઇચ્છા નહોતી તેથી એક દુકાની મૂકી. પૂજારી પાઈ જોઈને ધગી ઊઠ્યો. બે-ચાર ચોપડાવી દીધી—

અને એ તો 'મહાદેવનું અપમાન કરવાથી તું નરકમાં જઈશ, યાદ રાખજે!'

ગાંધીજી શાંત રહ્યા. તેમણે કહ્યું: 'મહારાજ, મારું તો થવાનું હશે તે થશે, પણ તમારા મોંમાં આવું એલફેલ ન શોભે. આ દુકાની લેવી હોય તો લો, નહિતર એ પણ જશે.'

'જા, તેરી દુકાની મુઝે નહિ ચાહિએ' કરીને બીજી બે-ચાર સંભળાવી. ગાંધીજીએ દુકાની ઉપાડી લીધી અને ચાલતા થયા. પણ મહારાજ દુકાની કેમ જવા દે? ગાંધીજીને પાછા બોલાવ્યા: 'અચ્છા, ધર દે. મૈં તેરે જૈસા નહિ હોના ચાહતા. મૈં ન લૂં તો તેરા બૂરા હોવે!'

ગાંધીજીએ મૂંગે મોઢે દુકાની આપી અને નિસાસો નાખીને ચાલતા થયા.

હિંદની સેવા કરવા દેશ છોડીને આવેલાં એની બેસન્ટનાં દર્શન કરવા ગાંધીજી ગયા. તેઓ બીમાર હતાં છતાં બહાર આવ્યાં. ગાંધીજીએ તેમને નમસ્કાર કરી રજા લીધી.

કાશીથી આગ્રા, જયપુર, પાલણપુર થઈને ગાંધીજી રાજકોટ પહોંચ્યા.

## ૧૫

# પાછા મુંબઈમાં

ગાંધીજીને દેશમાં રહીને મહાસભાની સેવા કરવી હતી અને સાથોસાથ બૅરિસ્ટરનો ધંધો પણ કરવો હતો. ગોખલેજીએ તેમને સલાહ આપી હતી કે, 'તમારે મુંબઈમાં રહેવું અને ત્યાં વકીલાત કરવી. ત્યાં મારી સાથે રહીને દેશસેવાનું કામ તમે સારી રીતે કરી શકશો.'

ગાંધીજીને ગોખલે સાથે રહીને કામ કરવાનું ગમતું હતું. પણ 'દૂધનો દાઝ્યો છાશ ફૂંકે' તેમ એમને મુંબઈનો કડવો અનુભવ યાદ હતો. કોઈની પણ ખુશામત કરવી પડે એ તો એમને ઝેર જેવું લાગતું હતું.

તેથી તરત મુંબઈ ન જતાં પહેલાં તો રાજકોટમાં જ રહ્યા. તેમને વિલાયત મોકલનાર માવજી દવેના દીકરા કેવળરામ ગાંધીજીને માટે ત્રણ કેસ લઈ આવ્યા. આ કેસ જોખમી હતા. ગાંધીજી કહે, 'આવા જોખમવાળા કેસ બીજાને આપો.' કેવળરામ કહે: 'હારશું તો અમે હારશું ને? તમે તમારે મહેનત કરો.'

ગાંધીજીએ કેસ લીધા. પૂરેપૂરી તૈયારી પણ કરી. દક્ષિણ આફ્રિકા જતાં અને ત્યાં વકીલાત કરતાં કાયદાઓ ઠીક ઠીક વાંચ્યા હતા. કેસ પણ ચલાવ્યા હતા. ગાંધીજીને ત્રણે કેસમાં જીત મળી. આથી તેમને વિશ્વાસ બેઠો. ગાંધીજી થોડો વખત રાજકોટમાં

મ્હીને વકીલાત કરવા માગતા હતા, પણ કેવળગમ દવેએ કહ્યું 'તમારા જેવા મોટા બૅરિસ્ટરોનુ અહી કામ નથી. તમારે મુંબઈ રહેવુ જોઈએ. અહી થી મોટા કેસ અમે તમને ત્યાં મોકલશુ '

ગાધીજી કહે 'પણ મુંબઈમા મારો ભોજનોય ભાવ પૂછવાનો નથી મારુ ખર્ચ કોણ ..તમે ચલાવશો?' 'હા, હા, હુ ચલાવીશ તમારુ પારખુ આ ત્રણ કેસમા થઈ ગયુ' છે. મુબઈમા વકીલાતનો ધધો કરતા કરતા તમે જાહેર કામ કરી શકશો તમને અમારે કાઠિયાવાડમા દાટી દેવા નથી બોલો, ક્યારે ઊપડો છો ' ' ગાધીજી ધીમે રહીને બોલ્યા ' નાતાલથી મારા થોડા પૈસા આવવાના છે તે આવે પછી જઈશ '

પખવાડિયામા પૈસા આવ્યા અને ગાધીજી ફરી પાછા વકીલાત કરવા મુંબઈ ઊપડ્યા. ત્યા કોટમા બૅરિસ્ટરો રહેતા તેવા લત્તામા એક સુદર ઑફિસ ભાડે રાખીને રહ્યા

## ૧૬

## પાણીના ઉપચાર

મુંબઈમા કોટની અંદર ઑફિસ ખોલી અને ઘર ગિરગામમાં ભાડે લીધું. ઘર લીધાને થોડા દિવસ થયા ત્યાં ગાંધીજીના બીજા દીકરા મણિલાલને ટાઈફૉઈડ લાગુ પડ્યો. તાવ સાથે મૂંઝારો અને સનેપાત પણ હતા. ગાંધીજીએ દાક્તરની સલાહ પૂછી.

દાક્તરે કહ્યું: 'આમાં દવા બહુ કામ નહિ કરે. એને ઈંડાં અને મરઘીનો સેરવો આપવાની જરૂર છે.'

ગાંધીજી સાંભળી રહ્યા. મણિલાલની ઉંમર માંડ દસ વરસની હશે. તેને પૂછવાપણું ન હતું ગાંધીજીને પંડને વિચાર કરવાનો હતો. જોખમ ભારે હતું. દાક્તર પારસી હતા. ગાંધીજીએ એમને સમજાવ્યું: 'અમે બધા અન્નાહારી છીએ. તમે કહી એ એમાંથી એકેય વસ્તુ મારા દીકરાને હું આપવાનો નથી. બીજું કાંઈક બતાવો.'

દાક્તરે કહ્યું: 'ઘણાં હિંદુ કુટુંબોમાં હું આ વસ્તુની ભલામણ કરું છું. તમે તમારા દીકરા ઉપર જબરજસ્તી ન કરો તો સારું.'

ગાંધીજી કહે: 'એ તો નહિ જ બને. હવે એક વસ્તુ તમારી પાસે માગું છું. મને પાણીના ઉપચારની થોડી સમજ છે. એ આની ઉપર હું અજમાવી જોઉં. તમારા ઉપચારની જરૂર નથી,

પણ મને નાડી, હૃદય, રેફસા તપાસતા નહિ આવડે એટલુ તમે કરી જાઓ બાપુનુ હુ સભાળી લ'શ'

ભલા દાક્તરે ગાધીજીની એ માગણી કબૂલ રાખી ગાધીજીએ પોતાના પાણીના ઉપચાર શરૂ કર્યા એક મોટા હોડી–આકારના ટબમા કમરનો ભાગ ડૂબે તે રીતે મણિલાલને પાણીમા બેસાડવા લાગ્યા ત્રણ મિનિટ પૂરી ન થાય ત્યા બહાર કાઢીને પાછા પથારીમા સુવાડી દે અને ઓઢવાના ઓઢાડી દે ત્રણ દિવસ તો કેવળ નારગીના રસ સાથે પાણી મેળવી તેના ઉપર રાખ્યા

તાવ હેઠે નહિ રાતમા કઈ કઈ બકે તાવની ગરમી ૧૦૪ સુધી પહોચી જાય. ગાધીજી ગભરાયા. મનમા થયુ જો દીકરો ખોઈ બેસીશ તો દુનિયા શુ કહેશે? ડાકટર તો થયુ કે વૈદને બોલાવુ. બાળકના જીવના જોખમે મારુ ડહાપણ ડહોળવાનો મને શો હક છે?

આવા વિચારો આવે ત્યા વળી વિચાર શરૂ થાય 'રે જીવ! તુ તારા પોતાના માટે જે કરે તેજ તારા દીકરા માટે કર એમા ભગવાન રાજી રહેશે તને પાણીના ઉપચાર ઉપર શ્રદ્ધા છે, દવા ઉપર નથી દાક્તર કઈ જીવાદોરી સાથી નહિ આપે. એ લોકોયે અખતરા કરે છે જીવન–દોરી તો એક પરમેશ્વરને હાથ છે ઈશ્વરનુ નામ લઈને તુ તારે માર્ગે કામ કર્યે જા પ્રભુ ઉપર ભરોસો રાખ'

આમ ગાધીજીના મનમા ગડમથન ચાલતી હતી રાત પડી ગાધીજી મણિલાલને પડખામા લઈને સૂતા હતા તેમને વિચાર આવ્યો મણિલાલને ભીનો કરીને નિચોવેલા ચોફાળમા વીટયો હોય તો તેની તાવની ગરમી કદાચ હટી જાય. વિચાર આવ્યો તેવા જ ઊઠ્યા ચોફાળ લીધો ઠડા પાણીમા ઝબોળ્યો, નિચોવી નાખ્યો તેમાં પગથી ડોક સુધી મણિલાલને લપેટી લીધો ઉપર

બે ગરમ ધાબળીઓ ઓઢાડી માથા ઉપર ભીનો ટુવાલ મૂક્યો. તાવ લોઢી જેવો તપી રહ્યો હતો શરીર તદ્દન સૂકું હતું પરસેવો વળતો જ નહોતો

ગાંધીજી ખૂબ થાક્યા હતા મણિલાલ પાસે કસ્તુરબાને બેસાડી પોતે અરધા કલાક માટે જરા હવા ખાવા અને તાજા થઈ શાંતિ મેળવવા ચોપાટી ઉપર ગયા ગતના દમેક વાગ્યા હશે માણસોની આવનજાવ ઓછી થઈ ગઈ હતી ગાંધીજી પોતાના વિચારમાં ડૂબેલા હતા પ્રભુને પ્રાર્થના કરી રહ્યા હતા

'હે ઈશ્વર ! આ ધર્મસંકટમાં તું મારી લાજ રાખજે !' 'રામ રામ' નું રટણ ચાલુ હતું

થોડી વાર આંટા મારી ધડકતા હૈયે પાછા ફર્યા રૂમમાં પગ મૂક્યો તેવો મણિલાલનો અવાજ આવ્યો

'બાપુ, તમે આવ્યા ?'

'હા, ભાઈ !'

'મને હવે આમાંથી કાઢો ને, બળી મરું છું

'હા, પરસેવો વળે છે કે શું ?'

'હું તો પલળી ગયો છું હવે મને કાઢો ને, ભાઈશા'બ !' ગાંધીજીએ મણિલાલનું કપાળ જોયું. માથે મોતિયા બાઝયા હતા. તાવ ઓછો થયો હતો. ગાંધીજીએ પ્રભુનો પાડ માન્યો હર્ષથી તેઓ બોલી ઊઠ્યા 'બેટા મણિલાલ, હવે તારો તાવ જવાનો' હજુ થોડો વધારે પરસેવો વળવા દે '

'ના ભાઈશા'બ ! હવે તો મને છોડાવો વળી બીજી વાર આવું કરજો '

ગાંધીજીને ધીરજ આવી એટલે વાતો કરાવીને થોડી મિનિટો ગાળી કપાળેથી પરસેવાના રેલા ચાલ્યા ગાંધીજીએ ચોફાળ

છોડી નાખ્યો, શરીર લૂછયું ને બાપ-દીકરો સાથે સૂઈ ગયા. એ બંનેએ ખૂબ ઊંઘ લીધી.

સવારમાં તાવ મોળો પડ્યો હતો. દૂધ, પાણી અને ફળ ઉપર મણિલાલને ચાલીસ દિવસ સુધી રાખ્યો. હવે ગાંધીજીને ભય ન હતો. તાવ હઠીલો હતો, પણ કાબૂમાં આવી ગયો. ઈશ્વરે ગાંધીજીની લાજ રાખી.

આજે ગાંધીજીના ચારે દીકરાઓમાં મણિલાલ ગાંધીનું શરીર સૌથી વધારે મજબૂત છે.

१७

## પાછા દક્ષિણ આફ્રિકા

ગિરગામવાળા ઘરમા ભેજ હતો પૂરુ અજવાળુ નહોતુ તેથી એ બદલી નાખવાનો ગાધીજીએ વિચાર કર્યો મુબઈના કોઈ પરામા ખુલ્લી હવામા રહેવાનુ ઠરાવ્યુ સાતાક્રુઝમા એક સુદર બગલો મળી ગયો ત્યા ઘર બદલી નાખ્યુ મુબઈ જવા-આવવા માટે પહેલા વર્ગનો પાસ કઢાવ્યો પહેલા વર્ગમા કેટલીક વાર તો ગાધી સાહેબ એકલા જ હોય તેથી કોઈવાર જરા મનમા મલકાતા

આ વખતે ગાધીજીની વકીલાત ઠીક ચાલી મુબઈનુ ખરચ સહેલાઈથી નીકળી જશે એવી આશા બધાઈ

આમ એક બાજુ ધધો ચાલવા લાગ્યો અને બીજી બાજુ ગોખલેનો સહવાસ ચાલુ હતો અઠવાડિયામા બે-ત્રણ વાર ગોખલેજી આવીને ગાધીજીની ખબર કાઢી જતા કોઈવાર ચેમ્બરમા ખાસ મિત્રોને તેડી લાવે અને ગાધીજીની ઓળખાણ કરાવે. પોતાની કામ કરવાની રીત ગાધીજીને દેખાડ્યા કરે ગાધીજીને થયુ કે હવે નિરાતે મુબઈમા ધધો કરીશ ને ગોખલેજીની દેખરેખ નીચે દેશસેવાના કામમા પાવરધા થઈશ

આ રીતે વકીલાતની ગાડી પાટે ચડી ઘર વસાવ્યુ કુટુબ-કબીલો કઈક થાળે પડ્યો ગાધીજીના મનને કઈક નિરાત વળી.

ત્યા તો આફ્રિકાથી તાર આ યો વિનાયતથી ચેમ્બરનેન આવે છે તમારી અહીં જરૂર છે ગાધીજી વચનથી બધા ચૂકા હતા તરત જ સામો તાર કર્યો 'ખરચ મોકનો આવવા તૈયાર છુ'

મહામહેનતે બાંધેનો માળો વીંખવો એ કડીભર વસમુ લાગ્યુ બાળ-બચ્ચાનો વિયોગ પડનાર સા યો પણ વચન-પાલન આગળ એ બધુ તુચ્છ હતુ કુટુબને મુબઈમા જ રાખવાનુ નક્કી કર્યુ, ગાધી કુટુબના ચાર-પાચ જુવાનિયાને સાથે આવવા તૈયાર કર્યા તેમા મગનલાલ ગાધી પણ હતા આગળ જતા એમણે પોતાના તપ અને ત્યાગથી ગાધીજીના સાથીઓમા પ્રથમ સ્થાન મેળવ્યુ ગાધીજીના બાપુ વિશાળ ગાધી-કુટુ બના જુવાનોને રાજની નોકરીમા રખાવતા ગાધીજીએ તેમને પોતાના પગ ઉપર ઊભા રહેતા શીખવવાનુ નક્કી ર્યુ હતુ

આફ્રિકાથી તુરત પૈસા આવ્યા ગાધીજીએ રોન ની ટિકિટ સ ની અને આફ્રિકા જવા રવાના થયા

૧

## અપમાન !

દક્ષિણ આફ્રિકા નાનકડો પ્રાંત નથી. એ એક દેશ છે. ખંડ છે. કન્યાકુમારીથી શ્રીનગર આપણો હિંદુસ્તાન ૧૯૦૦ માઇલ છે તો ડરબનથી કેપટાઉન ૧૧૦૦ માઇલથી ઓછું નથી. આપણા દેશના પંજાબ, ગુજરાત, બંગાળા એમ પ્રાંત પાડ્યા છે તેમ દક્ષિણ આફ્રિકાના નાતાલ, ટ્રાન્સવાલ એવા પ્રાંત પાડ્યા છે. નાતાલનું મુખ્ય શહેર ડરબન અને મારિત્સબર્ગ તેમ ટ્રાન્સવાલનું જોહાનિસબર્ગ અને પ્રિટોરિયા.

વિલાયતના પ્રધાન ચેમ્બરલેન આ પ્રાંતોમાં પવનવેગે ફરી વળવાના હતા. એ કાંઈ હિંદીઓને ન્યાય આપવા આવ્યા ન હતા. એમને તો આફ્રિકામાંથી બાવન કરોડ રૂપિયા વિલાયત લઈ જવા હતા. લડાઈ પછી બોઅર લોકોનાં મન રીઝવવાં હતાં. એટલે તેમને ડરબનમાં ગાંધીજી અને હિંદી પ્રતિનિધિઓ મળ્યા ત્યારે તેમણે ઠંડો જવાબ વાળ્યોઃ 'તમારી ફરિયાદો સાચી છે. પણ અહીંની સરકારના કામમાં વિલાયતની સરકાર બહુ માથું ન મારી શકે. તમારે અહીંના ગોરાઓને રિઝાવીને રહેવાનું છે.'

આમ ટાઢું પાણી રેડ્યું. ગાંધીજીને આવા જવાબથી ભારે દુઃખ થયું. બોઅર યુદ્ધમાં હિંદીઓએ મદદ કરેલી ત્યારે ગોરા અમલદારો અને પ્રધાનોએ હિંદીઓની પીઠ થાબડી હતી. લડાઈ

પછી હિંદીઓને કંઈક વધારે છૂટથી રહેવાનું અને થોડા વધારે હક મળશે એવી પણ આશા હતી તેને બદલે ઊલટું જ બન્યું ગાંધીજીને થયું કે આ તો મરી કમાણી એળે ગઈ તેમણે હિંદી આગેવાનોને કહ્યું 'આપણે ધીરજ રાખવી જોઈએ સાથી સવાલ ગણી ફરીથી એકડે એક ઘૂંટવું આપણા હક્કનું રક્ષણ તો કરવું જ જોઈએ'

વિચાર કરતા સૌનો મત એમ થયો કે ગાંધીજીએ ચેમ્બરલેનની પાછળ પાછળ ટ્રાન્સવાલમાં જવું સાથી હિંદીઓનો પગ સમૂળગો કાઢી નાખવાની યોજના ગોરાઓએ રચી છે તેથી ત્યાંના ભાઈઓ સાથે ચેમ્બરલેનને મળવું અને દાદ મેળવવી ગાંધીજીએ એ વાત મંજૂર રાખી પણ ટ્રાન્સવાલ જવું શી રીતે? ત્યાં પરવાના વિના જવાની મનાઈ હતી

ટ્રાન્સવાલ બૂઅર લોકોના હાથમાં હતું લડાઈ પછી એ મુલક સાવ ઉજ્જડ જેવો થઈ ગયો હતો ખાવા અનાજ ન મળે પહેરવા કપડાં ન મળે દુકાનો બધી ખાલી પડી હતી તેમાં ફરી માલ ભરવાનો હતો જેમ જેમ માલ ભરાતો જાય તેમ તેમ લોકોને આવવા દેવાય આથી ટ્રાન્સવાલમાં જેઓ પહેલાં રહેતા હતા તેમને પણ પરવાના આપીને જ દાખલ કરવા એવો નિયમ સરકારે કર્યો હતો

આ કામ માટે એક ખાસ જુદું ખાતું ખોલવામાં આવ્યું હતું બોઅર લડાઈ વખતે હિંદુસ્તાનમાંથી જે અમલદારો અને સિપાહીઓ આદિ આવેલા તેમાંથી જેમને કામ માટે રહેવું હોય તેમના હાથમાં આ ખાતું સોંપ્યું હતું-અથવા એમ કહો કે એ લોકોને ધંધે વળગાડવા સારું જ આ નવું ખાતું ખોલી મૂક્યું હતું આ અમલદારો ખૂબ લાંચ-રુશવત ખાતા પૈસા આપે તેને જ પરવાનો કાઢી આપે હિંદીઓના હજારો રૂપિયા

તેમણે ખાધા. કેટલીકવાર તો જણ દીઠ પંદરસો પંદરસો રૂપિયા આવે ત્યારે પરવાના મળતા.

ગાંધીજીને પરવાનો કઢાવવો હતો પણ એ કાંઈ લાંચ થોડા જ આપે ? ડરબનમાં એમના જૂના ઓળખીતા પોલીસ-ઉપરી અલેક્ઝાંડર હતા પેલા તોફાન વખતે જેમની હિંમતવાન સ્ત્રીએ ગાંધીજીનું રક્ષણ કર્યું હતું અને જેમણે ટોળાને રમાડીને ગાંધીજીને બચાવ્યા હતા. એમની પાસે ગાંધીજી પહોંચ્યા. 'તમે તમારી ઓળખાણ પરવાના-અમલદારને આપો ને મને પરવાનો કઢાવી દો. હું ટ્રાન્સવાલમાં રહ્યો છું તે તો તમે જાણો જ છો !'

માથે ટોપી મૂકીને તેઓ તરત ઊઠ્યા. ગાંધીજીને પરવાનો કઢાવી આપ્યો. ગાડી ઊપડવાને માંડ એક કલાકની વાર હતી. સામાન તૈયાર હતો. અલેક્ઝાંડર સાહેબનો ઉપકાર માની ગાંધીજી પ્રિટોરિયા જવા ઊપડ્યા.

ત્યાં કેવી મુશ્કેલીનો સામનો કરવાનો છે એ ગાંધીજી બરાબર સમજી ગયા હતા એને માટે તેઓ તૈયાર હતા

*

ગાંધીજી ડરબન બંદર ઊતર્યા છે અને પ્રિટોરિયા આવશે એમ ખબર પડતાં નવા ખાતાના અમલદારોમાં ફફડાટ શરૂ થયો હતો. એમણે ડરબન તાર માકલ્યા હતા 'જોજો, ગાંધીને પરવાનો ન આપી બેસતા !'

ગાંધીજી પ્રિટોરિયામાં દાખલ થઈ ગયા છે એની જાણ થતાં જ અમલદારો ગભરાયા કંઈક નિરાશ પણ થયા કેટલાક અમલદારોએ અનુમાન કર્યું કે જૂની ઓળખાણને લીધે ગાંધી વગર પરવાને ઘૂસી ગયો હશે.

બીજાએ કહ્યું: 'એમ હોય તો ગાંધીને કેદ કરી શકાય.'

આમ અંદરોઅંદર વાતો કરતા હતા પણ ગાંધીજી પાસે જઈને પરવાનો માગવાની કોઈની હિંમત ચાલતી ન હતી. તેમણે ડરબન તાર કરીને પુછાવ્યું. જવાબ આવ્યો: 'ગાંધીએ પરવાનો મેળવ્યો છે.'

ઘડીભર અમલદારો ઠંડા પડ્યા. પણ એમ તેઓ હારી ખાય તેમ ન હતા. ગાંધીજીને રહેવા દે તો તેમને જે ટંકશાળ પડતી હતી તે બંધ થાય, એટલું જ નહિ કદાચ ઘેર બેસવું પડે. 'ગમે તેમ કરીને ગાંધીને ટ્રાંસવાલમાંથી કાઢવો જોઈએ' એવો વિચાર કરી તેઓ એની પેરવી કરવા લાગ્યા.

એ વાર ત્યાંના હિંદીઓના તૈયબ શેઠ કઈક કામસર પરવાના ઓફિસે જઈ ચડ્યા. સાહેબે વખત વરતી તેમને પૂછ્યું: 'ગાંધી કોણ છે? એ અહીં કેમ આવેલ છે?'

તૈયબ શેઠે જવાબ આપ્યો: 'એ અમારા સલાહકાર છે. અમે તેમને બોલાવેલ છે.'

સાહેબ કહે: 'ત્યારે અમે બધા અહીં શા કામના છીએ? અમે બધા તમારું રક્ષણ કરવા નથી નિમાયા?'

'તમે તો છો જ, પણ ગાંધી તો અમારા પોતાના માણસ ગણાય. તે અમારી ભાષા જાણે, અમને વધારે ઓળખે. તમે તો અમલદાર કહેવાઓ!'

'સારું, ગાંધીને મારી પાસે લાવજો.' સાહેબે હુકમ કર્યો. તૈયબ શેઠે ઘેર આવીને ગાંધીજીને વાત કરી. ગાંધીજી કહે: 'ચાલો, જઈએ.'

ગાંધીજી અને બે-ચાર આગેવાનો ઓફિસે ગયા. હિંદીઓને માટે ત્યાં ખુરશી તો શાની હોય? સૌ સામે ઊભા રહ્યા. ગાંધીજીને એમાં હિંદીઓનું અપમાન લાગ્યું. પણ ખામોશ રાખી રહ્યું-

બોલવા ઊભા રહ્યા. સાહેબે ગાંધીજી સામે તાકીને પૂછ્યું: 'કેમ, તમે અહીં શા માટે આવ્યા છો ?'

આ તોછડાઈ ગાંધીજીને ન ગમી. છતાં શાંતિથી ઉત્તર વાળ્યો: 'મારા ભાઈઓના બોલાવવાથી તેમને સલાહ આપવા આવ્યો છું.'

'પણ તમને અહીં આવવાનો હક જ નથી એ તમે નથી જાણતા ?'

'હું પરવાનો લઈને આવ્યો છું.'

'એ તમને ભૂલથી અપાઈ ગયો છે. તમારે પાછા જવું પડશે. અહીંના હિંદીઓના રક્ષણ માટે તો આ અમારું ખાતું ખોલ્યું છે. તમારી અહીં બિલકુલ જરૂર નથી. ઠીક, જાઓ.'

ગાંધીજીને જવાબ આપવાનો વખત જ ન મળ્યો. અપમાન-ભરી ભાષામાં વાત કરી તેથી ગાધીજી સમસમી રહ્યા હતા. છતાં કશું બોલ્યા વિના ચાલ્યા ગયા.

બીજાઓને રોકયા–ધમકાવ્યા 'જો તમારું સૌનું ભલું ચાહતા હો તો ગાધીને વહેલી તકે અહીંથી વિદાય કરી દ્યો.'

કમાણે મોઢે બધા ઘેર આવ્યા. અપમાનથી સૌ ધગી રહ્યા હતા. આ નવા ખાતાની નવી મુશ્કેલીનો સામનો કરવા ગાંધીજીએ કેડ બાંધી.

છે કે મારે એક વરસ નહિ પણ કાયમને માટે અહીં રહેવું જોઈએ.

‘બરાબર છે’ [illegible] આનંદમાં આવીને બોલી ઊઠ્યા. ગાંધીજીએ આગળ ચલાવ્યું: ‘અહીં રહીને હું ફરીથી વકીલાતની સનદ લઈશ. આ નવા ખાતાને પહોંચી વળવાની મારામાં હિંમત છે. જો એને પહોંચી ન વળીએ તો આપણે લૂંટાઈ જઈએ, ને કદાચ અહીંથી આપણો પગ નીકળી જાય. આપણી હીણપત તો રોજ વધતી જ જાય છે. ચેમ્બરલેન મને ન મળ્યા, પેલા અમલદારે તો તોછડું વર્તન ચલાવ્યું, એ મારી નામોશી નથી પણ આખી હિંદી કોમની છે. આપણે કૂતરાની જેમ હડધૂત થઈએ છીએ એ સહન ન જ કરાય.’

ગાંધીજીની વાત સાંભળીને આગેવાનો રાજી થયા. ગાંધીજીએ વકીલાતની સનદ લીધી. એશિયાઈ અમલદારોનું મુખ્ય થાણું જોહાનિસબર્ગમાં હતું. ગાંધીજીએ પણ જોહાનિસબર્ગમાં એક સારા લત્તામાં ઑફિસ રાખવાનું નક્કી કર્યું. હિંદીઓને એવા લત્તામાં મકાન મળવું મુશ્કેલ હતું. મોટે ભાગે ત્યાં ગોરાઓ જ વસતા હતા. પણ એક જૂના ઓળખીતા ગોરાની ભલામણથી સારી જગ્યાએ ઑફિસ મળી ગઈ.

ગાંધીજીએ વકીલાત શરૂ કરી.

ગાંધીજી પાસે એશિયાઈ અમલદારો સામે ફરિયાદો આવવા લાગી: ‘હકદાર દાખલ થઈ શકતા નથી. બેહક સો-સો પાઉંડ આપીને આવી જાય છે. આનો ઉપાય, ગાંધીભાઈ, તમારા વિના કોણ કરશે?’

ગાંધીજીએ નક્કી કર્યું હતું, ગમે તેમ કરીને આ બળિયા દુશ્મનને માત કરવો. નવા ખાતાના અમલદારો ગાંધીજીનો ઇરાદો જાણતા હતા. એમણે ગાંધીજી ઉપર છૂપા જાસૂસો ગોઠવ્યા. પણ

ગાંધીજી એથી જરા પણ ડર્યા વિના અમલદારો વિરુદ્ધ પુરાવા એકઠા કરવા માંડ્યા.

જ્યારે પૂરતા પુરાવા મળ્યા ત્યારે એ લઈને ગાંધીજી પોલીસ કમિશનર પાસે પહોંચ્યા. કમિશનર દયાળુ અને ન્યાયી હતો. તેણે ગાંધીજીની વાત ઠેક મશ્કરીમાં ન નાખતાં ધીરજથી સાંભળી. પુરાવા રજૂ કરવા કહ્યું.

ગાંધીજીએ પુરાવા અને સાક્ષી રજૂ કર્યા. કમિશનરે જાતે સાક્ષીઓને તપાસ્યા. તેને ફરિયાદો સાચી લાગી. પણ એ એના મનમાં સમજતો હતો કે ગોરા જૂરીની પાસે અમલદારોને સજા કરાવવી કઠણ હતી. હિંદીઓની ફરિયાદ માટે તો ગોરા અમલદારને સજા ભાગ્યે જ થતી.

છતાં કમિશનરે ગાંધીજીને કહ્યું: 'આપણે મહેનત તો કરી જોઈએ. આવા ગુનેગાર પંચને હાથે છૂટી જશે એવી બીકથી આપણે એમને ન પકડવા તે બરાબર નથી. એટલે હું તો તેમને પકડીશ. મારી મહેનતમાં કચાશ નહિ રાખું એટલી તમને ખાતરી આપું છું.'

કમિશનરની સાફ દાનત વિશે ગાંધીજીને ખાતરી હતી. બીજા અમલદારો ઉપર શક હતો પણ એને વિશે મુદ્દલ શક ન હતો. એ બે જણને પકડવાના વૉરંટ નીકળ્યાં.

ગાંધીજી કંઈ ખાનગી રીતે કરતા ન હતા. તેઓ લગભગ રોજ પોલીસ-કમિશનરને ત્યાં જતા એ સૌ જોતા. ગાંધીજીની ઑફિસ ફરતા ચોકી કરનાર જાસૂસો રોજેરોજના ખબર પહોંચાડતા હતા. જોકે હિંદીઓ અને ચીનાઓને આ અમલદારોનો એટલો ત્રાસ હતો કે એવા જાસૂસો તેમને ઓછા મળતા હતા. આ વૉરંટના સમાચાર જાણીને તેમાંથી એક ભાગ્યો. એક

પકડાયો ભાગ્યો તેને બહારનુ વૉરંટ કઢાવી પોલીસ-કમિશનરે પકડાવ્યો

બને ઉપર કેસ ચાલ્યો પુરાવા પણ સરસ પડ્યા ત્યા એક તો ભાગેલો એ પચને ખબર હતી તોપણ બને છૂટી ગયા !

ગાધીજી બહુ નિરાશ થયા કમિશનરને પણ દુખ થયુ ગાધીજીને વકીલના ધધા ઉપર અણગમો આવ્યો ગુનો છુપાવવામા બુદ્ધિનો ઉપયોગ થતો જોઈ એ બુદ્ધિ જ અળખામણી લાગી

આમ ગોરા પચના પક્ષપાતથી બને અમલદાર છૂટવા ખરા, પણ તેમનો ફજેતો એટલો બધો થયેલો કે તેમને નોકરીમાથી કમી કર્યા આ બનાવથી નવા ખાતામા લાચ-રુશવત ઓછી થઈ હિંદીઓને લડવાની હિંમત આવી ગાધીજીની આબરૂ વધી ધધો પણ વધ્યો લાચમા જતા ગરીબ માણસોના પૈસા બચ્યા

આ વખતે ગાધીજીનો ખાસ ગુણ દેખાઈ આવ્યો અમલદારોના અન્યાય સામે ગાધીજીનો વિરોધ હતો—તેમની જાત સામે કશુ ન હતુ એક માણસ તરીકે તો ગાધીજી પાપીમા પાપીને ચાહતા હતા તેમને પાપ સામે રોષ હતો—પાપી સામે નહિ, એનો પુરાવો મળ્યો

એકવાર ગાધીજી પોતાની ઑફિસમા બેઠા હતા ત્યા એક ગોરો આવ્યો ટોપો ઉતારી હાથ મેળવી બેઠો ગાધીજીને એણે ધીમેથી વિનતિ કરી 'જે બે અમલદારોને નવા ખાતામાથી રજા મળી છે તેઓની દશા ખરાબ છે કગાળ હાલતમા તેમને થોડી મદદ કરો એ માટે વિનતિ કરવા આવ્યો છુ' ગાધીજીનુ દિલ પીગળ્યુ 'બોલો, શુ કરવાનુ છે? મારાથી જે થઈ શકશે તે કરવા તૈયાર છુ તેમના બૂરા કામનો મે વિરોધ કર્યો છે, પણ

તેમની તરફ મને સગા ભાઈ જેવો પ્રેમ છે' પેન એ કહ્યું 'તમે વિરોધ ન કરો તો એ ભાઈને મ્યુનિસિપાલિટીમાં નોકરી મળે તેમ છે'

'જાઓ, હું વચન આપું છું કે વિરોધ નહિ કરું' એટલું જ નહિ—તેમને નોકરી મળે તે માટે બનતો પ્રયાસ કરીશ'

આ વાતની બીજા લોકોને જાણ થતાં તેમને ગાંધીજી માટે માન પેદા થયું. ગાંધીજીથી ડરતા છતાં તેઓ તેમના સંબંધમાં આવતા થયા ગાંધીજી તેમને કેટલીક વાર ખોટા કામ માટે તીખા શબ્દો કહેતા, છતાં તેઓ મીઠો સંબંધ જાળવી રાખતા

ગાંધીજીએ નાનપણમાં ગોખેલા છપ્પાની છેલ્લી લીટીનો અમલ તેમણે શરૂ કર્યો

ગુણ કેડે તો ગુણ દશગણો
મન-વાચા-કર્મે કરી,
પણ અવગુણ કેડે જે ગુણ કરે
તે જગમાં જીત્યો સહી

આવી અદ્ભુત અહિંસાથી ગાંધીબાપુએ જગત આખાનાં હૃદય કેવી રીતે જીત્યાં તે આપણે જોઈએ

## ૩

# પંદર હજારનો ચાંદલો

ગાંધીજી વિલાયતમાં ભણતા ત્યારથી એમને માંસાહાર ન કરે એવાં ભોજનગૃહ ગમતાં હતાં. જોહાનિસબર્ગમાં એક જર્મનનું એવું ભોજનગૃહ ચાલતું હતું. ગાંધીજી પોતે એને ત્યાં જતા અને તેટલા અંગ્રેજ મિત્રોને ત્યાં લઈ જતા. મોટા ભાગના લોકો માંસાહારી રહ્યા તેથી એ જર્મનને હમેશાં પૈસાની તંગી રહ્યા કરતી. ગાંધીજી એને બને તેટલી પૈસાની મદદ પણ કરતા. પરંતુ એ આખરે બંધ પડ્યું.

થોડા વખત પછી એક ગોરી બાઈએ નિરામિષાહારનું ભોજનગૃહ શરૂ કર્યું. એ બાઈ બહુ સાહસિક હતી, પણ એનો હાથ બહુ છૂટો હતો. એને હિસાબ–કિતાબની બહુ ગમ પડતી ન હતી. એનું મિત્રમંડળ મોટું હતું એટલે એ ચાલશે તેમ લાગ્યું.

પહેલાં તો એને નાના પાયા ઉપર શરૂ કર્યું. પણ પછી એને મોટા પાયા ઉપર મૂકવાનો વિચાર કર્યો. ગાંધીજી એને થોડી ઘણી મદદ આપ્યા કરતા હતા. આ વખતે એણે મોટી રકમની માગણી કરી. ગાંધીજીને એ વખતે ખબર નહિ કે આ બાઈ-સાહેબને હિસાબનું ભાન નથી. એ ખર્ચાળ બહુ છે અને એની ગણતરીઓ બધી આસમાની-સુલતાની જેવી છે. ગાંધીજીએ તો એટલો જ વિચાર કર્યો કે માંસાહાર ન કરનારાઓને આવું

ભોજનગૃહમાં જમના કરવાની સગવડ મળે તો એટલા માણસો વધારે નિરામિષાહારી બને અને ટકી રહે

એ વખતે ગાંધીજી પાસે તેમના ઘણા અસીલો થાપણ મૂકી જતા. તેમાં એક બદ્રી કરીને જૂના વખતના ગિરમીટિયાની રકમ ગાંધીજી પાસે હતી. એમાંથી એક હજાર પાઉંડ, એટલે લગભગ પંદર હજાર રૂપિયા, પેલી બાઈને ધીરવાનો ગાંધીજીએ વિચાર કર્યો. બદ્રીને બોલાવીને ગાંધીજીએ પોતાનો વિચાર જણાવ્યો

ભલો, મોટા દિલનો અને વિશ્વાસુ બદ્રી એટલું જ બોલ્યો 'ભાઈ, આપકા દિલ ચાહે તો પૈસા દે દો મૈં કુછ ના જાનું. મૈં તો આપ હી કો જાનતા હૂં'

બસ, બદ્રીની આટલી સંમતિ મળી એટલે ગાંધીજીએ એક હજાર પાઉંડ એ બાઈને ધીર્યા બે-ત્રણ માસમાં જ ગાંધીજીને ખબર પડી ગઈ કે એ નાણાં પાછાં નહિ આવે. એટલી મોટી રકમ ગુમાવવાની ગાંધીજીની પહોંચ નહોતી પોતાની કમાણીમાંથી તેઓ ઘણાં પરમાર્થનાં કામ કરતા હતા, પણ એ પૈસા પાછા મળે તેવી આશા જ ન હતી બદ્રીના પૈસા તો ગાંધીજી પાસે થાપણરૂપે હતા એના પૈસા જાય એ તો કેમ બને? ગાંધીજીએ બદ્રીને પૈસા ભરી દીધા

તે દિવસથી ગાંધીજીએ પાણી મૂક્યું કે આ રીતે કોઈને પૈસા ન ધીરવા પંદર હજારનો ચાંદલો નિરામિષાહારનો પ્રચાર કરતાં મળ્યો તે ગાંધીજીને જિંદગીભર દીવાદાંડીરૂપ થઈ પડ્યો

## ૪

# ગાંધીજીનું પહેલું છાપું

એક વાર મદનજીત નામના એક ભાઈએ ગાંધીજીને કહ્યું 'આપણી હિંદી કોમની સેવા કરવા માટે એક છાપું કાઢવું છે મારી પાસે છાપખાનું તો ચાલુ છે, એટલે છાપવાની કશી મુશ્કેલી નથી '

ગાંધીજીએ બધી બાજુનો વિચાર કરીને કહ્યું 'ભલે, કાઢો'

છાપાનું નામ 'ઇન્ડિયન ઓપીનિયન' એટલે 'હિંદી લોકમત' એવું રાખ્યું એ છાપાના તંત્રી તરીકે મનસુખલાલ નાઝર નામના વિદ્વાન માણસનું નામ રાખ્યું પણ મોટા ભાગનો બોજો ગાંધીજીને માથે જ આવી પડ્યો

લેખો લખવા પડે એ તો ઠીક, પણ દર મહિને હજાર બાર સોની ખોટ આવે તે પણ ગાંધીજીને પોતાના ઘરના જોડવા પડે એ છાપું ગાંધીજીએ દેશમાં આવ્યા ત્યાં સુધી ચલાવ્યું સને ૧૯૦૪ માં શરૂ કર્યું તે ૧૯૧૪ સુધી દસ વરસ ગાંધીજીના હાથમાં રહ્યું

ગાંધીજી જેમ ઝટ બોલી ન નાખે તેમ લખવામાંય જરા પણ ઉતાવળ ન કરે ખૂબ વિચાર કરીને લખે તોળી તોળીને શબ્દો વાપરે કોઈને રાજી કરવા એક આકડો પણ ન પાડે નાની વાતને મોટી ન કરે, તેમ મીઠું મરચું ન ભભરાવે એક પ્રકારની પોતાની જાતને તાલીમ હોય તેમ ગાંધીજી ધારી ધારીને છાપાનું કામ ચલાવતા હતા

રોજ કેટલાય કાગળો આવે એમાંથી રંગ-બેરંગી માણસોના મન જાણવાની ખૂબી હતી એ બધાને જુદા જુદા જવાબ આપવામાં ગાંધીજીની ખરી કસોટી થતી અને તેમને કેળવણી પણ મળતી હતી હાથમાં લીધેલા કામને ખીલવવામાં ગાંધીજીએ લોહીનું પાણી કર્યું પોતાના જીવને એમાં જાણે કે પરોવી દીધો

એ છાપું વાચનાર ગમે ત્યાં વસતો હોય, પણ એને દક્ષિણ આફ્રિકાના હિંદીઓની હાલતનો સાચો ખ્યાલ આવી જતો સત્યાગ્રહની લડત ચાલી ત્યારે તો એ છાપાએ હિંદીઓની ખરી સેવા બજાવી

આપણે ત્યાં હરિજનોના વાસ જુદા હોય છે તેમ જોહાનિસબર્ગમાં હિંદી મજૂરોને જુદા 'વાડા' કરી આપ્યા હતા. એમાં હિંદીઓની વસ્તી ખીચોખીચ હતી વસ્તી વધે પણ 'વાડો' ન વધે જેટલી જગ્યા કાઢી આપેલી તેમાં જ ઘર બાંધવા પડે ત્યાં કોઈ ભણેલા હિંદીઓ રહેતા નહોતા એમાંનો ઘણો મોટો ભાગ અભણ, ગરીબ દીન, દુખી મજૂરોનો હતો એમને પાકા રસ્તા કે દીવાબત્તીની કશી સગવડ ન હતી પાયખાના હતાં પ એ જેમ તેમ સાફ રખાતાં હિંદીઓની રહેણી-કરણીનો ના ી મ્યુનિસિપાલિટીએ હેરાન કર્યાં કે એ સડી ગયેલો 'વાડો' આખા શહેરની હવા બગાડે છે અને શહેરીઓનું આરોગ્ય બગાડે છે, માટે તેનો નાશ કરવો એ બધાં મકાન પાડી નાખવાં અને એ જગ્યાનો સાફ મેદાન કરી દેવાં અને તેનો કબજો લઈ લેવો

હવે, જે જમીન ઉપર મકાનો બાંધેલાં હતાં તે જમીન હિંદીઓને નનાણું ભરસને પટ્ટે આપી હતી એટલે એ જમીનના નાણાં હિંદીઓને મળવાં જોઈએ અને ઘરખર્ચ મળવું જોઈએ મ્યુનિસિપાલિટી જે રકમ નક્કી કરે તે ઘરધણીને મંજૂર ન હોય તો એનો કેસ અદાલતમાં લઈ જવો જો ઘરધણીની માગણી વાજબી ઠરે તો વકીલનું ખર્ચ પણ મ્યુનિસિપાલિટીએ આપવું પડે આવો ત્યાંનો કાયદો હતો

મ્યુનિસિપાલિટીએ રકમ ઠરાવી મોટા ભાગના લોકોએ એ કબૂલ ન રાખી એમનો કેસ અદાલતે ગયો આશરે સિત્તેર જણાએ ગાંધીજીને પોતાના વકીલ રાખ્યા ગાંધીજીને કોઈ એમાંથી પૈસા

પેદા કરવા ન હતા એટલે એમણે કહી દીધુ 'જો તમે જીતશો તો કાય । પ્રમાણે વકીનતુ ખર્ચ મ્યુનિસિપાનિટીએ આપવુ પડ઼ે એ મારે માટે પૂરતુ છે તમારે તો હાગ થાય કે જીત જણદીઠ મને દસ પાઉંડ આપવા એમાથી અર્ધી રકમ હું ગરીબોને સારુ ઇસ્પિતાન બાધવામા કે એવા કોઈ ધર્માદાના કામમા વાપરીશ'

આ ઠગવથી સૌને સ તોષ થયો એ લોકોમા મોટા ભાગના બિહાર તથા મદ્રાસપ્રાતના ગિરમીટમાથી છૂટા થયેના મજૂરો હતા તેઓ સ્વતત્ર ધધો ચનાવતા હતા તેમણે એક મડળ સ્થાપ્યુ હતુ તેમનામાં કેટનાક ઉદાર દિનના નીતિવાન ભાઈઓ પણ હતા જે બદ્રીએ પોતાની જિંદગીભરની કમાણી ગાધીજીને સોપેની એ એમનો મોટો આગેવાન હતો એણે સત્યાગ્રહમા ભાગ લીધેનો અને જેલ પણ ભોગવી હતી આ કેસમા ગાધીજીએ તેમનો ખૂબ પ્રેમ મેળવ્યો એ સૌ ગાધીજીને 'ભાઈ'ના વહાનસોના નામથી ઓળખતા

આ હિ દી ભાઈઓના કેસ પાછળ ગાધીજીએ સારી પેઠે મહેનત લીધી લગભગ સિત્તેર કેસમાથી ફક્ત એકમા જ હાર થઈ મ્યુનિસિપાનિટીને હિ દીઓને જમીનની કિ મત ચૂકવવી પડી અને તેમના વકીન તરીકે ગાધીજીની ફી ભરવી પડી એક સિવાય બધા કેસમા જીત થઈ એટને ફીની ર મ પણ મોટી થઈ પડી

એ વખતે 'ઇન્ડિયન ઓપીનિયન'ને નાણાની બહુ ભીડ હતી અને ગાધીજી મદદ કરે તો જ એ છાપુ ચાની શકે તેમ હતુ ગાધીજીએ ફીની ર મમાથી ૨૪૦૦૦રૂપિયાનો ચેક છાપાને મોકની દીધો

દેશમા આવ્યા ત્યા સુધી ગાધીજીએ છાપુ ચનાવ્યુ આજે એમના દી રા મણિનાન ગાધી એ છાપુ ચનાવે છે

## ૫

# જીવલેણ મરકી વચ્ચે

જોહાનિસબર્ગની આસપાસ સોનાની ખાણો આવેલી છે. એમાં હબસી તથા હિંદીઓ સાથે કામ કરતા હતા. તેમાંના ત્રેવીસ હિંદીઓ એક સાંજે ભયંકર મરકીનો ચેપ લઈને ઘેર આવ્યા. એમનું રહેઠાણ હજી પેલા 'વાડા'માં જ હતું.

છાપાના ઘરાક બનાવવા મદનજીત 'વાડા'માં ફરતા હતા ત્યાં એમણે આ દરદીઓને જોયા. એમનું હૈયું વલોવાઈ ગયું. તેમણે ગાંધીજીને ચિઠ્ઠી લખીને ખબર મોકલ્યા.

ચિઠ્ઠી મળતાં જ ગાંધીજી સાઈકલ પર દોડી ગયા. મદનજીતે એક ખાલી પડેલા મકાનનું તાળું તોડીને તેનો કબજો લીધો હતો. ગંદાં ને સાંકડાં ઘરમાં બીજાને ચેપ લાગે તે પહેલાં ગાધીજી અને મદનજીતે દરદીઓને એ મકાનમાં લાવીને સુવાડ્યા. દાક્તરને જાણ કરી. તેઓ પણ દોડી આવ્યા.

ત્રેવીસ દરદીઓ અને સારવાર કરનાર ફક્ત ત્રણ જણ! પહેલી રાત બહુ ભયંકર ગઈ. ગાંધીજીએ કોઈ વાર મરકીના દરદીની સારવાર કરેલી નહિ. મરકીનો ચેપ તો તરત લાગે, પણ સેવા કરનારને મોતનો ડર રાખ્યે કેમ પાલવે? પણ ત્રણ જણા ત્રેવીસ દરદીઓને પહોંચી શકે તેમ ન હતું. ગાંધીજીની ઑફિસમાં ચાર હિંદી કારકુન હતા. તેઓ કુંવારા હતા. ગાંધીજીને મન એ

દીકરા સમાન હતા તેમને આ સંકટમા હોમવાનો ગાધીજીએ વિચાર કર્યો એમને વાત કરી તેઓ તરત જ તૈયાર થઈ ગયા ગાધીજીને કહે 'જ્યા તમે, ત્યા અમે'

રીચ કરીને ગોરા સાથી હતા તે પણ ઝપલાવવા તૈયાર થયા પણ એમનો પરિવાર મોટો હતો એટલે ગાધીજીએ તેમને રોક્યા.

પહેલી રાત ભયકર હતી ડાક્તર ભારે હિંમતવાન હતા. તેમની હિંમતે સૌને નીડર બનાવી દીધા દરદીઓની કશી ઝાઝી સેવા થઈ શકે તેવુ ન હતુ. તેમને દવા આપવી, આશ્વાસન આપવુ, પાણી–બાણી આપવુ, તેમનુ મેલુ સાફ કરવુ, આટલુ જ થઈ શકે તેમ હતુ. પણ જીવલેણ મરકી વચ્ચે કામ કરવાનુ હતુ. ડાક્તર અને મદનજીતની હિંમત કરતા પેલા ચાર જુવાનિયાઓની હિંમત થી ગાધીજીના હરખનો પાર ન રહ્યો.

રાત જેમ તેમ પસાર કરી એ રાતે તો એક દરદી પણ ગુમાવવો ન પડ્યો.

બીજે દિવસે એક મોટા ગોદામનો કબજો ગાધીજીને મળ્યો તેમણે દરદીઓને ત્યા ફેરવવાના હતા પણ ગોદામ લાબા વખત થી પડતર હતુ' મ્યુનિસિપાલિટીએ એ સાફ ન કરાવી દીધુ ગાધીજી અને તેમના સાથીઓએ જાતે એ સાફ કર્યુ, ઉદાર દિલના હિંદીઓ પાસેથી ખાટલા મેળવ્યા અને કામચલાઉ ઇસ્પિતાલ ઊભી કરી. મ્યુનિસિપાલિટીએ એક નર્સ મોકલી અને દારૂનો એક બાટલો મોકલ્યો. દરદીને વારવાર દારૂની પ્યાલી આપવી એવી ડાક્તરની ભલામણ હતી નર્સ ભલી હતી. એને દરદીઓને અડવાથી ચેપ લાગવો એવો ભય ન હતો. પણ ગાધીજીએ કહ્યુ 'તમને અમે જોખમમા મૂકવા નથી માગતા. તમે સૂચના આપશો તે પ્રમાણે અમે સારવાર કરશુ'

ચેપમાંથી બચવા ગાંધીજીને તથા બીજા ભાઈઓને નર્સ દારૂ પીવા સમજાવતી એ પોતે ચેપમાંથી બચવા થોડો પીતી ગાંધીજી કે એમના કોઈ સાથી તો દારૂને અડકે જ ના? ચેપ લાગવો હશે તો લાગશે-ભગવાનની જેવી મરજી!

દરદીઓમાં પણ જેમને દારૂ ન લેવો હોય તેને છૂટ હતી. એવા ત્રણ દરદી નીકળ્યા. ગાંધીજીએ તેમની ઉપર પોતાના માટીના પ્રયોગ અજમાવ્યા. દુખાવા ઉપર માટી મૂકવા લાગ્યા. એ ત્રણમાંથી બે દરદી બચ્યા. બાકીના બધા મરકીનો ભોગ બન્યા. વીસ દરદી તો એ ગોદામમાં જ રામશરણ થયા

દરમિયાન મ્યુનિસિપાલિટીએ શહેરથી સાત માઈલ દૂર મરકીની દરિપતાલ માટે તંબૂ ઊભા કર્યા અને પોતે બધી વ્યવસ્થા ઉપાડી લીધી. એટલે ગાંધીજી અને તેમના મિત્રો એ કામમાંથી ફારેગ થયા.

પેલી ભલી નર્સને ચેપ લાગ્યો અને તે મરકીનો ભોગ બની. ગાંધીજી ને એમના સાથીઓને ઈશ્વરે ઉગારી લીધા.

બે દરદીઓ માટીના પ્રયોગથી બચ્યા અને તેથી ગાંધીજીને એની ઉપર વિશ્વાસ વધ્યો, અને દારૂ પીવાથી ચેપ નથી લાગતો એ એક વહેમ છે એમ ખાતરી થઈ.

## ૬

# 'ઢેઢ'વાડાની હોળી કરી

હિંદીઓના વાડાઓમા મરકી ફાટી નીકળશે અને તેનો ચેપ શહેરને લાગશે એવી બીક લાગી. હિંદીઓના આરોગ્ય માટે મ્યુનિસિપાલિટીને બહુ દરકાર ન હતી, પણ ગોરાઓના રક્ષણ માટે તેણે ચાંપતા પગલા લેવા માડ્યા. પાણીની માફક પૈસા ખરચ્યા. મ્યુનિસિપાલિટીએ એવો ઠરાવ કર્યો કે શહેરથી તેર માઈલ દૂર ખુલ્લી જગામા તબૂ નાખી 'વાડા'ના હિંદીઓને ત્યા મોકલી દેવા. તબૂ ઊભા કરવામા, એટલા માણસોનુ સીધુ-સામાન પહોચાડવામા ગમે તેટલુ ખર્ચ થાય, અગવડ હોય તોપણ તે વેઠવા મ્યુનિસિપાલિટી તૈયાર હતી.

હવે કાયદેસર રીતે 'વાડા'ની જગા તો મ્યુનિસિપાલિટીની હતી. તેની કિંમત સૌને મળી ચૂકી હતી. એટલે વાડા ખાલી કરીને હિંદીઓ નવા જગ્યાએ તબૂમા રહેવા જાય કે તરત આખો વાડો સળગાવી મૂકવાનો મ્યુનિસિપાલિટીએ નિર્ણય કર્યો.

પણ એમ હુકમ થયા ભેગા સૌ ઘર સંકેલીને કેમ નીકળી શકે? ઘરવખરી શી રીતે ફેરવવી? કેટલાકે તો ઘરમા નાણા દાટી રાખેલા તેનુ શુ કરવુ? વળી એમ ખુલ્લામા બૈરા-છોકરા સાથે રહેવુ ફાવે કે ન પણ ફાવે તો શુ કરવુ? આવા સવાલોથી ગરીબ હિંદીઓ ખૂબ મૂઝાયા. મ્યુનિસિપાલિટીએ તો વાડો ખાલી કરવાનો હુકમ છોડ્યો અને કદાચ એમા હિંદીઓ સામા થાત તો ગોળીબાર કરવા વખત આવે એવી સ્થિતિ થઈ. આવી નાજુક પરિસ્થિતિમા ગાંધીજી મ્યુનિસિપાલિટીની મદદે ઊભા રહ્યા. હિંદીઓ ઉપર ગાંધીજીના પ્રેમની ભારે લાગવગ હતી. ગોરાઓની મદદ કરતા આવે વખતે એ જ વધારે કામ લાગતી.

ગાંધીજીએ હિંદીઓને તંબૂમાં જવા સમજાવ્યા. હિંદીઓએ પોતાની મુશ્કેલીઓ રજૂ કરી. સૌથી મોટી મુશ્કેલી પૈસા સાચવવાની હતી. ગાંધીજીએ બધી રકમ પોતાની પાસે રાખવાની જવાબદારી લીધી. તેમણે મજૂરોને કહ્યું 'એ પૈસા તમારી પેટીમાં પડ્યા છે એમ માનજો.' વિશ્વાસુ ભોળા મજૂરો બોલી ઊઠ્યા 'તમારા ખોળામાં અમારા માથા પણ સલામત છે.'

પૈસા સાચવવા એ કંઈ સહેલું કામ ન હતું. જુદા જુદા માણસોના પૈસા, તેમાં ગીની, રૂપાનાણું, તાંબાનાણું પણ હતું. ગાંધીજીએ પોતાની જાણીતી બેંકના મેનેજરને આ પૈસા સાચવવા વિનંતિ કરી. પહેલાં તો એણે ના પાડી. મરકીવાળી જગ્યાના પૈસા લેવામાં તેને ચેપ લાગવાનો ભય હતો. ગાંધીજીએ કહ્યું 'પૈસા જંતુનાશક દવાથી ધોઈને આપશું.' એટલે તેમણે હા પાડી

ગાંધીજી ઉપરના વિશ્વાસને લીધે જિંદગીભર પાઈ-પૈસો કરીને એકઠું કરેલું ધન સૌએ ગાંધીજી આગળ મૂકી દીધું. ધનનો ઢગલો થયો. એનો હિસાબ રાખવા સારુ ગાંધીજીએ પોતાના ખર્ચે માણસો રાખ્યા. બધા મળીને લગભગ નવ લાખ રૂપિયા ગાંધીજીએ બેંકમાં જમા કરાવ્યા

પછી ઘરવખરી લઈને સૌ ખાસ ટ્રેનમાં બેઠા. તેમને તંબૂઓમાં પહોંચાડ્યા. ચોવીસ કલાક તો કોઈને ચેન ન પડ્યું. પણ ગાંધીજીએ સૌને ફરી ફરીને સમજાવ્યા. ધીમે ધીમે એમને ફાવી ગયું

ગાંધીજી રોજ સાઇકલ ઉપર એક આંટો ત્યાં જઈ આવતા. પછી તો ગાંધીજી જાય અને જુએ ત્યારે સૌ રમતગમત અને ભજન-કીર્તનમાં મસ્ત બન્યા હોય.

મ્યુનિસિપાલિટીએ આખા વાડાને આગ લગાવી દીધી. જોહાનિસબર્ગ મરકીના ભયમાંથી બચી ગયું અને હિંદી મજૂરો ગાંધીજીની મદદથી ગોરાઓના ત્રાસમાંથી બચ્યા

૭

# સાચું જીવન

ગાંધીજી મરકીના કામમાંથી નવરા થયા તરત જ તેમને આપના કામસર ડરબન જવાનું થયું મદનજીત મરકીના કામે ગાંધીજી સાથે રોકાઈ ગયા હતા તેમને બદલે છાપાનું કામ વેસ્ટ નામના એક ગોરા જુવાન સંભાળતા હતા

વેસ્ટ અને પોલાક એ બંને ગોરા જુવાનો સચ્ચા, પ્રમાણિક સાફ દિલના અને બાહોશ હતા ગાંધીજી તરફ બંનેને ખૂબ માન હતુ. ગાંધીજી તેમને નાના ભાઈ સમાન ગણતા હતા વેસ્ટ ડરબનમાં છાપું સંભાળતા હતા અને પોલાક હજી જોહાનિસબર્ગની ઓફિસમાં આવતા-જતા થયા હતા છતા ગાંધીજીના વિચારો સાથે એમનો એવો મેળ મળી ગયો કે વરસોની જૂની ઓળખાણ હોય તેમ લાગતુ હતુ

ગાંધીજી ડરબન જવા ઊપડ્યા ત્યારે પોલાક સ્ટેશન મૂકવા આવ્યા હતા તેમણે એક નાની ચોપડી ગાંધીજીના હાથમાં મૂકી અને કહ્યુ 'રસ્તામાં આ પુસ્તક તમે વાંચી જજો તમને ગમશે'

ગાંધીજીએ પુસ્તક લીધુ ગાડી ઊપડી પોલાક રામરામ કરી ઘર તરફ વળ્યા અને ગાંધીજીએ બિસ્ત્રા પર લંબાવીને ચોપડી હાથમાં લીધી જોહાનિસબર્ગથી ડરબન ચોવીસ કલાકનો રસ્તો હતો રસ્તામાં ચોપડી પૂરી કરી હાથમાં લીધા પછી નીચે મૂક-

વાનું મન ન થયું એવી અદ્ભુત એ ચોપડી હતી. વિલાયતના જાણીતા તત્ત્વજ્ઞાની રસ્કિનની એ લખેલી હતી. એનું નામ 'સર્વોદય' હતું. એ પુસ્તકમાં ત્રણ વાત મુખ્ય હતી:

૧ સૌના ભલામાં આપણું ભલું છે.

૨ વકીલ તેમ જ વાળંદ બંનેનાં કામની કિંમત એકસરખી હોવી જોઈએ, કેમકે આજીવિકાનો હક બધાને એકસરખો છે.

૩ સાદું મજૂરીનું–ખેડૂતનું જીવન જ ખરું જીવન છે.

આ ત્રણમાં પહેલી વાત ગાંધીજી જાણતા હતા, બીજી થોડી થોડી સમજતા હતા, ત્રીજીનો તેમણે વિચાર જ કર્યો ન હતો.

આ નાનકડા પુસ્તકે ગાંધીજી ઉપર જાદુઈ અસર કરી. વાંચ્યું, વિચાર્યું અને ગળે ઊતર્યું એટલે તેનો તરત અમલ કરવો એ તો ગાંધીજીના હાડમાં મૂળથી હતું. ગાડી સાંજે ડરબન પહોંચી. એ આખી રાત ગાંધીજીને ઊંઘ ન આવી. એ પુસ્તકના જ વિચારો આવ્યા કર્યા.

સવાર પડ્યું અને એ વિચારોનો અમલ કરવા ગાંધીજી તૈયાર થયા.

## ૮

# ફિનિક્સ આશ્રમ

સવારમા ઊઠીને તરત ગાધીજીએ વેસ્ટને બોલાવ્યા પેલી ચોપડીની વાત કરી 'એમા લખ્યુ છે એવુ જીવન આપણે જીવવુ છે. તમને ગમે કે નહિ?'

વેસ્ટ કહે 'કેમ નહિ? મને તો બહુ જ ગમે!'

ગાધીજી કહે 'તો આપણે છાપખાનુ અહીંથી ઉઠાવીને જગલમા લઈ જઈએ ડરબનથી બહુ પાસે નહિ ને બહુ દૂર નહિ એટલામા જમીન ખરીદીને ત્યા મકાન બાધીએ ત્યા સૌએ સાથે રહેવુ, સૌનુ ખાધ-ખરચ સરખુ રાખવુ, ઓછામા ઓછુ પિસ્તાલીસ રૂપિયાનુ ખર્ચ દરેકનુ ગણવુ આમા ગોરા-કાળાનો કશો ભેદ ન રાખવો

વેસ્ટને ગાધીજીની આ યોજના ગમી પણ છાપખાનામા તો બીજા દસેક માણસો હતા ગાધીજીએ તેમની પાસે આ વાત મૂકી. મદનજીતને એ વાત ગળે ન ઊતરી એ તો કહે 'મે મારી જાત ઘસીને આ છાપખાનુ ઊભુ કર્યું છે તે તમારા આવા તરગી સાહસથી ધૂળધાણી થઈ જશે. છાપુય નહિ ચાલે અને આ બધા કામગારો થોડા વખતમા ભાગી જશે'

છતાં ગાંધીજી પોતાના નિર્ણયને વળગી રહ્યા. છગનલાલ ગાંધી, ગોવિંદસ્વામી અને બીજા કામદારો ગાંધીજી સાથે જંગલમાં વસવા તૈયાર થયા.

ડરબનથી તેર માઈલ દૂર, ફિનિક્સ સ્ટેશનથી અઢી માઈલ છેટે ખેતીવાડી થઈ શકે તેવી ફળદ્રુપ જમીન વેચાઉ હતી. ગાંધીજી એ જમીન જોવા ઊપડ્યા.

જ્યાં નજર નાખો ત્યાં હરિયાળું ઘાસ દેખાય. ચોમેર છૂટાં છવાયાં ઝુલુઓનાં ઝૂંપડાં પડ્યાં હતાં. જમીન ઉપર આંબા, સંતરાં, નારંગી, જામફળ, શેતૂર વગેરેનાં કેટલાંક જૂનાં ફળ-ઝાડ હતાં. જમીન ઊંચીખરી ઊંચી-નીચી હતી. કેટલીક જમીન સાવ ઉજ્જડ હતી. તેમાં સેંકડો વરસથી કોઈ દિવસ હળ કે કોદાળી ફર્યાં ન હતાં. ચોમાસામાં ત્યાં ઊંટ ઓરાઈ જાય તેટલું ઊંચું ઘાસ ઊગી નીકળતું અને તેમાં ભયંકર ઝેરી સર્પો પડ્યા રહેતા. નજીકમાં પાણીનો ખળખળ વહ્યો જતો ઝરો હતો. એ ઝરાને કાંઠે મોટાં જંગની ઝાડ સૂરજ-ચંદ્રના અજવાળાં રોકીને ઊભાં હતાં. ઝરા ઉપર તડકો ભાગ્યે જ દેખાતો. એ ઝાડ ઉપર બાર-બાર પંદર-પંદર ફૂટ લાંબા સાપ લટકતા જોવામાં આવતા. આવી ભયાનક ઝાડીની અંદરથી બુલબુલના મીઠાં ગાન સંભળાતાં. રંગબેરંગી પક્ષીઓ આનંદથી ઊડતાં મધુર કલરવ કરતાં હતાં. ત્યાંની હવા ખુશનુમા હતી. વરસમાં સાત-આઠ મહિના થોડોઘણો વરસાદ વરસ્યા જ કરતો. કોઈ વાર ધોધમાર મુશળધાર વરસાદ પડતો તો કોઈ વાર ઝીણી ઝરમર આનંદ આપતી. આવી ભયંકર અને સુંદર જગ્યા ગાંધીજીને પસંદ પડી ગઈ. પંદર હજાર રૂપિયા આપીને એકસો એકર જમીન તેમણે ખરીદ કરી અને પોતાના સાથીદારો સાથે જઈને ત્યાં તંબૂ તાણ્યા.

આખું છાપખાનું ત્યાં લઈ જવાનું હતું. દસ–બાર કુટુંબો રહી શકે તેટલાં મકાનો અને છાપખાના માટે મોટું કારખાનું બાંધવાનું હતું. સૌ એ કામમાં વળગી ગયાં.

શેઠ રુસ્તમજી–પારસી ગાંધીજીના આવા સાહસમાં કાયમ ભાગીદાર થતા. તેમને ગાંધીજીની આ નવા રચનાશ્રયી જીવનની વાત ગમી ગઈ. તેમણે એક મોટા ગોડાઉનના પતરાં પડ્યાં હતાં તે ગાંધીજીને મફત આપ્યાં. ગાંધીજીએ બોઅર યુદ્ધ વખતે ટુકડી ઊભી કરેલી તેમાં સામેલ થયેલા કેટલાક હિંદી સુતારો અને કડિયા સનાગ ગાંધીજીની મદદમાં આવી પહોંચ્યા. તેમની મદદથી જાત મજૂરી કરીને પહેલાં કારખાનું બાંધવાનું શરૂ કર્યું. વેસ્ટ અને બીજા ભાઈઓ શરીરને જોખમે કડિયા–સુતાર વગેરેની સાથે જઈ વળગ્યા. એક મહિનામાં મકાન તૈયાર થઈ ગયું. એ પંચોતેર ફૂટ લાંબું અને પચાસ ફૂટ પહોળું હતું.

મુખ્ય મકાન તૈયાર થયું એટલે છાપખાનાનો ઘણોખરો સામાન ગાડાં વાટે ફિનિક્સ લઈ ગયા. ફક્ત એક અઠવાડિયું છાપું બીજા છાપખાનામાં છપાવવું પડ્યું. ત્યાં તો અહીં નવા કારખાનામાં સંચા અને બીબાના ઘોડા ગોઠવાઈ ગયા અને કામ ચાલુ થયું. આટલી ઝડપથી કામ ઉપાડવામાં ગાંધીજીએ ભારે જહેમત ઉઠાવી હતી.

ગાંધીજીની સાથે દેશમાંથી જે સગાસંબંધી આવેલા તેઓ ફરતા જગતમાં હાટ માંડીને વેપાર–રોજગારમાં વળગી ગયા હતા. ગાંધીજીએ એ લોકોને વેપાર–ધંધા સંકેલી આ નવા જીવનની મોજ માણવા લલચાવ્યા. મનુષ્ય–જીવનની ખરી મજા આમાં જ રહેલી છે એમ ગાંધીજી સમજાવવા લાગ્યા. તેમાંથી કેટલાક સમજ્યા અને સર્પ કાંચળી ઉતારે તેમ માયા–મૂડીનો મોહ છાડી ગાંધીજી સાથે આશ્રમજીવનમાં ભળી ગયા. તેમાં

મગનલાલ ગાંધી પણ હતા. તેઓ જેમાં પડે તેમાં આરપાર નીકળી જતા. તેમની બુદ્ધિ તેજ હતી. તેઓ નવી વસ્તુ તરત પકડી લેતા. તેમના હાથમાં કારીગરી હતી તેથી કોદાળી, પાવડો, ઘણ, હથોડી, કરવતી, વાંસલો–જે ઓજાર પકડે તે તેમના હાથમાં ભળી જતું. બીબાં ગોઠવવાના કામમાં એવા પાવરધા બન્યા કે તેમાંય તેમને કોઈ ન લગે. તેમનું શરીર કસાયેલું હતું, મહેનતથી કાયર ન થાય તેવું મજબૂત મન હતું, અને ગીતા–રામાયણથી તરબોળ બનેલું ભક્તિભીનું હૃદય હતું. ગાંધીજીના સાથીઓમાં તેમનો નંબર પહેલો હતો. ગાંધીજીના વિચારોને સફળ કરવામાં તેમણે જીવતર ધન્ય માન્યું હતું.

આમ ફિનિક્સનું મંડળ વધવા લાગ્યું.

૯

## પહેલી રાત

છાપખાનું લાવીને ગોઠવ્યું તો ખરું પણ પહેલો અંક કાઢવામાં ભારે કમોટી થઈ. સંચા ચલાવનારું ઑઈલ એંજિન ત્યાં લઈ આવ્યા હતા અને કદાચ એ અટકી પડે તો હાથે ચલાવવાનો ઘોડો પણ આણ્યો હતો.

ચોકઠું બાંધીને તૈયાર કર્યું. પણ એંજિન ચાલુ કરવા માંડયું તો તેણે ચાલવાની ના પાડી. એંજિન ગોઠવી આપવા અને ચાલુ કરી દેવા એક ઇજનેરને બોલાવ્યો હતો. તેણે અને વેસ્ટે ખૂબ મહેનત કરી, પણ કેમે કર્યું એંજિન ચાલે જ નહિ. હવે શું કરવું? સૌ મૂંઝાઈને બેઠા. વેસ્ટ નિરાશ થઈને આખરે ગાંધીજી પાસે ગયા. બીની આંખે તેમણે કહ્યું: 'એંજિન ચાલતું નથી. આ વખતે આપણો અંક વખતસર નહિ નીકળી શકે.'

ગાંધીજી વેસ્ટને શાંત પાડતાં બોલ્યા: 'આપણો કશો ઉપાય ન જ ચાલે તો આપણે લાચાર છીએ. પણ તેમાં આંસુ ઢાળવાની જરૂર નથી. હજી કોઈ રસ્તો હોય તો આપણે જોઈએ.' આમ કહેતાં ગાંધીજીને પેલો હાથે ચલાવવાનો ઘોડો યાદ આવ્યો. 'આપણો પેલો ઘોડો કામ ન આપે?' વેસ્ટ કહે: 'આપે, પણ એને ચલાવનાર માણસો જોઈએ. આપણે આટલાથી એ ચાલી ન શકે. વારાફરતી ચાર-ચાર જણા બદલાયા કરે ત્યારે કામ પૂરું થા—'

સુતારી કામ ચાલતુ હતુ એટલે સુતારો ત્યા જ સૂતા હતા બીજા કામ કરનારા સૌ થાકીને લોથ બની ગયા હતા ગાધીજીએ વેસ્ટને પૂછ્યુ 'એ સુતારોને મદદમા ન લેવાય ? આજની રાત આપણે સૌ ઉજાગરો કરશુ આપણે હજી આટલો પ્રયાસ કરવો જોઈએ '

વેસ્ટ કહે 'એ મિસ્ત્રીઓને ઉઠાડવાની ને કામે વળગાડવાની મારી હિંમત નથી. અને આપણા થાકેલા માણસોને પણ કેમ કહેવાય ?'

ગાધીજીએ તરત જવાબ વાળ્યો 'એ મારુ કામ સૌ તૈયાર થાય તો આપણે કામ પાર પાડી દઈએ ' ગાધીજીએ સુતારોને ધીમે રહીને જગાડયા, એંજિન ખોટકાયાની વાત કરી અને તેમની મદદ માગી ગાધીજીને વધારે કશો વિનવણી કરવી ન પડી તેઓ તરત તૈયાર થયા 'આવે ટાણે અમે તમારે કામ ન આવીએ તો અમે માણસ શેના ? તમે આરામ લ્યો અમે ઘોડો ચલાવી દઈશુ અમને એમા મહેનત લાગે તેમ નથી '

છાપખાનાના માણસો ઉજાગરો કરવા તૈયાર જ હતા વેસ્ટના આનંદનો પાર ન રહ્યો સુતારોની સામે ઘોડો ચલાવવા ગાધીજી ઊભા રહ્યા બીજા વારાફરતી બદલાવા માડયા કામ નીકળવા માડયુ

છાપુ વખતસર તૈયાર થઈ જશે એની ખાતરી થતા વેસ્ટ આનંદમા આવી ગયા તેમનો ઉદાસ બનેલો ચહેરો ખીલી ઊઠ્યો તેમણે કામ કરતા ભજન શરૂ કર્યુ

**'કર્દમ ભૂમિ કળણ ભરેલી ને ગિરિવર કેરી કરાડ,**
**ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ,**
**મને પહોચાડશે નિજ દ્વાર**

સૌ થાક તથા ઉજાગરાને ભૂલી કામ પાર પાડવા તત્પર *બન્યા હતા રાત સમસમાટી કરતી ચાલી જતી હતી એમ ને એમ*

રાત વીતી ગઈ અને વહાણું વાયું છતાં કામ હજી બાકી હતું થોડું કે અજવાળું થતાં ગાંધીજીએ વેસ્ટને કહ્યું ' હવે ઍન્જિનને જગાડીએ તો ? નિસનાં અજવાળામાં દાચ એ ઍન્જિન ચાલુ થઈ પણ જાય, તો આપણ કામ ઝટ પૂરું થાય !

વેસ્ટે જઈને ઍન્જિનેરને ઉઠાડયો એ જાગ્યો ઊઠીને સીધો એ જિનની ઓરડીમાં પેઠો શરૂ કરતાવેંત એ જિન ચાલવા માંડયું હર્ષના પોકારથી આખું છાપખાનું ગાજી ઊઠ્યું એક જણ કહે ' આમ કેમ થયું હશે ? રાતે આટઆટલી મહેનત કરી તોય ન ચાલ્યું ને હવે જાણે કશો ખોટકો ન હોય તેમ ચાલવા લાગ્યું !'

' એ તો કેમ ખબર પડે ? પણ આ યંત્રોનાં કામ જ એવાં એનેય આગમ જોઈ તો હશે ?' વેસ્ટે કે ઍન્જિનેરે એવો ઉત્તર વાળ્યો, પણ ગાંધીજીને તો એમ જ લાગ્યું કે આપણી કસોટી કરવા સારુ એ જિન અટકીને ઊભું રહ્યું હતું અને આપણે ખરા દિલથી હાર્યા વિના મહેનત કરી તો તે ચાલવા માંડ્યું '

છાપું નિયમસર સ્ટેશને પહોંચ્યું સૌને નિરાંત વળી

છાપખાનાનું કામ ચાલુ થઈ ગયું એટલે સૌએ ધીમેધીમે પોતાને રહેવાની સગવડ કરવા માંડી આશ્રમમાં રહેનારા જુદી જુદી જાતના હતા બે ત્રણ અંગ્રેજ, ચાર પાંચ તામિલ, પાંચ સાત હિંદી ઓ વગેરે હતા ગાંધીજીએ છાપખાનાની આસપાસ સૌને ત્રણ ત્રણ એકર જમીન માપી આપી પોતાને માટે પણ એક ટુકડો માપી રાખ્યો એ જમીનમાં પોતપોતાને માટે સૌએ જાતમહેનતથી મકાનો બાંધવાનાં હતાં અને ફળઝાડ ઉગાડવાનાં હતાં મકાન બાંધવામાં સુતારની મદદ આપવામાં આવતી હતી

બધાની ઇચ્છા એવી હતી કે આપણે ખેડૂતને શોભે તેવાં ઘાસ માટીનાં અથવા ઇંટનાં ઓરડાં બાંધીએ, પણ તેમાં વખત

અને પૈસાનો ખરચ વધારે થતો હતો, એટલે નછૂટકે સૌએ પતરાંનાં ઘર બાંધવાં શરૂ કર્યાં. ભારે વરસાદને લીધે ભોંયતળિયે બારે માસ ભેજ રહેતો. જીવજંતુનો ભય તો હતો જ, એટલે બાર ઈંચના ઘેરાવાના ત્રણ-ચાર હાથ લાંબા થાંભલા દોઢ-બે હાથ જમીનમાં દાટી ઊભા કર્યા. તેની ઉપર વળીઓ જડી. માથે પાટિયાં જડી દીધાં. આમ ભોંયતળિયાથી ચાર-ચાર ફૂટ ઊંચી લાકડાની ભોંય તૈયાર કરી. બાજુમાં પતરાંની દીવાલો ઊભી કરી. માથે પાછી પાટિયાંની છત કરી. ઉપર પતરાં જડયાં. પતરાંની ભીંતોમાં કાચની બારીઓ પણ ગોઠવી હતી. આમ તો બધાં મકાન ઝૂંપડાં જેવાં જ હતાં, પણ શહેરના બંગલાઓ છોડીને પોતાની રાજીખુશીથી આવનારને મન આ મકાનો હવામહેલ જેવાં હતાં.

સૌની સાથે ફિનિક્સ આશ્રમમાં રહેવું, જાતમહેનતથી આજીવિકા મેળવવી, ધીમે ધીમે વકીલાત છોડી દેવી અને ફિનિક્સમાં રહ્યા રહ્યા જે સેવા થઈ શકે તે કરવી એમ ગાંધીજીએ વિચારી રાખ્યું હતું, પણ તેનો ધાર્યો અમલ ન થઈ શક્યો. જોહાનિસબર્ગનું કામ લાંબા વખત સુધી છોડી શકાય એમ ન હતું ને ફિનિક્સમાં હજી છાપખાનાનું કામ બરાબર પાટે ચડયું ન હતું. મકાન બંધાયાં ન હતાં. તેટલામાં આ નવાસવા કુટુંબને નવી વસાહતમાં છોડી ગાંધીજીને જોહાનિસબર્ગ જવું પડયું.

ગાંધીજી જોહાનિસબર્ગ ગયા ખરા, પણ એમનો જીવ ફિનિક્સમાં હતો.

## ૧૦

## માટીના ઉપચાર

હવે આફ્રિકામાં લાંબો વખત રહેવાનું થયું એટલે ગાંધીજીએ બાળબચ્ચાંને દેશમાંથી તેડાવ્યાં. સારો સથવારો જોઈને કસ્તુરબા બાળકો સાથે જોહાનિસબર્ગ આવી પહોંચ્યાં.

રસ્તામાં નાનો રામદાસ સ્ટીમરના કપ્તાન સાથે ખૂબ હળી ગયો હતો. તેની સાથે રમતાં રામદાસનો હાથ ભાંગ્યો હતો. કપ્તાને ખૂબ બરદાસ કરી હતી. દાક્તરે હાડકું સાંધ્યું હતું. એ જ્યારે જોહાનિસબર્ગ આવ્યો ત્યારે તેનો હાથ લાકડાની પાટલીઓ વચ્ચે બાંધી, રૂમાલની ઝોળીમાં અધ્ધર રાખેલો હતો. સ્ટીમરના દાક્તરે ભલામણ કરી હતી કે જખમ કોઈ દાક્તર પાસે ધોવરાવવો.

પણ એ વખતે ગાંધીજી માટીના પ્રયોગ ખૂબ જોરશોરથી ચલાવતા હતા. કબજિયાતને લીધે તેમનું માથું દુખતું તે રાતે પેટે માટી મૂકીને મટાડ્યું. મરકીવાળાને પણ માટી મૂકીને બચાવ્યા. જે અસીલોને ગાંધીજી ઉપર વિશ્વાસ હતો તેઓ પણ માટીના ઉપચાર કરતા હતા તો પછી રામદાસને માટે બીજું શું થાય? આઠ વરસના રામદાસને ગાંધીજીએ પૂછ્યું: 'હું તારો જખમ સાફ કરું તો તું ગભરાઈશ નહિ ને?'

રામદાસ હસીને કહે 'તમે સાફ કરો. હુ જરાય નહિ ગભરાઉં.'

ધ્રૂજતે હાથે ગાધીજીએ પાટો ખોલ્યો, જખમને સાફ કર્યો, ને સાફ કરેલી માટીની લોપરી મૂકી જેમ પહેના બાંધ્યો હતો તેમ પાટો બાધી લીધો. આમ હમેશા ગાધીજી જખમ ધોતા અને માટી મૂકતા મહિના–માસમા જખમ સાવ રુઝાઈ ગયો

આ પ્રયોગ પછી ગાધીજીનો માટીના ઉપચાર ઉપરનો વિશ્વાસ વધ્યો. તેમની હિંમત વધી ત્યાર પછી તો જખમ, તાવ, અજીર્ણ, કમળો વગેરે દરદમાં પણ ગાધીજી માટી અને પાણીના ઉપચાર છૂટથી કરવા લાગ્યા ઉપવાસ પણ કરાવતા નાનામોટા અનેક સ્ત્રીપુરુષો ઉપર તેમણે આ પ્રયોગ અજમાવ્યો અને તેમા ઘણી સફળતા મેળવી.

દિવસે દિવસે માટી, પાણી અને ઉપવાસ ઉપરની ગાધીજીની શ્રદ્ધા વધતી ગઈ

# ૧૧

## ગૃહસ્થજીવન

ડરબનના ઘર કરતા જોહાનિસબર્ગનું ઘર કસ્તુરબાને વધારે સારુ લાગ્યુ. શહેરના બહારના ભાગમા એક સારા ગણાતા લત્તામા ગાધીજીએ મકાન રાખ્યુ હતુ નવી ઢબના બંગલા-ઘાટનું એ મકાન દેખાવડુ પણ હતુ બે માળના એ મકાનમાં ઉપર-નીચે થઈને આઠ ઓરડા હતા. એ બીજાં મકાનોથી છૂટુ હતુ અને સામે સુંદર ટેકરીઓવાળી ખુલ્લી જગ્યા હતી મકાનની આસપાસ બગીચો હતો. માળ ઉપરના વરડામાથી ચોપાસનો દેખાવ રમણીય લાગતો હતો ઉનાળામાં ત્યા પથારી કરીને સૌ સૂતા પણ ખરા.

મકાન વિશાળ હતુ તેમ ગાધીજીનો પરિવાર પણ મોટો હતો

ગાધીજી, કસ્તુરબા, તેમના ત્રણ દીકરા, પોલાક, તારખાતામાં કામ કરતો એક જુવાન અંગ્રેજ, એક આશરે આવેલો હિંદી છોકરો—આટલા જણ એ મકાનમા રહેતા હતા એમા વિલાયતની પોલાકના પત્ની મીલીબેન આવ્યા એટલે ઘર ભરાઈ ગયુ.

ગાધીજીનો પહેરવેશ હજી બારિસ્ટરને છાજે તેવો જ હતો. બંગાળી-ઘાટની છોગાવાળી પાઘડી, સરસ ભાતીગળ કાપડનાં બનેલાં કોટ-પાટલૂન, અક્કડ કૉલર, ટાઈ અને બૂટ-મોજાં. આ એમનો પહેરવેશ હતો વકીલાત કરતા એટલે ધંધા પ્રમાણે પોશાક રાખે ,

હતો, પણ તેમનું મન ઝપાટાબંધ સાદાઈ તરફ જઈ રહ્યું હતું ઘરનું કામ-નજ પણ સૌ બને તેટલું હાથોહાથ કરી લેતા હતા કસ્તુરબાને તો મૂળથી હાથે કામ કરવાની ટેવ હતી બાળકોને અને મીનીબેનને નવી ટેવ પાડવાની હતી ગાંધીજીએ બાળકોને પોતાના હાથમાં લીધાં

બજારમાંથી પાઉં-રોટી લાવવાનું ગાંધીજીએ બંધ કર્યું હતું રોટી ઘર આગળ બનાવી લેવાનું શરૂ કર્યું. મિલમાં દળેલા લોટ કરતાં હાથે દળેલા લોટમાં કસ વધારે સચવાતો, તેમાં પૈસા પણ બચતા, અને હાથે દળવામાં કસરત મળે ને દળનારનાં શરીર મજબૂત થાય એ નફામાં—આમ વિચાર કરી ગાંધીજી સો રૂપિયા ખરચીને હાથે દળવાની ઘંટી લઈ આવ્યા એનું પડ બહુ વજનદાર હતું. એક માણસથી એ ફેરવાય તેમ ન હતું બે જણ સહેલાઈથી ફેરવી શકતા સવારમાં સાડા ૭ વાગે એટલે દળવા માટે સૌ તૈયાર થઈ જતા દળવામાં ગાંધીજી, પોલાક અને બાળકો મુખ્ય હતા કોઈ વાર કસ્તુરબા પણ આવતા અને મીલી બેન આવ્યા પછી તેઓ પણ આ લાભ લેતા દળવાનું કામ માંડ અર્ધો કલાક ચાલતું તેટલામાં ઘરજોગો લોટ દળાઈ જતો તેમાં કસરત પણ મળતી જ હતી. દળતા દળતા ઘંટીના અવાજને ઢાંકી દેતો સૌના હસવાનો ખડખડાટ અવાજ આખા ઘરમાં ગાજી રહેતો દળી લીધા પછી દોરડું કૂદવાની કસરત ચાલતી ગાંધીજી કૂદવામાં સૌને ટપી જતા

ઘર સાફ કરવા એક નોકર રાખ્યો હતો તે કુટુંબી જેવો થઈને રહેતો એના કામમાં ત્રણે બાળકો મદદ કરતા મ્યુનિસિપાલિટીનો નોકર આવીને પાયખાનું ઉપાડી જતો પણ પાયખાનાની ઓરડી સાફ કરવી, બેઠક ધોવી, વગેરે કામ ગાંધીજી અને ઘરના સૌ જાતે કરતા હતા

આખો દિવસ સૌ પોતપોતાના કામમા રોકાઈ રહેતા કસ્તુરબા રસોઈ કરતા તેમા સૌ બનતી મદદ કરતા મીલીબેન બાળકો ને બપોરે ભણાવતા ગાધીજી અને પોલાક ઑફિસે જતા

અને વાળુ વખતે આખુ કુટુબ ભેગુ થતુ ગાધીજીને મહેમાનગતિનો ભારે શોખ હતો રોજ કોઈ ને કોઈ મહેમાન હોય જ દરરોજ સાજના જમવામા દસ-પદર જણ થઈ જતા

ટેબલ ઉપર ઊજળા દૂધ જેવા ઓછાડ પથરાતા ફરતી ખુરસીઓમા સૌ જમનાર બેસતા ટેબલ પર ભોજનની વાનીઓ ગોઠવવામા આવતી વાનીઓ જુદી જુદી પણ સાદી બનાવવામા આવતી પહેલી વારના પિરસણામા બે-ત્રણ શાક, દાળ કઢી શેકેલી રોટી, મગફળી અગર બીજા એવા બીજનુ લસોટીને બનાવેલુ માખણ તથા જાતજાતની ચુબર, આટલુ પીરસાતુ બીજી વાર દૂધ ને ફળ લેવામા આવતા અને ત્યાર પછી કૉફી કે લેમન જેવુ ઋતુ પ્રમાણે ગરમ કે ઠડુ પીણુ પિવાતુ જમવામા કોઈ જરાય ઉતાવળ કરતુ નહિ સૌ શાતિથી ને લહેરથી એક કલાક સુધી જમતા જમતા જમતા અનેક પ્રકારની ચર્ચાઓ ચાલતી અલકમલકની વાતો સાથે ટોળટપ્પા ચાલતા ગાધીજી કોઈ રમૂજી વાત નીકળતા બાળકની માફક ખડખડાટ હસીને આખુ ઘર ગજવી મૂકતા

*

જોહાનિસબર્ગમા વકીલાતનો ધધો ધીકતો ચાલતો હતો તે વખતે ગાધીજી પાસે ચાર કારકુન હતા તેમનાથી કામને પહોચી વળાતુ ન હતુ એક ટાઈપ કરનારની જરૂર હતી એને માટે ગાધીજીએ છાપામા જાહેરાત આપી દક્ષિણ આફ્રિકામા એ જાતનુ કામ કરનાર મોટે ભાગે બાઈઓ જ હોય છે વિલાયતથી તાજી જ આવે

એક કુમારિકા આ કામ માટે ગાંધીજી પાસે આવી. ગાંધીજીએ તેને પૂછ્યું: 'તમને કાળા માણસના હાથ નીચે કામ કરવામાં અડચણ નથી ને?' તેણે મક્કમ જવાબ આપ્યો: 'મુદ્દલ નહિ.'

'તમને પગાર કેટલો જોઈશે?'

'અઠીસો રૂપિયા તમને વધારે લાગશે?' ગાંધીજી કહે: 'ના. જો તમે ધાર્યું કામ આપશો તો એટલો પગાર હું ખુશીથી આપી શકીશ. તમે ક્યારથી કામે ચડી શકશો?'

'તમે કહો તો હમણાં જ.'

ગાંધીજી બહુ રાજી થયા. તેમણે એ જ વખતે એ બહેનને સામે બેસાડી અને કાગળો લખાવવાનું શરૂ કર્યું.

એ બહેનનું નામ ડિક હતું. તેણે પોતાના કામથી ગાંધીજીને ખૂબ સંતોષ આપ્યો. એના કામમાં કદી ભૂલ ન પડે. એને કોઈ વાર ઊંચે સાદે કહેવું ન પડે. એના હાથમાં ગાંધીજીએ હજારોનો વહીવટ સોંપ્યો હતો. ડિક ગાંધીજીને પોતાના વડીલ તરીકે માનતી અને ગાંધીજી ડિકને દીકરીની માફક રાખતા. તેનું મન ગાંધીજીએ જીતી લીધું હતું તેથી પોતાનો પતિ પસંદ કરવામાં પણ ડિકે ગાંધીજીની સલાહ લીધી. ગાંધીજીએ જ એને પરણાવી અને કન્યાદાન પણ દીધું. લગ્ન થયાં એટલે તે ઑફિસમાંથી છૂટી થઈ. છતાં ભીડને પ્રસંગે એ અર્ધે રાત્રે આવીને ઊભી રહેતી.

ડિકને બદલે એ જ કામ માટે માણસની જરૂર હતી તે તરત મળી ગયું. એનું નામ સ્લેશિન હતું. એ બહેન ખૂબ તેજ હતી. કોઈની એને પરવા ન હતી. એનું અપમાન કરવાની કોઈની હિંમત ન ચાલે. એને અંગ્રેજી સરસ આવડતું હતું. એ બહેન વિશ્વાસુ અને વફાદાર હતી. એ કાંઈ ગાંધીજી પાસે નોકરી કરવા નહોતી આવી. એને તો જુદા જુદા અનુભવ મેળવવા હતા. ગાંધી-

જીના વિચારો એને ગમતા હતા પગાર પણ એ ઓછો લેતી. નેવું-એ રૂપિયા એને પૂરતા થઈ રહેતા. કોઈ વાર ગાંધીજી કહે: 'તમે વધારે પગાર લ્યો.' તો એકદમ ચિડાઈ જાય. 'શુ હું પગાર માટે રહી છું ? મને તો તમારી સાથે આ કામ કરવું ગમે છે અને તમારા આદર્શો ગમે છે તેથી રહી છુ !' સ્લેશિનને પણ ગાંધીજીએ દીકરી ગણીને સાચવી હતી એ બહેન જેવી બહાદુર તેવી જ પવિત્ર હતી.

આમ ગાંધીજીના કુટુંબમાં ગોરાં સ્ત્રી-પુરુષો પણ ઘણાં હતાં.

## ૧૨

## જખમી ઝુલુની સારવાર

ગાંધીજી ઘર માંડીને કંઈક થાળે પડ્યા ત્યાં ઘર વીંખવાનો પ્રસંગ આવીને ઊભો રહ્યો. શાંતિથી ઘર માંડીને કુટુંબ સાથે રહેવાનું તેમના નસીબમાં જાણે લખ્યું જ ન હતું. તેમનો અવતાર ગરીબ, નિરાધાર અને દુખિયાંની સેવા કરવા માટે અને અન્યાયી-જુલમીની સાથે ધર્મયુદ્ધ કરવા માટે હતો.

આફ્રિકાના મૂળ વતનીઓને ઝુલુ કહેતા. એ લોકો બીચારા ગોરી સરકાર સામે થઈ શકે તેવા ન હતા. ગોરાની બંદૂકથી પહાડ જેવા ઝુલુ દબાઈ ગયા હતા. પણ સરકારે અન્યાયી કર નાખેલો તે ભરવાની એક ઝુલુ સરદારે ના પાડી અને બીજાને કર ન આપવા સમજાવ્યા. એક ગોરો સાર્જંટ કર ઉઘરાવવા આવ્યો તેને કાપી નાખ્યો. બસ, આટલી વાતમાં સરકારે કીડી ઉપર કટક ચડાવ્યું. ઝુલુઓને ધાકધમકી અને સંગીનની અણીથી જેર કરવા માડ્યા. કેટલાક સામા થયા તેમને ગોળીએ વીંધ્યા. આને સરકારે 'ઝુલુઓનો બળવો' એવું નામ આપ્યું. છાપાંઓમાં એની બળવા અથવા યુદ્ધરૂપે જાહેરાત થઈ.

કોઈ પણ દેશમાં જ્યારે સરકાર યુદ્ધે ચડે ત્યારે તે સરકારના લાભ ઉઠાવનાર પ્રજાએ તે યુદ્ધમાં ભરતી થઈ પોતાની સરકારને મદદ કરવી જોઈએ, સરકારના વાંકને બહાને પોતાની નબળાઈ

હાકી જટકવુ ન જોઈએ, એવા વિચાર ગાધીજીના તે વખતે હતા અને આજે પણ છે વળી ગાધીજીને માટે બીજી રીતે પણ ધમ સકટ હતુ તે વખતે પણ પોતે અહિંસાના ઉપાસક હતા પરતુ તેમને લાગ્યુ કે અહિસાનુ બહાનુ કાઢી બીકણ હિદીઓ યુદ્ધના પરાક્રમથી છટકે એ ઠીક નથી આજે હવે યુદ્ધો જડ માણસાઈ વિનાના થઈ ગયા છે, તેમા ધર્મનો છાટો રહ્યો નથી, તેથી જ તેમણે વિચાર બદલ્યો છે

જે દેશમા પ્રજા અને સરકાર એક રગના હોય ત્યા આ માન્યતા કુદરતી લાગે છે, પણ આપણી જેમ જે પ્રજાઓને પર દેશી સરકાર નીચે જીવવુ પડે છે તેમને એ માન્યતા સમજવી મુશ્કેલ પડે છે પરાધીન પ્રજાઓને તો સરકાર સાથે અનેક નાની-મોટી બાબતોમા અપ્રીતિ હોય જ તે સકટમા આવી પડે ત્યારે મનમા એક પ્રકારનો આનદ પણ થાય પણ ગાધીજી માને છે કે સરકાર તરફ આપણો ગમે તેવો અભાવો હોય છતા જો આપણે તેની દરેક પ્રકારની સગવડો ભોગવતા હોઈએ તો યુદ્ધકાળે તેને વફાદાર રહેવાની આપણી પ્રજા તરીકેની ફરજ છે આપણે હિદી ઓ લાબા વખતની પરદેશી ધૂસરી નીચે રહેવાથી બીકણ થઈ ગયા છીએ અને યુદ્ધના નામથી નાસીએ છીએ તે કલકથી બચવા તથા સ્વરાજ્યના હકને લાયક થવા આપણે હિદીઓએ તો સરકારના યુદ્ધમા ભાગ લેવો જ જોઈએ એમ ગાધીજી એ વખતે માનતા હતા આજે અગ્રેજ સરકાર કોઈ વાતે સુધરે તેમ છે જ નહિ એવી અનુભવે ખાતરી થઈ છે તેથી ગાધીજીએ એની સાથેની નીતિ અસહકારીની રાખી છે એ વાત જુદી છે, પરતુ ગાધીજીનુ મન યુદ્ધની બાબતમા હમેશા ઉપર પ્રમાણે જ વિચાર કરવા લાગે છે તે આપણે આગળના પ્રકરણોમા પણ જોઈશુ

ઝુલુ સામે દક્ષિણ આફ્રિકાની સરકારે યુદ્ધ જાહેર કર્યું ત્યારે ગાધીજીએ નિશ્ચય કર્યો કે હિદીઓએ યુદ્ધમા મદદ કરવી

ગાધીજી જાણતા હતા કે ઝુલુઓ નિર્દોષ છે તેમનો કશો વાક નથી તેમને માટે આ વસ્તુ ધર્મસકટ જેવી હતી છતા પોતે નાતાલના વતની હતા અને અગ્રેજની રૈયતના હક ભોગવવા ઇચ્છતા હતા તેથી તેમણે પોતે ટુકડી લઈ મદદે જવાનો નિશ્ચય કર્યો અને સરકારને કહેણ મોકલ્યુ. ગવર્નરે તેમને તગ્ત આવવા લખ્યુ

જનામ આવ્યો એટલે ગાધીજીએ ઘર સ કેલ્યુ કસ્તુરબાએ તેમા સમતિ આપી ગાધીજીએ મોટુ ઘર કાઢી નાખ્યુ પોલાકે એક નાનુ મકાન ભાડે રાખ્યુ અને કસ્તુરબા બાળકો સાથે ફિનિકસ આશ્રમમા ગયા ઘરનો સામાન કેટલોક પોલાક પાસે રહ્યો ને કેટલોક ફિનિકસ મોકલી આપ્યો. આમ બાધેલો માળો થોડા દિવસમા જ ગાધીજીએ વીંખી નાખ્યા

ચોવીસ હિંદીઓની એક સારવાર–ટુકડી તૈયાર કરી સરકારની મદદે જઈ પહોચ્યા. હિદીઓનુ અપમાન ન થાય માટે ગાધીજીને જ એ ટુકડીના ઉપરી નીમ્યા અને તેમને 'સાર્જ ટ મેજર'નો હોદ્દો આપ્યો ટુકડી બળવાની જગ્યાએ જઈ પહોચી

ગાધીજીએ ત્યા જોયુ તો બળવા જેવુ તો કશુ હતુ નહિ ભોળા સાદા અને જગલી ગણાતા ઝુલુ બીચારા પોતાના જગલની અદર આવેલા ઝૂપડાઓમા ભરાઈ બેઠા હતા ગાધીજીનુ હૃદય ઝુલુઓ તરફ હતુ તેમને યુદ્ધમા સરકારને સાથ આપતા મન બહુ જ કઠણ કરવુ પડયુ. પરતુ ધર્મબુદ્ધિથી યુદ્ધમા ભળનારની ઇશ્વરે લાજ રાખી. તેમને ઘાયલ ઝુલુઓની સેવાનુ કામ મળ્યુ

કેટલાક ઝુલુઓને સરકારે કેદ કર્યા હતા તેમને જેલમા ચાબખાના માર મારેલા તેથી ચામડી ઉતરડાઈ ગઈ હતી અને ઘા પાકીને સડતા હતા એમની સારવાર કરવા કોઈ ગોરો તૈયાર ન હતો ગાધીજીને એ પુણ્યનુ કામ મળ્યુ તેથી તેઓ

બહુ રાજી થયા દાક્તર અમનદાગ ભલો હતો એ બીચારો એકલે હાથે પહોચી શકતો ન હતો ગાધીજીને એણે કહ્યુ 'આ ગરીબ લોકોની દયા ખાઈ ને ભગવાને જ તમને અહીં મોકલી આપ્યા છે' આમ કહીને દાક્તરે ગાધીજીને પાટા, જતુનાશક દવા વગેરે આપ્યુ અને દરદીઓ પાસે તેમને લઈ ગયા. ગાધીજીને જોઈ ને દરદીઓ બહુ રાજી થયા. ગાધીજીની ટુકડીએ દરદીઓના ઘા ધોવાનુ ને પાટા બાધવાનુ શરૂ કર્યું ગોરા સિપાઈઓ આ જોઈને ચિડાતા, ગાળો દેતા, પણ ગાધીજી એમને કશુ કહ્યા વિના પોતાનુ કામ કર્યે જતા હતા ધીમે ધીમે એ સિપાઈઓ સાથે પણ ગાધીજીનો સબધ બધાયો અને તેઓ રાાત પડી ગયા ગાધીજીને કેટલાક જખમી ગોરાઓની સારવારનુ કામ પણ સોપ્યુ હતુ

પણ લડાઈમા રોકાયેલુ લશ્કર એક ઠેકાણે પડયુ ન રહે જ્યા વધારે જરૂર હોય ત્યા એને ઊપડવાનુ હોય ગાધીજીની છાવણીને પણ બીજે સ્થળે જવાનો હુકમ મળ્યો ગોરા સિપાઈ ઓ તો ઘણાખરા ઘોડેસવાર હતા ગાધીજીની ટુકડીને તેમની પાછળ તેઓ જ્યા જાય ત્યા ડોળીઓ ઉપાડીને જવાનુ હતુ લાબા પથ કાપવા પડતા એકવાર તો દિવસમા ચાલીસ માઈલ ચાલવાનુ આવ્યુ હતુ હૃદય ચાલતી હોય ત્યારે સૌ મૂગા મૂગા ચાલ્યા જતા હોય ખભે ડોળીઓ હોય, ચોમેર પહાડો અને જગલો, ઊડાણમા ઝુલુઓના ઝૂપા, પશુ-પક્ષી કે આદમીનો પણ અવાજ ન સભળાય એવી ગભીર શાતિ પથરાયેલી હોય, એવે વખતે ગાધીજી પોતાના મન સાથે ઊડા ઊતરીને વિચાર કરતા.

તેમને થતુ કે મારે જો સેવા જ કરવી હોય તો વહુ મારનો, છોકરાછૈયાનો મોહ છોડવો પડશે જજાળ વધતી જાય છે,

મેવા મેરાને ઠેકાણે રહી જાય છે. એટલે ગાંધીજીએ એ કૂચના દિવસોમાં જિંદગીભરનું બ્રહ્મચર્ય પાળવાનો નિર્ણય કર્યો, જે વાત આપણે આગળ વાંચી ગયા છીએ.

આ 'બળવા' વખતે અંગ્રેજોએ નિર્દોષ ઝુલુ ઉપર જુલમ ગુજારવામાં પાછું વાળી ન જોયું.

ઝુલુઓને દબાવી દેવા અંગ્રેજોએ શિકારી રીતે કામ લીધું. ગામડાંઓમાં ભરી બંદૂકે દાખલ થઈ સિપાઈઓ હરણ જેવા ભોળા ઝુલુઓને એક જ ભડાકે વીંધી નાખતા. પહાડો અને જંગલોમાં વસતા એ નિર્દોષ ઝુલુઓને વીંધી નાખવા છૂટતી ગોળીઓના અવાજ ગાંધીજીના હૈયા સોસરા ઊતરી જતા પણ ગાંધીજી એ કડવો ઘૂંટડો પી ગયા અને તેમને લાગે આવેલું જખમી ઝુલુઓની સારવારનું કામ કરી મન હળવું કર્યું.

## સત્યાગ્રહનો જન્મ

એક મોટી નાટકશાળામાં ટ્રાંસવાલના હિંદીઓની સભા ભરાઈ હતી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તીથી સભામંડપ ચિક્કાર ભરાઈ ગયો હતો

ગાંધીજી ઝુલુ-બળવાનું કામ પતાવી પાછા જોહાનિસબર્ગમાં આવી પહોંચ્યા હતા સભા ભરવાનું કારણ ખૂની કાયદો હતું. હિંદીઓએ સરકારને લડતમાં મદદ કરી તેના બદલામાં હિંદીઓને આ ગુલામીનો કાયદો મળ્યો.

એ કાયદાનો સાર આ પ્રમાણે હતો

'ટ્રાંસવાલમાં રહેવાનો હક ધરાવતા દરેક હિંદી સ્ત્રી-પુરુષ અને આઠ વરસ ઉપરના છોકરા-છોકરીઓએ એશિયાઈ દફતરમાં પોતાનાં નામ નોંધાવી પરવાના મેળવવા એ વખતે જૂના પરવાના પાછા આપવા. નોંધવાની અરજીમાં નામ, ઠામ, જાત, ઉમર વગેરે આપવા નોંધણી કરનાર અમલદારે અરજદારના શરીર ઉપર મુખ્ય નિશાનીઓ હોય તે નોંધી લેવી. અરજી ઉપર અરજદારનાં બધાં આંગળાં અને અંગૂઠાની છાપ લેવી. ઠરાવેલી મુદતની અંદર જે હિંદી સ્ત્રી-પુરુષ અરજી ન કરે તેના ટ્રાંસવાલમાં રહેવાના હક જાય.'

આવો પરવાનો ન કઢાવે તેને જેલ મળે, દંડ થાય, તેની મિલકત જપ્ત થાય, તેને હદપાર કરાય—એવી જાતજાતની શિક્ષા હતી. પરવાનો ગમે તે અમલદાર ગમે ત્યારે માગી શકે. રસ્તે જતાં ઊભા રાખીને અગર તમારા ઘરમાં આવીને પણ માગી શકે. અમલદાર જે હકીકત માગે તે ન જણાવે તેને દંડ ને કેદની સજા કોરટ કરી શકે.

ગાંધીજી એની કલમો વાંચીને ધ્રૂજી ઊઠ્યા. આખી દુનિયામાં સ્વતંત્ર માણસ માટે આવો ગુલામીખત જેવો કાયદો હોઈ ન શકે. જાનને જોખમે એનો વિરોધ હિંદીઓએ કરવો જ જોઈએ એમ આગેવાનોને તેમણે સમજાવ્યા. આખા ટ્રાંસવાલમાંથી આગેવાન હિંદીઓ જોહાનિસબર્ગમાં આવી પહોંચ્યા અને શરૂઆતમાં વાંચી ગયા તેમ નાટકશાળાની અંદર જંગી સભા મળી.

સભામાં ઠરાવ આવ્યો કે આ ખૂની કાયદો ધારાસભામાં પસાર ન થાય તે માટે વિરોધ ઉઠાવવો, છતાં પસાર થાય તો તેને તાબે ન થવું.

ઠરાવને ટેકો આપતાં ગરમાગરમ ભાષણો થયાં. શેઠ હાજી હબીબ જુસ્સાદાર ભાષણ કરતાં બોલી ગયા કેઃ 'આ ઠરાવ આપણે ખુદાને હાજર-નાજર જાણીને કરવાનો છે. આપણે નામર્દ થઈને આવા કાયદાને વશ કદી નહિ થઈએ. હું તો ખુદાના કસમ ખાઈને કહું છું કે આ કાયદાને હરગિજ તાબે નહિ થાઉં અને આખી મિજલસને સલાહ આપું છું કે તેઓએ પણ ખુદાને હાજર જાણીને કસમ લેવા.'

ગાંધીજીને કાને ઉપલા શબ્દો પડ્યા ન પડ્યા ત્યાં જ તેઓ ચમક્યા. પહેલાં ઠેબતાઈ ગયા, પણ પછી મનમાં થયું કે જો આખી સભા સમજીને ખુદાને નામે કસમ લે તો લડત આખર સુધી લડી શકાય.

પ્રમુખની રજા લઈને ગાંધીજી બોલવા ઊઠ્યા. પહેલાં તો પ્રતિજ્ઞા કેવી ભારે વસ્તુ છે તે સમજાવ્યુ. પ્રતિજ્ઞા પાળતાં કેવી આકરી કસોટી થશે તેનો ખ્યાલ આપતા બોલ્યા·

'આપણે અહીં હાજર રહેલા ત્રણ હજાર જણ કસમ ખાઈએ અને બીજા દસ હજાર ન પણ ખાય આરભમા આપણી હાસી પણ થશે વળી આટલી બધી ચેતવણી આપ્યા છતા કસમ ખાનારમાથી કેટલાક અથવા ઘણા જણ પહેલી કસોટીએ જ નબળા જણાય આપણે જેલમા જવુ પડે, જેલના અપમાન વેઠવા પડે, ભૂખ, ટાઢ-તડકો સહન કરવાં પડે, સખત મજૂરી કરવી પડે, ઉદ્ધત દારોગાના જેલમા માર પણ ખાવા પડે, આપણો દડ થાય અને આપણી માલમિલકત પાણીને મૂલે સરકાર હરાજ કરી નાખે લડનારા થોડા થઈ જઈએ તો આજે આપણી પાસે પૈસા હોય છતા આપણે કગાળ બની જઈએ દેશપાર થવુ પડે ભૂખ એઠતા, જેલના ત્રાસ વેઠતા કોઈ માદા પડે અને મરે પણ ખરા ટૂંકામા, આપણે જેટલા કલ્પી શકીએ તેટલા બધાં દુ ખ આપણે માથે પડશે એમ ધારીને પ્રતિજ્ઞા લેવી હોય તેણે લેવી.

'મને કોઈ અત્યારે પૂછે કે લડાઈનો અત કેવો આવશે અને ક્યારે આવશે ? તો હુ તેમને કહુ કે જો આખી હિદી કોમ કસોટીમાથી પાર ઊતરે તો અત તરત આવી જાય પણ તેમ ન બને અને ઘણાખરા અરધે રસ્તે ભાગી પડે તો લડાઈ લાબી ચાલે.

'પણ એટલુ હુ તમને નક્કી કહુ છુ કે આ પ્રતિજ્ઞા પાળનારા મૂઠીભર માણસો હશે તોપણ તેમા આપણી ચોક્કસ જીત થવાની છે.'

શાંતિથી ગાંધીજીના ભાષણનો એકેએક શબ્દ સૌએ સાંભળ્યો પ્રમુખે બે શબ્દ કહ્યા પછી આખી સભા ઊભી થઈ બધાએ હાથ ઊંચા કર્યા અને ઈશ્વરને નામે-પ્રભુસાક્ષીએ ઠરાવ પસાર કર્યો લોકોના ઉત્સાહનો પાર ન રહ્યો

અકસ્માત બીજે દિવસે કંઈક અકસ્માતથી એ નાટકશાળા બળીને ખાખ થઈ ગઈ સૌ કહેવા લાગ્યા કે આ નાટકશાળાની જેમ ખૂની કાયદો પણ બળીને ભસ્મ થશે

વગર હથિયારે, રાજ્ય કરનારી સરકારની સામે લડવાની આ રીત જુદી જાતની હતી એને શું નામ આપવું તેનો વિચાર ગાંધીજી કરવા લાગ્યા. એ વખતે તો કશું સૂઝ્યું નહિ બંધ-બેસતું નામ શોધી કાઢનારને ઈનામ આપવાનું જાહેર કર્યું મગનલાલ ગાંધીએ 'સદાગ્રહ' શબ્દ બનાવ્યો સતને ખાતર આગ્રહ એવો તેનો અર્થ નીકળતો હતો ઈનામ મગનલાલ ગાંધીને મળ્યું ગાંધીજીએ તેમાં 'ય' ઉમેરી સત્યાગ્રહ' શબ્દ ચાલુ કર્યો. ગુજરાતી તથા હિંદી ભાષામાં એ શબ્દને સૌએ વધાવી લીધો

આ રીતે 'સત્યાગ્રહ'નો જન્મ થયો-૧૯૦૬

## ૧૪

# વિલાયતમાં ડેપ્યુટેશન

ટ્રાંસવાલના તેર હજાર હિંદીઓ બળવાન સરકાર સામે લડાઈમાં ઊતરે તે પહેલા સમજાવટથી કાયદો પાછો ખેંચાવવા ગાંધીજીએ પ્રયાસ શરૂ કર્યો છાપાઓ મારફત દક્ષિણ આફ્રિકામાં, હિંદુસ્તાનમાં અને વિલાયતમાં ઊહાપોહ શરૂ કર્યો. વિલાયતના પ્રધાનોને રૂબરૂ મળી હિંદીઓની વાત સમજાવવા બે પ્રતિનિધિને વિલાયત મોકલવાનું નક્કી કર્યું. પ્રતિનિધિ તરીકે ગાંધીજી અને વજીરઅલીને પસંદ કર્યા

વિલાયતમાં ગાંધીજીએ તનતોડ મહેનત શરૂ કરી. પ્રધાનોને મળ્યા. દક્ષિણ આફ્રિકાના સવાલમાં રસ લેતા અંગ્રેજ મિત્રોને, મુખ્ય મુખ્ય છાપાંઓના અધિપતિઓને મળ્યા. ગાંધીજી છ અઠવાડિયાં વિલાયતમાં રહ્યા. ત્યાં તેમના કામમાં મદદ કરનારા જુવાનો પણ મળી રહ્યા. વિલાયતમાં ભણતા વિદ્યાર્થીઓ ગાંધીજી ફરતા વીંટળાઈ રહેતા અને ચીંધ્યું કામ કરતા. સરનામાં કરવાં, અરજીઓની નકલો કરવી, ટિકિટો ચોડવી, ટપાલે જવું–દરેક કામ હોંશથી કરતા. એમાં એક અંગ્રેજ જુવાન સૌને ટપી જાય તેવો હતો.

એનું નામ સીમંડ્ઝ હતું. પહેલાં એ આફ્રિકામાં હતો. ત્યાં ગાંધીજી સાથે એને ઓળખાણ થયેલી. એ મુંબઈમાં હતો ત્યારે મરકી થયેલા હિંદીઓની એણે સારવાર કરેલી. કાળા–ગોરાનો ભેદ એના મનમાં લેશ પણ ન હતો. બહુવાહનની જેમ નબળાને પક્ષે રહી લડવાનો એનો નિયમ હતો. જોહાનિસબર્ગમાં એ ગાં

ને કહેતો: 'તમે થોડા છો, સરકાર કરતાં ઓછાં સાધનવાળા છો, એટલે હું તમારી મદદમા રહું છુ' વિલાયતમાં ગાધીજી આવ્યા છે એવી ખબર કોઈ છાપામાં એણે વાચી એટલે મોટા લડન શહેરમા ખોળતો ખોળતો એ ગાધીજી પાસે આવી પહોંચ્યો. ગાધીજી પ્રેમથી એને ભેટી પડ્યા

મીમડઝ કહે 'મને પટાવાળાનુ' કામ સોંપશો તો તે પણ કરીશ લઘુલિપિની જરૂર હોય તો તો તમને મારા જેવો કુશળ માણસ બીજો નહિ મળે' ગાધીજીએ હસીને જવાબ આપ્યો: 'મારે બને કામનો ખપ છે.'

એ જુવાને રાત અને દહાડો વગર પૈસે ગાધીજીનું વૈતરુ કર્યું. રાતના બાર બાર અને એક એક વાગ્યા સુધી એ કાગળો કે અરજીઓ ટાઈપ કરતો હોય સદેશા લાવવા-લઈ જવા, ટપાલે જવુ, બધુ કામ એ હસતે મોઢે કરતો એની કમાણી મહિનાના લગભગ સાડા છસો રૂપિયાની હતી, પણ એ બધુ મિત્રોને મદદ કરવામા વાપરી નાખતો ગાધીજીએ કામના બદલામા કંઈક મહેનતાણુ લેવા તેને આગ્રહ કર્યો ત્યારે એણે સાફ ના પાડી એ કહે 'આવી સેવાનો બદલો લેવો એ અધર્મ છે'

ગાધીજીને ઊપડવાનો દિવસ આવ્યો છેલ્લી રાતે બધુ કામકાજ આટોપતા, સામાન બાધતા રાતના ત્રણ વાગ્યા. એ વખતે પણ એ મદદમા સાથે હતો બીજે દિવસે સ્ટીમર પર ચડાવીને એ ગાધીજીથી છૂટો પડ્યો

ગાધીજીની કામ કરવાની રીત-ભાવના એવી હતી કે હરકોઈ તેમા મદદ કરવા તલસી રહેતા વિલાયતથી ગાધીજી પાછા આવ્યા જોહાનિસબર્ગ પહોચતા ગાધીજીએ જોયુ કે સરકારે હોશિયારીથી હિંદીઓને છેતર્યા છે.

## ૧૫

# સત્યાગ્રહ-સંગ્રામ શરૂ

ટ્રાંસવાલની રાજધાની પ્રિટોરિયામાં જંગી સભા મળી હિંદીઓની તેર હજારની કુલ વસ્તીમાંથી પાંચથી છ હજાર માણસો સભામાં હાજર હતા દૂર દૂરના જગ્યોમાં વેપાર કરતા હિંદીઓ અને સોનાની ખાણોમાં કામ કરતા ગિરમીટિયા મજૂરો પોતાના હકની રક્ષા કરવા ચાલી પહોંચ્યા હતા

ફરીથી જુસ્સાદાર ભાષણો થયાં ફરીથી આવી પડે તે દુઃખ વેઠવાનો નિશ્ચય કર્યો ફરી એકવાર જાનને જોખમે ખૂની કાયદાનો વિરોધ કરવાની પ્રતિજ્ઞા લેવાઈ

જુલાઈ મહિનામાં નવા પરવાના કઢાવવાના હતા જુલાઈ આવ્યો પરવાના-ઑફિસે અમલદારો અને કારકુનો તૈયાર થઈને બેઠા કોઈ પણ હિંદી પરવાનો કઢાવવા આવી ચડે તો તેને સમજાવી પાછો વાળવા સ્વયંસેવકો ઑફિસ આગળ ઊભા રહ્યા. સ્વયંસેવકો જે આવે તેમને શાંતિથી સમજાવીને પાછા વાળતા હતા ગાંધીજી લડતની દેખરેખ રાખતા હતા

ગામડે ગામડે સ્વયંસેવકો નીકળી પડ્યા હતા તેઓ સભાઓ ભરીને પરવાના ન કઢાવવાનું સમજાવતા હતા છાનાછપના અને ખુલ્લી રીતે એમ પરવાના કઢાવનાર માત્ર પાંચસોએક નીકળ્યા બાકીના મક્કમ હતા

સરકારે જોયું કે હિંદીઓની મક્કમતા વધતી જાય છે. એટલે એણે જરા હાથ બતાવવાનું શરૂ કર્યું.

રામસુંદર પંડિત કરીને એક હિંદી જુવાન જર્મિંગ્ટન નામના ગામમાં રહેતો હતો. એ દેખાવમાં બહાદુર અને વાચાળ હતો. થોડા શ્લોક જાણતો. ઉત્તર હિંદુસ્તાનનો હતો એટલે રામાયણનાં દુહા–ચોપાઈ પણ લલકારતો એણે ઠેર ઠેર ભાષણો આપવા માંડયાં. એની જુસ્સાદાર વાણીથી લોકોને પાનો ચડતો.

હિંદીઓમાં પણ કેટલાક વિઘ્નસંતોષી હતા, જેમણે ખાનગી ખૂણે પરવાના કઢાવી આબરૂ ગુમાવી હતી, તેમાંના કોઈએ સરકારને ખબર આપી કે: 'આ પંડિતને પકડો તો જર્મિંગ્ટનમાંથી પરવાના કઢાવનાર નીકળશે.' પરવાના–અધિકારીને તો આ વાત મધથી મીઠી લાગી. એણે તરત રામસુંદરને પકડયો. તેની ઉપર કોરટમાં કેસ ચાલ્યો.

આવી જાતનો કેસ પહેલો જ હતો. સરકારી અમલદારોમાં તેમ જ હિંદીઓમાં ખળભળાટ મચ્યો. રામસુંદરને એક ગામ ઓળખતું તે આખા દક્ષિણ આફ્રિકામા પ્રસિદ્ધ થયો. કોઈ મહાપુરુષનો કેસ ચાલે તેમ સરકારે પોલીસ–પહેરા ગોઠવેલા. રામસુંદરને એક માસની સાદી સજા થઈ. એને ખાસ જુદો ગોરા વૉર્ડમાં રાખવામાં આવ્યો. હિંદીઓએ એને માટે ભાતભાતનાં ભોજન મોકલ્યાં. અમલદારોએ પણ એનું માન ખૂબ સાચવ્યું.

એની જેલ મહેલ સમાન હતી. ઘણાને જેલ જવાની તાલાવેલી પણ લાગી હતી. આટલી સગવડ અને આટલું માનપાન છતાં રામસુંદરને જેલ વસમી લાગી. એ છૂટો ફરનારો, બીડીતમાકુનો ભારે વ્યસની માણસ હતો. વ્યસનની ગુલામીથી અને એકાંતથી એ ગભરાયો. જેમ તેમ તેણે મહિનો પૂરો કર્યો.

રામસુંદર છૂટયો. લોકોએ એનું સરઘસ કાઢયું. રામસુંદરને ફૂલથી ઢાંકી દીધો. પણ અંદરખાને ડરપોક હોવાથી એ રાત લઈ ને ખરી ગયો. છતાં હિંદીઓનો જુસ્સો ટકી રહ્યો.

એ દિવસોમાં 'ઇન્ડિયન ઓપીનિયન' પુરજોસમા ચાલતુ હતું. ફિનિક્સમા વેસ્ટ અને મગનલાલ ગાંધી એની વ્યવસ્થા કરતા હતા. પરવાનાખાતાના અમલદારો એ છાપુ ખૂબ ધ્યાનપૂર્વક વાંચતા હતા.

લડતનો આધાર સત્ય ઉપર હતો એટલે કશુ છાનુ રાખવાનું હતું જ નહિ. છાપામાં બધી બાબતો સાફ સાફ લખાતી હતી. એ ઉપરથી અમલદારોને લાગ્યુ કે આગેવાનોને પકડયા વિના આ લડત દબાશે નહિ.

હિંદીઓ સાથે ચીના પણ ભળ્યા હતા તેમને પણ એ જુલમી કાયદો લાગુ પડતો હતો. ચીનાઓનો જુસ્સો ઓર હતો. તેથી સરકારે ચીનાઓના પ્રમુખ ક્વીન, ગાંધીજી અને થબી નાયડુ એ ત્રણ જણને કોરટમા હાજર થવાની નોટિસ આપી.

ત્રણે આગેવાનો અદાલતમા હાજર થયા. સૌએ પોતાનો ગુનો કબૂલ કર્યો. ગાંધીજી ફક્ત એટલુ જ બોલ્યા કે. 'પૂરતો વિચાર કર્યા પછી, ધર્મ સમજીને મે આ ખૂની કાયદાનો વિરોધ કર્યો છે. તેને સારુ જે સજા મળશે તે સહન કરવામા હું માન સમજીશ.'

ન્યાયાધીશે ગાંધીજીને બે માસની સાદી સજા કરી. બીજાઓનો કેસ જુદો ચાલવાનો હતો.

અદાલતમાં ગાંધીજી મેંકડો વખત વકીલ તરીકે ઊભા રહેલા. જે અદાલતમાં વકીલ મંડળના માનવતા સભ્ય તરીકે

ગાંધીજી બેસતા તે જ અદાલતમાં એક ગુનેગાર તરીકે પાંજરામાં ઊભા રહેવાનો પ્રસંગ આવ્યો ને જરા વિચિત્ર તો લાગ્યું, પરંતુ પોતે વકીલ મંડળ સાથે બેસવામાં જે માન સમજતા તેથી ઘણું વધારે માન આ રીતે તહોમતદાર તરીકે ઊભા રહેવામાં ગાંધીજીએ માન્યું. એ વખતે કોરટ આખી હિંદીઓ, ગોરા વકીલો વગેરેથી ભરાઈ ગઈ હતી.

જેવી સજા સંભળાવી દીધી કે તરત ગાંધીજીને કેદીઓને જ્યા જેલ જતા પહેલાં રાખવામાં આવતા ત્યાં એક સિપાઈ લઈ ગયો.

## ૧૬

# પહેલી જેલયાત્રા

ગાંધીજીને કોટડીમા પૂરી, ઉપર તાળુ મારી, પોલીસ-અમલદાર ચાલ્યો ગયો

ગાધીજી એકલા પડયા. આ તેમનો જેલનો પહેલો અનુભવ હતો તેમણે આસપાસ નજર કરી તો બધુ સૂમસામ લાગ્યુ તેઓ ઊંડા વિચારમા પડી ગયા 'ક્યા ઘરબાર, ક્યા વકીલાત, ક્યા સભાઓ—એ બધુ શુ સ્વપ્નુ હતુ? અને આજે હુ કેદી બન્યો છુ. બે મહિનામા શુ થશે? પૂરા બે મહિના જેલમા કાઢવા પડશે? લોકો થોકબંધ આવે તો તો બે મહિના કાઢવા ન પડે પણ વચન આપ્યા પ્રમાણે એ લોકો ન પળે તો બે મહિના કેટલા લાબા થઈ પડે?' પણ આવા વિચારો આવ્યા-ન આવ્યા ને પસાર થઈ ગયા ગાધીજીના મનમા વિચારોએ તરત પલટો ખાધો 'હું તો જેલને મહેલ ગણાવનારો સત્યાગ્રહની લડતમા જાનમાલ અર્પણ કરવાનો વખત આવે એ તો ધન્ય ઘડી ગણાય' આ વિચારો આવતા જ ગાધીજી ટટ્ટાર થયા બીજા ભાઈઓને કેટલી જેલ મળશે, સૌને સાથે રાખશે કે જુદા, વગેરે વહેવારુ વિચારો શરૂ થયા.

એટલામા દરવાજો ખૂલ્યો પિંજરગાડી આવી તેમા બેસાડી ગાંધીજીને જોહાનિસબર્ગની જેલમા લઈ ગયા

જેલમાં પહોંચ્યા. ત્યાં ગાંધીજીનાં કપડાં ઉતરાવ્યાં. બીજાં કપડાં પહેરવા આપ્યાં. તે મેલાં અને ગંદાં હતાં. એવાં કપડાં પહેરતાં ગાંધીજીને સૂગ ચડી. મનને દુઃખ થયું. છતાં સત્યાગ્રહી તરીકે જેલના સાદા નિયમો પાળવા જોઈએ એમ વિચારી મન વાળ્યું અને પહેરી લીધાં. નામ-ઠામ નોંધ્યા બાદ ગાંધીજીને એક મોટા ઓરડામાં લઈ ગયા. થોડો વખત થયો ત્યાં તેમના સાથીઓ હસતા-બોલતા આવી પહોંચ્યા.

થંબી નાયડુ પાછળથી શું થયું તેની વાત કરવા લાગ્યા: 'તમને લઈ ગયા પછી લોકોએ કાળા વાવટા હાથમાં પકડીને સરઘસ કાઢ્યું. કેટલાક તો ઉશ્કેરાઈ ગયા હતા. પોલીસ વચ્ચે પડી. કેટલાકને માર પણ પડ્યો.' ગાંધીજી સાંભળી રહ્યા.

સાથે રહેવાનું થયું તેથી બધા ખૂબ રાજી થયા.

છએક વાગ્યા ત્યાં ઓરડાનાં બારણાં બંધ થયાં. આફ્રિકાની જેલમાં સળિયા હોતા નથી. હવા-અજવાળા માટે ઊંચે નાનું જાળિયું હોય છે. એટલે જાણે તિજોરીમાં પૂર્યા હોય તેવું લાગ્યું. રામસુંદરને તો ગોરા વૉર્ડ રાખેલો, પણ હવે તો સામટી ધરપકડ કરવી પડશે એમ સરકારને લાગ્યું, તેથી હબસીઓની જેલમાં ગાંધીજી વગેરેને લઈ આવ્યા અને હબસી કેદીઓની માફક જ રાખ્યા.

બીજે દિવસે ગાંધીજીને ખબર પડી કે આપણે તો સાદી કેદવાળા છીએ. આપણને ઘરનાં કપડાં પહેરવાનો હક છે. પણ ગાંધીજી અને તેમના સાથીઓએ નિશ્ચય કર્યો કે આપણે જેલમાં કેદીનાં જ કપડાં પહેરવાં.

ગાંધીજીને જેલનાં કપડાં કેવાં મળ્યાં હશે? એક મેલુંઘેલું કાળું પાટલૂન, કાળું જંપર, કાળું ખમીસ, કાળી ટોપી અને કાળાં મોજાં! નજાજરૂ અને નાહવા-ધોવાની કશી સગવડ ન મળે.

નણ જણ સાથે જઈ શકે તેના ઉઘાડા જાજરૂ હતા નાહવામા કે જાજરૂમા એમ ઢાકી ન શકાય ગાધીજીએ આવી અગવડો આનદથી વેઠી લીધી

પથારી માટે ત્રણ ઇંચના પાયાવાળી પાટ આપી હતી પાથરવામા કાથાની સાદડી, ઓઢવા માટે એક કામળી, એક ઓશીકુ, સાબુ, ટુવાલ અને લાકડાનો એક ચમચો આટલી વસ્તુ જેલ તરફથી સૌને મળી

રાતના આઠ વાગે એટલે પથારીમા બેસવાની મનાઈ દરેકે સૂઈ જવુ જોઈએ સૂવુ પણ ઊઘવુ નહિ જરાક ઊઘ આવે ત્યા બહાર પહેરો ભરતો પોલીસ 'હુલા હુલા' કરીને દીવાલ ઉપર લાકડી પછાડે અને જાગતા રાખે

સવારે પાચ વાગે ઉઠાડે પણ દરવાજો ૭ વાગે ખાલે ત્યા સુધી પથારીમા બેસી રહેવાનુ ખોરાક આફ્રિકાના હબસીઓને મળે તેવો જ મળતો હતો સવારે પાશેર મકાઈનો લોટનુ પૂપૂ (કાજી), બપોરે પાશેર ભાત, પાશેર ડબલરોટી ને અધોળ ઘી મગતુ સાજે પાછુ પોણો શેર પૂપૂ અઠવાડિયામા ત્રણ દિવસ વાલ આપતા. સાજે બટાટાનુ શાક આપતા કપડા, પથારી, ખોરાક, નાહવા-ધોવાનુ, જાજરૂ બધુ ગદુ ને સૂગ ચડે તેવુ હતુ છતા સૌએ જેલને આનદથી વધાવી લીધી ગાધીજીએ પાયખાનાની સફાઈનુ કામ ઉઠાવી લીધુ

આ બાજુ સત્યાગ્રહની લડતે જોર પકડયુ પરવાના વિના ગોરા કે કાળા કોઈ ફેરી કરીને વેપાર ન કરી શકે એવો કાયદો હતો. ઘણા હિંદી ભાઈઓ રેકડીમા ફળ, શાકભાજી વગેરે લઈને વગર પરવાને ફેરી કરવા નીકળી પડ્યા તેમની સામટી ધરપકડ શરૂ થઈ. જેલ ભરાવા લાગી લગભગ દોઢસૌની સખ્યા થઈ ગઈ, બધા સાદી સજાવાળા હતા એટલે તેમને કશુ કામ ન આપતા

શકાય નહિ, અને બેઠા બેઠા ખાધું પચે નહિ. તેથી ગાંધીજીએ સુપરિન્ટેન્ડન્ટને કહ્યું: 'અમને કસરત કરવાની સગવડ આપો, નહિતર અમે માંદા પડી જશું.'

સુપરિન્ટેન્ડન્ટ કહે: 'તમારા વૉર્ડરને વખત હોય તો કસરત કરાવે.'

વૉર્ડર ભલો હતો. એણે તો બીજા જ દિવસથી કવાયત શરૂ કરાવી. સવારનો પહોર થાય ને કોટડીના આંગણામાં સૌને 'એક કતાર' થવાનો ઑર્ડર છૂટતો. અને પછી 'લેફ્ટ રાઈટ, લેફ્ટ રાઈટ' ચાલ્યું. વૉર્ડરને તો બીચારાને વધારે વખત ન હોય તેથી નવાબખાન નામના પઠાણભાઈને કવાયતનું કામ સોંપીને ચાલ્યો જતો. નવાબખાનને અંગ્રેજી આવડે નહિ. કવાયતના ઑર્ડર આપણાં દેશી રજવાડાંના બાપુશાઈ પોલીસ જેવા કરે. જ્યારે નવાબખાન 'સ્ટેન્ડ એટ ઈઝ'ને બદલે 'ટંડલીઝ' એવો હુકમ છોડતો ત્યારે બધા ખડખડાટ હસી પડતા.

પણ ત્યાર પછી જેમને સજા થઈ તેમને સાદી કેદને બદલે સખત મજૂરીની સજા કરવા લાગ્યા. સત્યાગ્રહીઓની હારમાળા તો ચાલુ જ હતી. હિંદીઓ કે ચીના જેલથી ડરતા નથી એમ જાણીને સરકાર સહેજ વિચારમાં પડી.

૧૭

# પહેલી સમાધાની

જેલમા એક પખવાડિયું પરું ન થયું ત્યાં બહારથી પકડાઈને આવનારા ખબર લાવ્યા કે સરકાર સાથે સમાધાનની વાતો ચાલે છે. બે-ત્રણ દિવસ પછી જોહાનિસબર્ગના એક અંગ્રેજી છાપાના તંત્રી આલ્બર્ટ કાર્ટરાઈટ ગાંધીજીને મળવા આવ્યા. તેઓ બાહોશ અને ઉદાર દિલના હતા. સરકારમા એમની લાગવગ સારી હતી. તેઓ મોટે ભાગે હિંદીઓનો જ પક્ષ લેતા. ગાંધીજી સાથે તેમને ગાઢ મિત્રાચારી હતી.

ગાંધીજી જેલમા ગયા પછી કાર્ટરાઈટ ત્યાના વડાપ્રધાન જનરલ સ્મટ્સને મળ્યા. જનરલ સ્મટ્સ પાકો મુસદ્દી હતો. આખા દક્ષિણ આફ્રિકામા એને હોશિયારીમા કોઈ ન લગે. વિલાયતના પ્રધાનોને પણ ભૂ પાઈ દે એવો પહોચેલો હતો

કાર્ટરાઈટને સ્મટ્સે જવાબ આપ્યો: 'તમે હિંદીઓને સમજાવી શકતા હો તો હુ એ કાયદામા ફેરફાર કરવા તૈયાર છુ. કાર્ટરાઈટ કહે: 'શા ફેરફાર કરશો ?'

એટલે એણે કાગળ ઉપર એક ખરડો તૈયાર કરી આપ્યો. કાર્ટરાઈટ એ ખરડો લઈને પહેલાં હિંદી આગેવાનોને મળ્યા. એ બધા કહે: 'અમને કાયદાની બારીકીની કશી ગમ ન પડે. તમે ગાંધીભાઈને મળો, એ જેલમાં છે ત્યા સુધી અમે કશી વાત કરી ન શકીએ. ગાંધીભાઈ કરશે તે અમારે કબૂલ છે.'

એટલે કાર્ટરાઈટ ગાંધીજીને મળવા જેલમાં આવ્યા. ગાંધીજીએ ખરડો વાંચ્યો. તેનો સાર એટલો કે: 'હિંદીઓએ પોતાની

મરજીથી પરવાના બદલાવવા કોઈને ન બદલાવવા હોય તો તેની ઉપર સરકાર દબાણ ન કરે. પરવાનો કેવો રાખવો તે હિંદીઓ સાથે મળીને સરકારે નક્કી કરવું જો મોટા ભાગના હિંદીઓ પોતાની રાજીખુશીથી પરવાના બદલી લે તો સરકારે ખૂની કાયદો રદ કરવો

આમા જનરલ સ્મટસની હોશિયારી એક ઠેકાણે હતી તે ગાંધીજીએ પકડી પાડી ખૂની કાયદો રદ કરવાની વાત ગોળ ગોળ ભાષામા લખી હતી બે અર્થ થાય તેવા શબ્દો વાપર્યા હતા ગાંધીજીએ કાર્ટરાઈટને કહ્યું 'તમે આટલી વસ્તુ ચોખ્ખી કરી આવો બાકી બધું બરાબર છે' ગાંધીજીએ પોતાના સાથેના મુખ્ય ભાઈઓને આ વાત કરી. તેમણે ગાંધીજીની વાતને ટેકો આપ્યો

પણ કાર્ટરાઈટે ગાંધીજીને કહ્યું જનરલ સ્મટ્સ આમા હવે ફેરફાર નહિ કરે'

'તો થયું. સમાધાન કરવું હોય તો બેય બાજુના માણસે નમતું મૂકવું જોઈએ 'આ ખરડો સ્વીકારો, નહિતર બીજું નહિ' એવી પિસ્તોલ ધરે તે કામ ન આવે ખૂની કાયદાની પિસ્તોલ કરતા આ કાંઈ મોટી નથી અમે થોડું વધારે સહન કરશું તમે મહેનત કરો છો તે બદલ તમારો આભાર માનીએ છીએ'
ગાંધીજીની વાત દીવા જેવી હતી કાર્ટરાઈટને એ કબૂલ રાખવી પડી. ગાંધીજીએ કહ્યું તે પ્રમાણે ફેરફાર કરાવવા તે પાછા જનરલ સ્મટ્સ પાસે ગયા ગાંધીજીએ નવો ખરડો ઘડીને કાર્ટરાઈટને આપ્યો તેમા ચીના પ્રમુખ ક્વીન તથા થંબી નાયડુની સહી પણ લીધી.

કાર્ટરાઈટ જનરલ સ્મટ્સને મળ્યા તેણે ગાંધીજીએ સૂચવેલ ફેરફાર કબૂલ રાખ્યો

બીજે કે ત્રીજે દિવસે જોહાનિસબર્ગનો પોલીસ-સુપરિન્ટે-ન્ડન્ટ જેલમા આવ્યો અને ગાધીજીને જનરલ સ્મટ્સ પાસે પ્રિટોરિયા તેડી ગયો.

ગાધીજી ને સ્મટ્સ વચ્ચે ઘણી વાતો થઈ ગાધીજીને એણે કહ્યું 'તમારા જેલમા ગયા પછી પણ લોકો મક્કમ રહ્યા એ બદલ હુ મુબારકબાદી આપુ છુ મને હિદીઓ તરફ અણગમો નથી હુ પણ બારિસ્ટર છુ. મારા વખતમા ઘણા હિદીઓ વિલાયતમા મારી સાથે ભણતા હતા મારે તો ફરજ બજાવવી પડે છે. હવે નવો ખરડો ઘડીશ ત્યારે તમને દેખાડવા મોકલીશ ફરીથી લડત જાગે તેવી મારી ઇચ્છા નથી. તમારા લોકોની લાગણીને હુ માન આપવા ઇચ્છુ છુ.' આવી સુદર મીઠી વાતો કરીને સ્મટ્સ ઊઠ્યા

ગાધીજીએ પૂછ્યુ 'હવે મારે કયા જવાનુ છે? અને મારી સાથેના કેદીઓનુ શુ?'

એણે હસીને જવાબ આપ્યો 'તમે તો જાણે અત્યારથી જ છૂટા છો તમારા સાથીઓને માન સવારમા છોડી મૂકવાનો ટેલિફોન કરી દઈશ પણ તમે લોકો બહુ જલસા અને તમાશા ન કરશો એટલુ માગી લઉ છુ'

ગાધીજી કહે 'જલસા ખાતર જલસો નહિ કરીએ, પણ સમાધાની સમજાવવા સારુ તો મારે સભાઓ કરવી પડશે'

સ્મટ્સ કહે 'એવી સભાઓ તો જેટલી ભરવી હોય તેટલી ભરજો'

એ વખતે સાજના સાત વાગ્યા હતા ગાધીજી પાસે એક પાઈ પણ ન હતી જનરલ સ્મટસના મત્રીએ તેમને પ્રિટોરિયાથી જોહા નિસબર્ગ જવાના ભાડાના પૈસા આપ્યા લડતના આગેવાન હિંદીઓ જોહાનિસબર્ગમા હતા ત્યા જવાની છેલ્લી ટ્રેન બાકી હતી ગાધીજીએ ઝપાટાબધ પહોચી જઈને એ ટ્રેન પકડી

## ૧૮

# ૧સમાધાનનો વિરોધ ને ધમકી

ગાંધીજીની ગાડી રાતના નવેક વાગે જોહાનિસબર્ગ પહોંચી. ગાંધીજી પરબાર્યા પ્રમુખ શેઠ ઈસપમિયાંને ઘેર ગયા. ગાંધીજીને પ્રિટોરિયા લઈ ગયાના ખબર તેમને પડ્યા હતા એટલે તેઓ રાહમાં હતા. ગાંધીજીને પોલીસ વગર એકલા આવેલા જોયા એટલે સૌને નવાઈ લાગી અને આનંદ થયો.

ગાંધીજીએ ઈસપમિયાં અને થોડા મિત્રોને ટૂંકમાં બધી વાત કરી અને કહ્યું કે: 'આપણે અત્યારે જ જેટલા બને તેટલા માણસો-ને એકઠા કરીને સભા ભરવી જોઈએ, તેમને બધી વાતની જાણ કરી દેવી જોઈએ.'

ઈસપમિયાં કહે: 'બરાબર છે.' તરત જ લત્તામાં ખબર મોકલી આપ્યા. ઈસપમિયાંનું ઘર મસ્જિદની પાસે જ હતું. સભાઓ મસ્જિદના ચોગાનમાં થતી. એટલે બીજી કશી ખાસ ગોઠવણ કરવાની હતી નહિ. માચડા ઉપર એક કીટસન લાઈટ દિગાડી એટલે માણસો ભરાવા માંડ્યા.

રાતના ૧૧-૧૨ નો સુમાર હતો છતાં હજારેક માણસો એકઠા થઈ ગયા.

સભા ભરાતા પહેલાં ગાંધીજીએ જે આગેવાનો ઈસપમિયાંને ઘેર હાજર હતા તેમને શરતો સમજાવી હતી તેમાંના કેટલાકનો વિરોધ હતો. એમને ભય હતો કે સ્મટ્સ દગો દેશે. ખૂની કાયદો એ રદ કરે પછી જ આપણે પરવાના કઢાવવા જોઈએ, નહિ તો એ માણસ પાકો છે–તરત ફરી બેસે.

ગાંધીજીએ તેમને સમજાવ્યું કે: 'તમારી વાત સાચી છે, પણ સમાધાનમાં થોડુંક નમતું બેય પક્ષે મૂકવું જ પડે. વળી

વિશ્વાસભગ થશે તો શુ કરશુ, એવી બીક સત્યાગ્રહીને હોતી નથી એ તો વીસવાર છેતરાય તોપણ એકવીસમી વાર વિશ્વાસ મૂકે, અને વિશ્વાસઘાત થાય તો ફરી પાછો લડે હારીને હથિયાર હેઠા ન મૂકે. આખરે તો સત્યાગ્રહીની જ જીત થાય'

આ વાત ગાધીજીએ સભામા વધારે વિસ્તારથી સમજાવી

ગાધીજી ભાષણ કરી રહ્યા કે તરત એક પઠાણ ઊભો થયો એણે ગાધીજી ઉપર સવાલોનો મારો ચલાવ્યો 'આ સમાધાનમા દસ આગળા આપવા પડશે ખરા?'

ગાધીજી 'હા અને ના મારી સલાહ આગળા આપવાની છે પણ જેમને ધર્મનો બાધ હોય કે જેને એ માનહાનિ લાગતી હોય તે નહિ આપે તોપણ ચાલશે'

પઠાણ 'તમે પોતે શુ કરશો?'

ગાધીજી 'હુ તો દસ આગળા આપવાનો જ છુ હુ ન આપુ ને બીજાને આપવાની સલાહ દઉ તે કેમ બને?'

પઠાણ 'તમે આગળા આપવાના છો?' પઠાણનો સાદ જરા ઊચો થયો 'અમને દસ આગળા ન આપવાનુ સમજાવનાર, આ લડત દસ આગળાની છે એમ કહેનાર તમે આગળા આપવા જશો?'

ગાધીજી 'એ લોકો જબરજસ્તી લેવા માગતા હતા તેની સામે આપણો વિરોધ હતો જબરજસ્તીથી તો આગળા શુ, સહી પણ હુ ન આપુ આપણે કોઈને બીકથી સલામ ભરીએ તો કાયરમા ખપીએ, પણ દોસ્તીદાવે ભરવામા વિનય ગણાય તેમ આજે આપણે આપણી મરજીથી આપીએ તેમા માણસાઈ જતી નથી'

પઠાણ 'અમે સાભળ્યુ છે કે તમે બે-અઢી લાખ રૂપિયાની લાચ લઈને કોમને સરકારને વેચી દીધી છે અમે કદી દસ આગળા દેવાના નથી, અને કોઈને દેવા દઈશુ પણ નહિ ખુદાના કસમ

ખાઈને હુ કહુ છુ કે જે માણસ ઓફિસમા જવાની પહેલ કરશે તે માણસને હુ ઠાર મારીશ '

ગાધીજીએ શાન્તિથી જવાબ આપ્યો. પઠાણ ભાઈઓની લાગણી હુ સમજી શકુ છુ લાચ ખાઈને હુ કોમને વેચુ એવુ કોઈ ન જ માને એવી મને ખાતરી છે. જેણે દસ આગળા ન આપવાના સોગન ખાવા છે તેમને કોઈ ફરજ પાડવાનુ નથી. પણ અગર બીજા જે કોઈ ભાઈઓને આગળા આપ્યા વિના પરવાના કઢાવવા હશે તેમને હુ પોતે પરવાના કાઢી આપીશ કોઈને મારી નાખવાના કસમ ખુદાને નામે ન લેવાય તેથી ઠાર મારવાની ધમકી મને ગમતી નથી. પણ એ ભાઈએ ગુસ્સાના આવેશમા એવા કસમ ખાધા હશે એમ જ હુ માનુ છુ. પરતુ તેઓ પોતાના કસમ અમલમા મૂકવાના હોય કે ન મૂકવાના હોય, પણ આ સમાધાન કરનારા મુખ્ય માણસ તરીકે દસ આગળા આપવાની પહેલ મારે જ કરવી જોઈએ મારી એ ફરજ છે મને પહેલ કરવા દે એમ હુ પ્રભુ પાસે માગુ છુ મરવુ તો સૌને નસીબે છે જ રોગથી કે એવા બીજા મરણથી મરવુ એના કરતા માગ કોઈ પણ ભાઈને હાથે મરુ તેમા મને દુ ખ હોય જ નહિ અને જો તેવે વખતે પણ હુ જરાયે ગુસ્સો ન કરુ, અથવા મારનાર પ્રત્યે દ્વેષ ન કરુ તો મારુ તો ભવિષ્ય સુધરી જાય અને મારનાર પાછળથી સમજી જ જાય કે ગાધી તદ્દન નિર્દોષ હતો '

ગાધીજી બોલીને બેઠા સભા આખી સ્તબ્ધ થઈ ગઈ હતી પઠાણના ઠાર મારવાના કસમ અને ગાધીજીની પહેલ કરવાની પ્રતિજ્ઞા એ બે વસ્તુ ગભીર હતી

એક્યાર પઠાણો સિવાય બીજા બધાએ સમાધાનને મજૂરી આપી ઠરાવ થતા પરોઢિયાના ત્રણ વાગ્યા એ વખતે ગાધીજીએ પેર પરોઢિયા સવાનુ માડી વાળ્યુ બે કલાક લખવાનુ કામ કર્યું દાતણપાણી કરીને સાત વાગે જેલને દરવાજે પહોચ્યા બધાને છોડાવી લાવ્યા.

## ૧૯

## 'પ્રેમપંથ પાવકની જ્વાળા'

૬૭ ફૂટથી વધારે ઊંચો, વિશાળ કદનો, ખેવડા બાંધાનો, પઠાણ મીર આલમ ઘાસનાં તથા વાળાનાં ગાદલાં ભરાવી વેચવાનો ધંધો કરતો હતો. ગાંધીજીનો એ જૂનો અસીલ હતો. ગાંધીજી ઉપર એને હેત હતું પણ સમાધાની એને પસંદ ન હતી. દસ આંગળાં આપી પરવાનો કઢાવવા જનારને ઠાર મારવાના એણે કસમ ખાધા હતા. એ વાતને ત્રણ મહિના વીતી ગયા છતાં એ કસમ ભૂલ્યો ન હતો.

પરવાના-ઑફિસ ગોઠવાઈ ગઈ અને પરવાના કઢાવવાનું શરૂ કરવાની જાહેરાત અપાઈ. સૌથી પહેલો પરવાનો કઢાવવાની ગાંધીજીએ પ્રતિજ્ઞા લીધી હતી.

આ દિવસે સને ૧૯૦૮ના ફેબ્રુઆરીની દસમી તારીખ હતી. ગાંધીજી સવારના પહોરમાં પોતાની ઑફિસે આવ્યા તે વખતે મીર આલમ પોતાના બે-ત્રણ દોસ્તો સાથે બહાર ઊભો હતો. હમેશાં તો ગાંધીજીને એ દેખે એટલે તરત સલામ ભરતો, પણ આજ ગાંધીજી સાથે ચાર આંખ મળી છતાં સલામ ન ભરી. એની આંખમાં રહેલો ગુસ્સો ગાંધીજીએ જોઈ લીધો. આજે જરૂર કંઈક નવાજૂની થવાની એમ ગાંધીજીને લાગ્યું. મીર આલમે

ગાંધીજીનો હોઠ ફાટી ગયો હતો, એક દાંત તૂટી ગયો હતો, અને મોમાંથી લોહી વહી જતું હતું પાંસળીઓ ઉપર પણ લાકડીઓ પડી હતી તેઓ બેભાન થઈ રસ્તા પર પડ્યા હતા

પડખે જ એક અંગ્રેજની ઑફિસ હતી ત્યાં ગાંધીજીને ઉપાડીને લઈ ગયા થોડી વારે ભાન આવ્યું આંખ ઉઘાડી તો ભલા પાદરી ડૉક તેમના પર વાંકા વળીને ઊભા હતા ડૉકે પૂછ્યું 'કેમ છે હવે?'

ગાંધીજીએ હસીને કહ્યું 'મને તો ઠીક છે દાંત અને પાંસળીઓ દુખે છે પણ મીર આલમ ક્યાં છે?'

'એને અને એના સાથીઓને પકડીને પોલીસને હવાલે કરી દીધા છે'

'એમને છોડી મૂકવાનું કહેવરાવો'

'એ બધું થઈ રહેશે અત્યારે તમે એક પરાઈ ઑફિસમાં પડ્યા છો. પોલીસ તમને ઇસ્પિતાલમાં લઈ જવા આવી છે, પણ તમે જો મારે ઘેર ચાલો તો હું અને મારાં પત્ની તમારી સારવાર કરશું'

ગાંધીજી કહે 'બહુ સારું. મને તમારે ઘેર લઈ જાઓ પોલીસનો આભાર માનજો!'

એટલામાં એશિયાટિક અમલદાર ચમની પણ આવી પહોંચ્યા ગાંધીજીને ગાડી કરીને સૌ ડૉકને ઘેર લઈ ગયા દાક્તરને બોલાવવામાં આવ્યા દરમિયાન ગાંધીજીએ ધીમે અવાજે ચમની સાહેબને કહ્યું 'મારી ઇચ્છા તો તમારી ઑફિસે આવીને દસ આંગળાં આપી પહેલો પરવાનો કઢાવવાની હતી પણ તે તો પ્રભુને મંજૂર ન હતું પણ હવે તમે મહેરબાની કરીને જલદી પરવાનાના કાગળિયા લઈ આવો અને મારું નામ નોંધો પહેલો પરવાનો

મારો નીકળવો જોઈએ એ મારો નિશ્ચય છે !' તેમણે કહ્યું : 'એવી શી ઉતાવળ છે? હમણાં દાક્તર આવશે. તમે આરામ કરો. બધુંય થઈ રહેશે બીજા આવશે તોય પહેલું નામ તમારું રાખશું.' ગાંધીજી કહે ' એમ નહિ. મારી પ્રતિજ્ઞા છે કે જો જીવતો હોઉં તો પહેલો પરવાનો મારે કઢાવવો. એટલે હમણાં ને હમણાં કાગળિયાં લઈ આવો.'

ચમની કાગળિયાં લેવા ઑફિસે ગયા. ગાંધીજીએ ડોકને કહ્યું: ' તમે એટર્નિ જનરલને તાર કરો કે મીર આલમ તથા તેના દોસ્તોને છોડી મૂકે. મારા પર હુમલો કર્યો તેમાં તેમને હું ગુનેગાર ગણતો નથી. મારે ખાતર તેમને છોડી મૂકે તેમ વિનંતિ કરો.'

તાર થયો. મીર આલમ વગેરે છૂટયા. ખબર સાંભળીને ગાંધીજી શાંત થયા.

દાક્તરે આવીને ગાંધીજીને તપાસ્યા. તેમનો હોઠ ચિરાઈ ગયો હતો તે સાંધ્યો. પાંસળીઓ તપાસીને તેને લગાડવાની દવા આપી. જ્યાં સુધી ટાંકા ન તોડે ત્યાં સુધી બોલવાની મનાઈ કરી. ખોરાકમાં ફકત પ્રવાહી લેવાની ભલામણ કરી.

ગાંધીજીની સારવારમાં ડોક દંપતી મરી પડતાં હતાં. ગાંધીજીએ પોતાને માર પડ્યો એ સંબંધમાં એક કાગળ લખીને છાપામાં પ્રગટ કરવા મોકલ્યો. તેમાં મીર આલમ વિષે લખ્યું: ' મને મારનાર પર ગુસ્સો નથી. તેઓ પોતાની ભૂલ સમજશે ત્યારે પસ્તાશે. માર પડ્યો અને વધારે પડશે તોપણ મેં જે સલાહ લોકોને આપી છે તે જ આપીશ. સત્યાગ્રહી કદી મારથી કે દગાથી ડરતો નથી. ખુદાની આગળ હું તો એટલું જ માગું છું કે હિંદીઓનું તે ભલું કરે, તેને સાચે મારગે ચલાવે અને હિંદુ તથા મુસલમાનને મારા લોહીના પાટા વડે સાંધે.'

આ કાગળ લખીને મોકલ્યો એટલામાં ચમની આવી પહોંચ્યા. ગાંધીજીએ જેમ તેમ કરીને પોતાનાં આંગળાં આપ્યાં. એ વખતે એ કડક મનાતા ગોરા અમલદારની આંખમાં આંસુ આવ્યાં. એની વિરુદ્ધ ગાંધીજીએ કડવી ટીકાઓ કરેલી, પણ સત્યને ખાતર દુઃખ સહન કરનાર કઠણ હૈયાંને પણ કેવાં પિગળાવી દે છે તેની દુનિયાને ખાતરી થઈ.

હવે ગાંધીજીને શાંતિ મળે તે માટે સૌ ત્યાંથી ખસી ગયા. ગાંધીજીને લખવા-બોલવાની મનાઈ કરી. ગાંધીજીએ ડૉકને લખીને કહ્યું: 'તમારી નાનકડી ઑલિવ મને ભજન સંભળાવે તો હું શાંતિથી પડ્યો રહી શકીશ.'

ડૉકે મધુર હાસ્ય કરીને માગણીને વધાવી લીધી અને ઑલિવને ઇશારાથી બોલાવી. નાજુક, સુકોમળ ઑલિવે પોતાના મીઠા કંઠથી ધીમે અવાજે બારણા વચ્ચે ઊભાં રહીને ભજન ગાવાનું શરૂ કર્યું:

પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મુજ જીવન—પંથ ઉજાળ
દૂર પડ્યો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ
મારો જીવન-પંથ ઉજાળ
ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ દૂર નજર છો ન જાય
દૂર માર્ગ જોવા લોભ લગીર ન એક ડગલું બસ થાય
મારે એક ડગલું બસ થાય

ગાંધીજી આંખ મીચીને શાંતિથી સાંભળતા હતા. ભજનના દિવ્ય સૂરો તેમના હૃદયમાં ગુંજતા હતા અને તેમનો પંથ ઉજાળી

## ૨૦

# વિરોધીના ખોળામાં માથું

ગાંધીજી ઉપર હુમલો થયો ત્યારે કસ્તુરબા ફિનિક્સમા હતા તેમને સમાચાર મળ્યા એટલે તેમનો જીવ ઊંચો થયો કેટલું વાગ્યું હશે, કેવી સ્થિતિમા કયા પડયા હશે? વગેરે વિચારો કરતા તેમનો જીવ બળતો હતો પણ ગાંધીજીને પુછાવ્યા વિના જોહાનિસબર્ગ દોડયા જવું એ તેમને ઠીક ન લાગ્યુ વેસ્ટ અને મગનભાઈ તથા બીજા આશ્રમવાસીઓ ચિંતા કરવા લાગ્યા

દસેક દિવસમા ગાંધીજી હરતા-ફરતા થઈ ગયા, એટલે માયાળુ ડૉક-કુટુબની વિદાય માગી. ગાંધીજીને રજા આપતા ભના ડૉક દંપતીને વસમુ લાગ્યું ગાંધીજી પોતાને ઘેર આવ્યા

જોહાનિસબર્ગની પેઠે ડરબનમા પણ સમાધાનનો વિરોધ કરનારા હતા લડત જો કે ટ્રાસવાલના રહેવાસીઓ પૂરતી જ હતી, છતા નાતાનના હિંદીઓ તેમા સહાય કરતા હતા. તેથી નાતાલ ના હિંદી ભાઈઓને સમાધાનીનો અર્થ સમજાવવા ગાંધીજી ડરબન ગયા.

ડરબનમા હિંદીઓની જાહેર સભા મળી એ સભામા ગાંધીજી સમાધાન કેવી રીતે થયું તે સમજાવવાના હતા ગાંધીજીનો ઉતારો રૂસ્તમજી શેઠને ઘેર હતો ત્યા કેટલાક મિત્રોએ આવી ગાંધીજીને કહ્યું 'આજની સભામા તમારી ઉપર હુમલો

થવાનો છે. વિરોધીઓ તૈયાર થઈને સભામાં આવવાના છે. એટલે ભાઈ, તમે આજ સભામાં જવાનું મુલતવી રાખો તો ?'

ગાંધીજીએ તરત જ જવાબ વાળ્યો: 'હિંદીઓને હું મારા ભાઈ સમાન ગણું છુ. મારા ભાઈ પાસે જવામાં હું શાનો ડરું ? વળી હિંદીઓની મારે સેવા કરવી છે. સેવા કરવા જનારે આવો ડર રાખવો ન જોઈએ. સેવક જો વખાણ સાભળવા જાય તો તેણે નિંદા, ધમકી કે માર ખાવા પણ જવુ જોઈએ.'

આમ કહીને ગાધીજી તૈયાર થયા. ઠરાવેલે વખતે સભામાં હાજર થયા રાતના આઠ વાગ્યે સભા મળી હતી. સભાના ઓરડામા બત્તીઓ થઈ ગઈ હતી. ગાધીજીએ સભાજનોને સમાધાની કેમ થઈ તે સમજાવ્યુ. સવાલોના જવાબ આપ્યા. કામ લગભગ પૂરું થવા આવ્યુ હતુ એવામા એક પઠાણ પોતાની ડંગ લઈને માચડા પર ચડી આવ્યો. તે જ વખતે બત્તીઓ બુઝાઈ ગઈ ગાધીજી સમજી ગયા કે હુમલો થવાનો. છતાં તેઓ શાંતિથી ખુરસીમા બેસી રહ્યા. દાઉદ શેઠ ટેબલ પર ચડીને લોકોને શાંત પાડવા લાગ્યા. પણ વિરોધીઓએ ધાધલ મચાવ્યુ. એક જણે તમચાનો ખાલી ભડાકો કર્યો. મિત્રો અને સ્વયંસેવકો ગાધીજી ફરતા વીંટળાઈ વળ્યા. તેમણે આંકડા ભીડીને જીવતો ગઢ બનાવ્યો.

પારસી રુસ્તમજી વીજળીવેગે પોલીસ-થાણે દોડયા. સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડરને ખબર આપ્યા. તેણે તરત જ પોલીસ-ટુકડી મોકલી પોલીસની ટુકડી ગાધીજીને પારસી રુસ્તમજીને ઘેર મૂકી આવી.

બીજે દિવસે ગાધીજી ફિનિક્સ જવા ઊપડયા. ફિનિક્સમાં તેમની કાગને ડોળે રાહ જોવાતી હતી ગાધીજીને સાજા-નરવા જોઈ કસ્તુરબાનો જીવ હેઠો બેઠો. તેમણે પ્રભુનો પાડ માન્યો. મિત્રો અને બાળકો ગાધીજીને જોઈને આનંદમાં આવી ગયાં. ફિનિક્સમાં જાણે નવો પ્રાણ આવ્યો.

ડરબનમાં હુમલો થયો ત્યારે જેઓ ગાંધીજી ફરતા વીંટળાઈ રહ્યા હતા તેમણે ગાંધીજીને એકલા મૂકવાની ના પાડી. તેઓ ગાંધીજી સાથે ફિનિક્સ ગયા. ગાંધીજીને રાતે ખુલ્લામાં સૂવાની ટેવ હતી. રાતે તેઓ ચોગાનમાં સૂતા. પેલી ટુકડીના જુવાનોએ ગાંધીજીની ચારે તરફ પથારીઓ કરી અને આખી રાત જાગવાના વારા ગોઠવી પહેરો ભર્યો.

ફિનિક્સ આશ્રમ હવે ધીમે ધીમે જામતો જતો હતો. મકાનો બંધાઈ ગયાં હતા. નવાં બંધાયે જતાં હતાં. નવા નવા માણસો વેપાર-રોજગાર છોડી આશ્રમમાં જોડાવા તૈયાર થતા હતા. છાપખાનાનું કામ સરસ ચાલતું હતું. વેસ્ટ, મગનલાલ ગાંધી, છગનલાલ ગાંધી વગેરે છાપાનું કામ ચલાવતા હતા. મકાનો ફરતાં ફળઝાડ વવાઈ ગયાં હતાં. નવાં નવાં વવાતાં જતાં હતાં. ગાંધીજી આશ્રમમાં રહ્યા તેટલા દિવસ તેમણે પણ કોદાળી-પાવડો લઈ પોતાના મકાન ફરતો બગીચો કરવા માંડયો. નાનો રામદાસ નાની કોદાળી લઈને બાપુ સાથે બગીચાનું કામ કરતો. બીજાં બાળકો પણ બાપુજી સાથે હળી ગયાં. રોજ સાંજે સૌ એકઠાં થતાં. ગાંધીજી તેમને બે શબ્દ કહેતા. મગનલાલ ગાંધી સુંદર રાગે રામાયણની ચોપાઈઓ ગાતા. સંતોકબેન અને કાશીબેન ભજનો ગાતાં. આમ આશ્રમનું વાતાવરણ ગુંજવા લાગ્યું.

ગાંધીજી હજી તો સમાધાનીની વાત લોકોને સમજાવી રહ્યા છે. વિરોધીઓ ધીમે ધીમે ઓછા થવા લાગ્યા છે. એવામાં જનરલ સ્મટ્સે ધડાકો કર્યો-ખૂની કાયદો રદ કરવાનું વચન તોડયું. એ કાયદાને એણે મંજૂર કર્યો અને મરજિયાત પરવાનાના કાયદા સાથે યુક્તિપૂર્વક સાંકળી દીધો.

ગાંધીજી તો આ ખબર વાંચીને દિગ્મૂઢ બની ગયા. એમને થયું કે હવે દિંડી ભાઈઓને હું શો જવાબ આપીશ ? વિરોધીઓને

હવે બળ મળશે. પણ એમ ગાંધીજી મોળા પડે કે હારે તેમ ક્યાં હતા?

તેમણે ફરીથી એકડે એક ઘૂંટવાનો નિર્ણય કર્યો ફિનિક્સથી તેઓ જોહાનિસબર્ગ આવી પહોંચ્યા આવીને તરત આગેવાનોની સભા બોલાવી. નવેસરથી લડત ઉપાડવા ગાંધીજીએ ફરી કમ્મર કસી.

જનરલ સ્મટ્સ ઝીણી નજરે ગાંધીજી હવે શું કરે છે તે જોઈ રહ્યો. એણે કરેલો વિશ્વાસઘાત ભયંકર હતો.

१

## પરવાનાની હોળી

હિંદી આગેવાનો ગાંધીજીને મોંએ ઠપકો આપવા લાગ્યા 'ભાઈ, તમે સાવ ભોળા છો જેની તેની ઉપર વધારેપડતો વિશ્વાસ મૂકો છો હવે આપણી કોમ ફરી કેવી રીતે ઊભી થશે ?'

ગાંધીજીએ જવાબ આપ્યો   એણે વચનભંગ કર્યો છે એ સાચું, પણ આ દુનિયામાં વિશ્વાસે જ વહાણ ચાલે છે વિશ્વાસ ઉપર જગત નભે છે એણે વિશ્વાસઘાત કર્યો તો આપણે ફરી લડશું આપણું સત્યાગ્રહનું હથિયાર આપણી પાસે તૈયાર છે '

આમ કહી ગાંધીજીએ સૌને હિંમત આપી ફરી પાછી લડતની તૈયારીઓ ચાલી ગામડાઓમાં સ્વયંસેવકો નીકળી પડ્યા સભાઓ અને ભાષણો થવા માંડ્યા

આ તરફ ગાંધીજી મર્ર્શાઈટને મળ્યા ગાંધીજીને જેલમાં મળી સમાધાન કરાવનાર એ જ હતા તેમણે ગાંધીજીને ઠંડો જવાબ આપ્યો ' ભાઈ, મને પણ આની ખબર નહિ એ માણસ બડો કામેલ છે આપાના વિરોધને ગણકારે તેવો નથી છતાં મારાથી બનતી બધી મદદ હું તમને કરીશ '

ગાંધીજીએ જનરલ સ્મટ્સને વીનવી જોયો પણ એ એકનો બે ન થયો એ તો કહે ' સરકારે જે કર્યું છે તે વાજબી જ

છે એમાં સમાધાનનો ભંગ થતો નથી તમારી સમજફેર થઈ લાગે છે' ઊલટો ચોર કોટવાળને દંડે તેવું કર્યું

ગાંધીજીએ જોયું કે હવે આ માણસ સમજાવ્યો નહિ સમજે. એને સત્યાગ્રહથી નમાવવો પડશે એને માટે હિંદીઓને ફરી પાછા સંકટના સાગરમાં ઊતરવું પડશે જેવી પ્રભુની મરજી! એમ વિચારી તેમણે મરજિયાત પરવાનાને જાહેર સભા ભરીને સળગાવી મેલવાનો નિશ્ચય કર્યો. આગેવાનોએ તથા તમામ હિંદીઓએ એ વાતને ટેકો આપ્યો એને માટે દિવસ ઠરાવવામાં આવ્યો ગાંધીજીએ જનરલ સ્મટ્સને કાગળ લખ્યો કે 'જો એ ખૂની કાયદો ધારાસભામાં પસાર થશે તો અમે તે જ દિવસે નવા પરવાનાની હોળી કરશું' જનરલ સ્મટ્સે ધારાસભામાં ભાષણ કરતી વખતે આનો જવાબ આપ્યો. 'જે લોકો સરકારને આવી ધમકી આપી રહ્યા છે તેમને સરકારની તાકાતનું ભાન નથી કેટલાક ચળવળિયાઓ ગરીબ હિંદીઓને ઉશ્કેરીને પુનાર મેળવે છે તેનું મને દુઃખ થાય છે

ઠરાવેલો દિવસ આવી પહોંચ્યો જે મસ્જિદના ચોગાનમાં સમાધાની વખતે મધરાતે સભા મળેલી તે જ મસ્જિદમાં સભા મળી હજારો હિંદીઓ સભામાં હાજર થયા એક ખૂણામાં મોટા માંચડા ઉપર એક જબરો તાવડો ગોઠવવામાં આવ્યો હતો એ તાવડામાં પરવાનાની હોળી થવાની હતી સૌ પોતાનો પરવાનો ખિસ્સામાં લઈને આવ્યા હતા

સરકારના જવાબની રાહ છેલ્લી ઘડી સુધી જોવી એમ નક્કી કર્યું હતું સભા શરૂ થવાની હતી તેવામાં એક સ્વયંસેવક સાઈકલ પર આવી પહોંચ્યો તેની પાસે તાર હતો. તારમાં સરકારી જવાબ હતો 'હિંદીઓએ જે નિશ્ચય કર્યો છે તે માટે સરકાર દિલગીર છે સરકાર પોતાનો નિર્ણય ફેરવવા માગતી નથી'

ગાંધીજીએ સભા સમક્ષ તાર વાંચી સંભળાવ્યો. સભાજનોએ તારને વધાવી લીધો લડવાના જુસ્સામાં સૌ ઊંચા-નીચા થવા લાગ્યા ફરી જુમ્મો નહિ આવે એમ કહેનારા પણ આથી ઉત્સાહમાં આવી ગયા.

પ્રમુખે સભાને સાવધાન કરી જનરલ સ્મટ્સની સરકાર સામે ફરી ઊતરવું તે રમતવાત નથી તે સમજાવ્યું. જરૂરી ઠરાવો પસાર થયા. ગાંધીજીએ સભાને બે શબ્દ કહ્યા 'આ વખતે લડત આકરી થશે. તેમાં સરકાર જુલમ વધારે કરે તેવો સંભવ છે. પરવાનો બાળ્યા પછી બીજે જ દિવસે નવો કઢાવવા જવું પડે તેવા ભાઈએ પરવાનો ન બાળવો. જેમણે પરવાના બાળવા આપ્યા છે તે હજી પાછા માગી લઈ શકે છે-તેમાં એક જાતની હિંમત રહેલી છે. પણ એકવાર નિશ્ચય કર્યો અને પરવાનો બાળ્યો પછી નવો કઢાવવો તેમાં આપણી સૌની નામોશી છે. સૌએ પૂરો વિચાર કરીને પગલું ભરવું, જેથી પાછું પગલું ભરવા વખત ન આવે'

ગાંધીજીનું ભાષણ ચાલતું હતું ત્યારે વચ્ચે વચ્ચે અવાજો આવ્યા કરતા હતા 'અમારે પરવાના પાછા નથી જોઈતા એની ઝટ હોળી કરો.'

છેવટે ગાંધીજીએ કહ્યું 'આ બાબતમાં કોઈને વિરોધ કરવો હોય તો તે ભાઈ અહીં આવીને પોતાની વાત સભાને સમજાવી શકે છે.'

એ વખતે સભામાં છ ફીટ ઊંચો મીર આલમ ખડો થયો. એણે બુલંદ અવાજે કહ્યું 'ગાંધીભાઈની વાત હું પહેલાં નહોતો સમજ્યો તેમને મેં માર્યા તે બદલ તેમની માફી ચાહું છું અને

ગાંધીજીએ પ્રેમથી એનો હાથ દબાવ્યો સભાએ તાળીઓના ગડગડાટથી એ દેખાવ વધાવી લીધો

જોતજોતામા બે હજાર જેટલા પરવાના એકઠા થઈ ગયા એનો મોટો ગાસડો બાંધીને તાવડામા પધરાવ્યો ઉપર ગ્યાસતેલ છાટયુ અને ગાધીજીએ દીવાસળી ચાપી. ભડ ભડ ભડ ભડકો થયો. આખી સભા ઊભી થઈ ગઈ પરવાના બળી રહ્યા ત્યા સુધી તાળીઓથી મેદાન ગાજતુ રહ્યું જેમની પાસે પરવાના બાકી હતા તેમણે પણ ખિસ્સામાથી કાઢી કાઢીને વરસાદની માફક માચડા તરફ ફેંક્યા.

એ સભામા અગ્રેજી છાપાના પ્રતિનિધિઓ પણ હાજર હતા વિલાયતના 'ડેલી મેલ'ના ખબરપત્રીએ આ સભાનુ આબેહૂબ વર્ણન પોતાના છાપામા મોકલી આપ્યુ તેણે પરવાનાની આ હોળીને અમેરિકનોએ પોતાનો વિરોધ દેખાડવા વિલાયતથી આવેલી ચાની પેટીઓ દરિયામા પધરાવી હતી તેની સાથે સરખામણી કરી એ રીતે મૂઠીભર હિંદીઓએ ટ્રાસવાલની બળવાન સરકાર સામે ફરીથી બાથ ભીડી કેટલાક અગ્રેજો ગાધીજી ઉપર પ્રેમ રાખતા અને હિંદીઓ તરફ સહાનુભૂતિ ધરાવતા હતા તેમણે જનરલ સ્મટ્સને નમતુ મૂકવા સમજાવ્યા એણે એ ભલા અગ્રેજોને કહ્યું 'તમે ગાધીને ઓળખતા નથી હુ એને બરાબર પિછાણુ છુ. એને તસુ આપશો તો વેંત માગશે, વેંત આપશો એટલે હાથ માગશે. ગાધી ભારે ચાલાક છે. ભલે આખી હિંદી કોમ ખુવાર થઈ જાય, પણ હુ કાયદો પાછો ખેંચવાનો નથી'

જનરલ સ્મટ્સનો આ હુકાર ગાધીજીને કાને અથડાયો ત્યારે તેમને થયુ કે લડત વધારે કપરી અને લાબી થશે એને માટે તેમણે તૈયારી કરવા માડી

## ૨

## લડત શરૂ—

પહેલા સત્યાગ્રહી તરીકે હિંદી કોમના ઊગતા આગેવાન સોરાબજી બારિસ્ટરને પસંદ કર્યા. તેઓ વગર પરવાને ટ્રાંસવાલમાં દાખલ થયા. તેઓ છેક જોહાનિસબર્ગ પહોંચી ગયા ત્યાં સુધી કોઈએ પકડયા નહિ. શહેરમાં આવ્યા બાદ પકડયા. તેમાં સરકારની કાયદેસર કંઈક ભૂલ થઈ. ગાંધીજીએ માજિસ્ટ્રેટ નજીક તેમનો બચાવ કર્યો. સોરાબજીને છોડી મૂકવા પડ્યા. આથી ટ્રાંસવાલના હિંદીઓ રાજી રાજી થઈ ગયા.

હવે નાતાલથી ખાસ કાયદાભંગ કરવા એક ટુકડી તૈયાર થઈ. તેના આગેવાન નાતાલની મહાસભાના પ્રમુખ દાઉદ શેઠ હતા. એ ટુકડીમાં જાણીતા વેપારી રૂસ્તમજી પારસી હતા. સુરેંદ્રરાય મેઢ, પ્રાગજીભાઈ દેસાઈ, હરિલાલ ગાંધી, રતનશી મોઢા વગેરે હતા. આ ટુકડી લઈને દાઉદ શેઠ ડરબનથી ટ્રાંસવાલની સરહદ પર આવી પહોંચ્યા.

આવી મોટી ને વગદાર ફોજને સરકાર વગર પરવાને પેસવા દે? તો તો એની આબરૂ જ જાય ને? આખી ટુકડીને ગિરફતાર કરી તેમને વોકસરસ્ટની સરહદી જેલમાં રાખ્યા. હવે હિંદીઓનો જુસ્સો વધ્યો. ટ્રાંસવાલના ભાઈઓ વગર પરવાને ફેરી ફરીને અને

નાતાલમા જઈ પાસ વગર પરવાને ટ્રાન્સવાલમા દાખલ થઈને પકડાવા લાગ્યા. નાતાલથી બીજી ટુકડી આવી જોહાનિસબર્ગમા પણ પકડાપકડી શરૂ થઈ મોરાબજી માસ્તરને ફરી પકડ્યા આમ લડત જામી.

આ પકડાયેલામા ઈમામ સાહેબ પણ હતા. તેઓ ફેરી કરીને પકડાયા હતા. ઈમામ સાહેબનુ શરીર ખૂબ નાજુક હતુ. તેઓ કદી ઉઘાડે પગે ચાલતા નહિ ઘરમા પણ મોજા ને જોડા પહેરતા તેઓ શોખીન ભારે હતા. તેમને મલાયી ઓરત હતી. તેમનુ ઘર સુદર શણગારેલુ રહેતુ. ઘોડાગાડી વિના બહાર જતા નહિ નિત્ય નવા ભોજન જમવાની એમને ટેવ હતી તેમને પહેલા ચાર દિવસની સજા થઈ ફરી પકડાયા અને ચાર માસને માટે જેલમા ગયા ત્યા તેમણે મકાઈની રાબ પીને ખુદાનો પાડ માન્યો પથ્થર ફોડ્યા, ઝાડુ કાઢ્યુ, પણ હાર્યા નહિ છૂટ્યા પછી ફિનિક્સ આશ્રમમા જોડાયા ત્યા બીબા ગોઠવ્યા, હાથે પાણી ભર્યા, અને ગાધીજી હિદુસ્તાન આવ્યા ત્યારે સાબરમતી આશ્રમમા આવીને રહ્યા અને હિદની લડતોમા ભાગ લીધો

આવા તો અનેક ભાઈઓ જેલમા જઈને શુદ્ધ થયા તેમાનો જોસેફ રોયપેન એક હતો નાતાલમા ગિરમીટિયાને ઘેર જન્મેલો તે વિલાયત જઈ ગ્રેજ્યુએટ થયો અને બારિસ્ટરની પદવી મેળવી ઈમામ સાહેબ તો વજૂ કરતી વખતે પગ ખુલ્લા કરતા, પણ આ જુવાનિયો પગને ખુલ્લા કરતો જ નહિ બારિસ્ટરીનો ત્યાગ કરી, બગલમા ભાજીપાલાની ટોપલી નાખી એણે ફેરી શરૂ કરી અને પકડાયો એણે આનદથી જેલ ભોગવી –

વિલાયતમા ને આફ્રિકામા પહેલા વર્ગમા જ ફરનારો રોયપેન ભોળે ભાવે ગાધીજીને પૂછતો 'પણ ગાધીભાઈ, મારે ત્રીજા વર્ગમા મુસાફરી કરવી ?'

ગાંધીજી હસીને કહેઃ 'તમે પહેલા–બીજા વર્ગમાં ફરો તો પછી મારે ત્રીજા વર્ગમાં કોને બેસાડવા ? આમાં તો લાખોપતિ પણ આવ્યા છે.'

'બહુ સારું!' કહીને રોયપેન ત્રીજા વર્ગમાં બેગ પકડાઈને જેલ ગયા.

ભોળા વરસના જુવાનો તો કેટલાય પકડાયા. દરેકને ત્રણથી ચાર માસની સખત કેદની સજા કરતા હતા. પણ આ વખતની જેલ આકરી હતી. સત્તાવાળાઓએ આ વખતે દુઃખ દેવામાં બાકી ન રાખ્યું. પથ્થર ફોડાવ્યા, પાયખાનાં સાફ કરાવ્યાં. સુંવાળા હાથમાં આંટણ પડ્યાં છતાં કોઈ ન ડગ્યા. દુઃખ હસતે મોએ વેઠી લીધાં.

સરકારે વિચાર કર્યોઃ ગાંધી બહાર છે ત્યાં સુધી લડત મોળી નહિ પડે. ગાંધીજીને પકડ્યા. ગાંધીજીને જેલમાં આવેલા જોઈ સૌ લહેરમાં આવી ગયા. આ વખતે જેલમાં લગભગ પોણોસો ભાઈઓ સાથે થઈ ગયા હતા.

જનરલ સ્મટ્સ પણ હઠે ભરાયો હતો.

## ૩

# બીજી વારની જેલ

પહેલી વારની જેલ રમત જેવી હતી આ વખતની જેલ ખરી જેલ હતી

સત્યાગ્રહીઓનું વધતું જતું જોર જોઈને જનરલ સ્મટ્સ ચિડાયો હતો એ જોસને તોડી પાડવા તેણે પોતાની સઘળી શક્તિ વાપરવા માંડી હતી

ગાંધીજી અને તેમની સાથેના સત્યાગ્રહીઓની દેખરેખ રાખવા જે વૉર્ડર નીમેલો તે આકરો હતો એનો મિજાજ તેજ હતો ભલભલા ફરા પણ તેના નામથી ધ્રૂજતા એમાં વળી એને ઉપરથી સખ્તાઈ કરવાના હુકમ મળ્યા હતા

સત્યાગ્રહીઓને ધોમ તડકામાં પથ્થર ભાંગવાનું કામ સોંપ્યું હતું આફ્રિકાના મૂળ વતનીઓ સાથે ગાંધીજી તથા બીજા સત્યાગ્રહીઓને વૉર્ડર જમીન તોડાવતો હતો

જમીન કઠણ હતી તાપ સખત હતો જેલથી દોઢેક માઈલ દૂર આ કામ ચાલતું હતું બધા કેદીઓ ઝપાટાબંધ કામ કરતા હતા પણ ટેવાયેલા ન હોવાથી વણુખગ તરત થાકી જતા હતા રવિકૃષ્ણ નામનો એક કુમળો કિશોર ગાંધીજીની બાજુમાં કામ કરતો હતો તેને જોઈને ગાંધીજી મૂંઝાયા તાપ વધતો જતો હતો વૉર્ડર "ચલાઓ! ચલાઓ!" કરતો હતો

તાપ અને સખત કામને લીધે કોઈ કોઈ ગભરાવા લાગ્યા કેટલાક તો ઢળી પડ્યા એક જણનો પગ સૂજી ગયો આ બધું જોઈ ગાંધીજી દુખી થતા હતા તેમનું દિલ દુભાતું હતું તેઓ સૌને હિંમત આપી રહ્યા હતા 'દારોગાની દરકાર કર્યા વિના થાય તેટલું કામ કર્યા કરો પ્રભુ ઉપર વિશ્વાસ રાખો.'

ગાંધીજી પોતે પણ થાકયા હતા તેમના હાથમાં ફોલા પડ્યા તેમાંથી પાણી ચાલવા લાગ્યું વળવું મુશ્કેલ થઈ પડ્યું કમ્મર જકડાઈ ગઈ કોદાળીનો ભાર મણ જેટલો લાગતો હતો ગાંધીજીએ પ્રભુને પ્રાર્થના કરી 'હે પ્રભુ તું મારી લાજ રાખજે મને અપંગ ન બનાવીશ કામ પૂરું કરવાની શક્તિ આપજે' અને ખુદાને ભરોસે મન મજબૂત કરી કામ ચાલુ રાખ્યું

એ જ વખતે તેમણે ઝીણાભાઈ નામના એક સત્યાગ્રહીને મૂર્છા ખાઈને પડી જતા જોયા પોતાની જગ્યાએથી દારોગાની રજા સિવાય ખસાય નહિ એટલે એ દૂરથી જોઈ રહ્યા દારોગો ઝીણાભાઈ પાસે ગયા પણ ગાંધીજીથી ન રહેવાયું તેઓ ઝીણાભાઈ પાસે દોડી ગયા બીજા હિંદીઓ પણ આવી પહોંચ્યા ઝીણાભાઈને પાણી છાંટયું થોડી વારે તેમને શુદ્ધિ આવી.

દારોગાએ બીજાઓને કામ પર મોકલી આપ્યા ફક્ત ગાંધીજીને તેમની પાસે બેસવા દીધા ઝીણાભાઈના માથા પર ગાંધીજી પાણી રેડવા લાગ્યા એ વખતે ગાંધીજીને વિચારો આવવા લાગ્યા 'મારા વચન પર વિશ્વાસ રાખી આ સૌ ભાઈઓ જેલમાં આવે છે તેમને હું ખોટી સલાહ આપતો હોઉં તો કેટલો પાપી હું ?' આવો વિચાર આવતા તેમણે ઊંડો નિસાસો મૂક્યો

વળી ઈશ્વરને સાક્ષી રાખી વિચારસાગરમાં ડૂબકી મારી હમી ને બહાર આવ્યા ગાંધીજીને થયું 'મેં જે સલાહ આપી છે તે બરાબર છે આ તો મૂર્છા આવી, પણ મોત આવે તોયે શું ?

મારાથી ખોટી સલાહ કેમ અપાય ? જન્મમરણના દુખ કરતા આમ સ્વમાન અને ટેકને ખાતર દુખ ભોગવી ભવના ફેરામાથી છૂટવુ એ જ મનુષ્યનુ કર્તવ્ય છે.'

ગાધીજીએ ઝીણાભાઈને હિંમત રાખવા કહ્યુ તેમને જરા આરામ થયો પછી ગાધીજીએ દારોગાને કહ્યુ 'આમનાથી જેલ સુધી ચાલી નહિ શકાય ' દારોગાએ ગાડી મગાવી ઝીણાભાઈને જેલમા લઈ જવાનો ગાધીજીને હુકમ થયો. ગાધીજી તેમને લઈ ગયા

વડા દારોગા આગળ આ ફરિયાદ પહોચી તેણે હિંદીઓને બગીચામા કામ આપવાનુ ઠરાવ્યુ

બે દિવસ પછી મ્યુનિસિપાલિટીનુ એક તળાવ ખાદવા સૌને લઈ ગયા એ તળાવ જેલથી પાચ માઈલ દૂર હતુ એટલે સૌને ટ્રોલીમા બેસાડીને ઉપાડયા ટ્રોલીમા બધાને મજા પડી ત્યા કામ સખત હતુ ગાધીજીને ખોદતા કાડા પર સોજો ચડયો છતા કામ ન છોડયુ

બપોરે જમવા માટે જેલે પાછા જવાનુ ન હતુ સીધુ-સામાન સાથે લાવ્યા હતા. સૌ હિંદી ભાઈઓએ ત્યા હાથે પકાવ્યુ કોઈ બગીચામા ઉજાણીએ ગયા હોય તેમ લહેરથી સૌએ ખાધુ, પીધુ ને મોજ કરી

તળાવમા ધાર્યુ કામ થયુ નહિ તેથી મરેલાની કબર પાસેનુ ઘાસ કાઢવાનુ કામ સોપ્યુ એ કામ નવ નવ કલાક સુધી કરાવતા

એકવાર વડા દારોગાએ કાફરા દારોગાને હુકમ કર્યો 'હિંદીઓના પાયખાના સાફ કરવા બે હિંદીને લઈ આવો.' એણે આવી ગાધીજીને કહ્યુ 'બે હિંદી પાયખાના સાફ કરવા જોઈએ '

ગાધીજીએ બીજાને ન બોલાવતાં જાતે જઈને બધા પાયખાના સાફ કરી નાખ્યા

કેટનાક વખત બાદ કોઈ કારણસર ગાધીજીને જુદા પાડયા વૉકસરસ્ટથી તેમને જોહાનિસબર્ગ લઈ ગયા

ગાધીજીની જેન–બદલીના સમાચાર મળવાથી પોલાક અને નયડુ જોહાનિસબર્ગ સ્ટેશને આવી પહોચ્યા હતા. ગાડી પ્લેટફોર્મમા આવીને ઊભી રહી. બન્ને ભાઈઓ ચોમેર નજર કરવા લાગ્યા.

એક ડબામાથી પોલીસ–પહેરા નીચે ગાધીજી ઊતર્યા કાચુ પાટલૂન, કાચુ ખમીસ, કાચુ જપર, કાળી કેદી–ટોપી અને માથે કપડાનુ પોટલુ. આ વેશે ગાધીજીને ઊતરતા અને પોલીસ સાથે ચાલતા જોઈને પોલાક તથા નાયડુને ખૂબ લાગી આવ્યુ ગાધીજી તો હસતા હતા તેમણે નમસ્કાર કર્યા. આ રીતે ગાધીજીને પગે ચાલતા … જેલ સુધી લઈ ગયા હિંદીઓને આથી ખૂબ રોષ ચડયો. પોલાકે છાપાઓમા નખાણો લખ્યા એને માટે વિલાયતની પાર્લમેંટમા સવાલો પૂછવામા આવ્યા.

*

જેલને દરવાજે પહોચ્યા ત્યારે સાજ પડી ગઈ હતી એક ઓરડામા માથા કાફરા ને ચીના કેદીઓ સૂતા હતા એ ઓરડામા ગાધીજીને પૂર્યા. ગાધીજી તો પોટલુ બાજુ પર મૂકી પથારી કરીને જરા લાબા થયા રાત પડી એટલે કાફરા અને ચીના કેદીઓ ગંદી મશ્કરી કરવા લાગ્યા. એ લોકો જગલી, ખૂની અને અનીતિવાળા હતા ગાધીજી તેમની ભાષા જાણતા નહોતા. ભાગ્યુ–તૂટયુ સમજ્યા કે 'તને અહીં શા માટે લાવ્યા છે?' ગાધીજીએ થોડો જવાબ આપ્યો. પછી ચીનાએ પૂછવાનુ શરૂ કર્યુ એ વધાર ખરાબ હતો ગાધીજીની પથારી પાસે જઈને એ તેમની સામે જોઈ રહ્યો ગાધીજી મૂગા બેઠા હતા થોડી વાર પછી ચીનો કાફરની પથારી પાસે ગયો ત્યા એકબીજા એમ ઉડાવવા લાગ્યા ને ભૂડી મશ્કરીઓ કરવા લાગ્યા. આ બન્ને કેદીઓ ગોટી, ચોરી, અને ખૂનના કેસમા આવેલા હતા.

આવામા ગાધીજીને ઊઘ શી રીતે આવે ? બહુ અકળાયા. ગીતા કાઢી વાચી ધીરજ રાખી હવે આ લોકોની સાથે જ રહેવુ પડશે કે બીજા હિંદીઓની ભેગા રાખશે એ વિચારથી સહેજ ભય પામ્યા પણ છેવટે મન સાથે નક્કી કર્યું કે 'જે દુ ખ પડે તે સહન કરવુ એ જ મારુ કર્તવ્ય છે' આવે પ્રસગે મનને શાત કરે તેના શ્લોકો ગીતામાથી વાચી સ્વસ્થ થયા અને રાત જેમ તેમ કાઢી. સવારે ગવર્નરને બધી હકીકત લખી મોકલવાનો વિચાર કરી મોડી રાતે થોડુ ઊઘ્યા

ગાધીજીને એ પણ થયુ કે 'પગે ચાલવુ, સામાન ઉપાડવો, એ કાઈ દુ ખ ન કહેવાય ખરુ દુ ખ આ છે બીજા હિંદી ભાઈઓ પણ આના જ દુ ખમાથી પસાર થતા હશે સારુ થયુ ઈશ્વરે મને પણ એવો અનુભવ કરાવ્યો.'

બીજે દિવસે સવારે ઊઠતાવેત ગાધીજીને બીજા હિંદી કેદીઓ હતા ત્યા લઈ ગયા. લગભગ પદરેક જણ ત્યા હતા. ત્રણ કેદીઓ બીજા ગુના માટે આવેલા હતા. તેમને કાફરાની સાથે રાખતા ગાધીજી ગયા ત્યારે વડા દારોગાએ હુકમ કર્યો કે 'હિંદીઓને જુદા ઓરડામા રાખવાના છે.' આથી સૌ રાજી થયા.

અહી પણ ગાધીજીને નસીબે દુ ખ સામે લડવાનુ હતુ. એકવાર ગાધીજી જાજરૂ બેઠા હતા જાજરૂ ખુલ્લા હતા. ગાધીજી બેઠા કે તરત એક કાફરો આવ્યો. એ વિકરાળ, જોરાવર અને તોફાની હતો. એણે આવતાવેત ગાધીજીને ઊઠી જવા કહ્યુ. ગાધીજી ન ઊઠ્યા એટલે ગાળો દેવા લાગ્યો. ગાધીજી કહે 'ભાઈ, હમણા ઊઠુ છુ.' એટલામા તો ગાધીજીને બાથ ભીડી ઊચક્યા અને ફેકી દીધા ગાધીજીએ બારસાખ પકડી લીધી તેથી પડતા બચ્યા. ગાધીજી તો એવા જંગલીપણા ઉપર ચીસ ન

કરતા હસીને ચાલતા થયા, પણ જે હિંદી ભાઈઓએ આ જોયુ એમની આખમા પાણી આવ્યા.

આવા દુ:ખ બીજા હિંદીઓને વેઠવા પડ્યાના ખબર ગાંધીજીએ સાભળ્યા. ગાધીજીએ જેલ-ઉપરીને વાત કરી. તેમણે હિંદીઓ માટે જુદા પાયખાના કરાવી આપ્યા.

થોડા દિવસ પછી ગાધીજીને ફરી પાછા જોહાનિસબર્ગથી વોકસરસ્ટ લઈ ગયા. ત્યા હવે કેદીઓની સખ્યા ઘણી થઈ ગઈ હતી રસોઈ હાથે પકાવવાની હતી. બાજુની નદીમા નાહવા જવાની છૂટ હતી. મકાનની અગવડને લીધે બહાર તબૂ તાણ્યા હતા. ખાવાપીવાની તથા બીજી કેટલીક સગવડો સત્યાગ્રહીઓએ ઉપવાસ વગેરેના દુખ વેઠી સરકાર સામે લડીને મેળવી હતી. ગાધીજીને થયુ—આ હવે જેલ નથી રહી પણ સત્યાગ્રહ છાવણી બની ગઈ છે

ઇદને દિવસે બહારથી 'ઇદ મુબારક'ના તારનો વરસાદ વરસ્યો. સૌ લહેરથી દિવસો ગાળતા હતા

એવામા ફિનિક્સથી ગાધીજી ઉપર તાર આવ્યો 'કસ્તુરબા મરણપથારીએ છે. આપ જલદી આવો'

તાર વાચીને સૌ દિલગીરીમા ગરકાવ થઈ ગયા ગાધીજીને પણ ચિંતા થઈ પડી. તાર આપતી વખતે જ જેલરે તેમને પૂછ્યુ 'કેમ મિ ગાધી, ત્યારે તમે દડ ભરીને છૂટા થવાના કે?'

ગાધીજીએ તરત જવાબ વાળ્યો 'દંડ તો હુ કોઈ કાળે ભરવાનો નથી સગાસબધીથી છૂટા પડવુ એ પણ સત્યાગ્રહની લડતનો એક ભાગ છે'

સાભળીને જેલર હસ્યો પણ દિલગીર થયો ગાધીજીએ કસ્તુરબા ઉપર પત્ર લખ્યો

વોકસ્રસ્ટ જેલ
તા. ૯ નવેમ્બર, ૧૯૦૮

તારી તબિયતનો તાર મિ. વેસ્ટે આજે મોકલ્યો છે મારુ હૈયુ કોતરાય છે. હુ રડુ છુ. પણ તારી ચાકરી કરવા આવુ એવી સ્થિતિ નથી સત્યાગ્રહની લડતમા મે બધુ અર્પણ કર્યું છે. મારાથી ત્યા અવાય જ નહિ દંડ આપુ તો જ અવાય તુ જરા હિંમત રાખે, રીતસર ખાય, તો સારુ થઈ રહેશે છતા મારે નસીબેથી તુ જશે જ એમ લગે તો હુ તને એટલુ લખુ છુ કે તુ વિયોગમા પણ મારી હયાતીમા જ ચાલી જાય તેમા ખોટુ નથી મારુ હેત તારી ઉપર એટલુ છે કે તુ મૂએલી છતા મારે મન જીવશે

તારો આત્મા તો અમર છે. હુ તને ખાતરીથી કહુ છુ જો તારે જવાનુ થશે તો હુ તારી પાછળ બીજી સ્ત્રી કરવાનો નથી મે તને કેટલીક વાર કહ્યુ છે કે તુ ઈશ્વર ઉપર આસ્થા રાખી જીવ તજજે. તુ મરીશ તો તે પણ સત્યાગ્રહ જોગ છે. મારી લડત માત્ર રાજદ્વારી નથી તે લડત ધાર્મિક છે—એટલે અતિ ચોખ્ખી છે. તેમા મરતુ તોયે શુ ને જીવતુ તોયે શુ? તુ પણ એમ જ જાણી જરાયે ઓછુ નહિ લાવે એવી મારી ઉમેદ છે. એવુ તારી પાસેથી માગી લઉ છુ.'

*

સજા પૂરી કરીને ગાંધીજી છૂટ્યા ત્યારે કસ્તુરબા તેમને લેવા સ્ટેશને આવ્યા હતા!

## ૪

# દેશનિકાલ

'ખૂની' કાયદામાં ત્રણ જાતની સજા હતી : દંડ, કેદ, અને દેશનિકાલ. એ ત્રણે સજા ન્યાયાધીશની મરજી હોય તો એક સાથે પણ કરી શકે. પહેલાં તો હદપાર એટલે ટ્રાન્સવાલની બહાર નાતાલ કે ડેલાગોઆ અગર ઑરેંજ ફ્રી સ્ટેટમાં મૂકી આવતા. પણ ત્યાંથી તો તરત પાછા ફરી સત્યાગ્રહીઓ કાયદાભંગ કરતા એમને મન એ રમત જેવું હતું અને સરકારને ભારે પજવણી થતી. આમ કરવાથી હિંદીઓનો જુસ્સો ઊલટો વધતો હતો.

આથી સરકારે હિંદીઓને ત્રાસ આપી નમાવવાની એક નવી યુક્તિ શોધી કાઢી. હિંદીઓને પડખેની હદમાં મૂકી આવવાને બદલે તેમના મૂળ વતન હિંદુસ્તાનમાં દેશપાર કરવા. આમ થવાથી હિંદીઓ હિંમત હારશે અને લડત ભાગી પડશે એવી ગણતરી એ લોકોએ કરી, અને એ ગણતરી કેટલેક અંશે સાચી પણ પડી.

જે લોકોને પકડીને હિંદુસ્તાન લઈ જાય તેમને ટ્રાન્સવાલમાં વેપાર હોય, મકાનો હોય, ઉઘરાણી અને કરજ હોય, વાડી-બગીચા હોય એ બધું છોડીને જવું દરેકને માટે સહેલું ન હતું. વળી સ્ટીમરમાં સરકાર ખાવા-પીવાનો બંદોબસ્ત કરે એટલે એ પણ ન ફાવે. મુસાફરી ત્રીજા વર્ગમાં જ કરવી પડે, એમાં પણ ભારે હાડમારી, માંદગી વગેરે ભોગવવાં પડે.

સરકારે એકાએક નિર્ણય કરીને એક મોટા જથ્થાને હિંદુસ્તાન મોકલી આપવાની તૈયારી કરી એમા ઘણાખરા તો ગિરમીટમાથી મુક્ત થયેલા ભાઈઓ હતા. તેમના સગાસાઈ કોઈ હિંદુસ્તાનમા ન મળે. કોઈ તો વળી દક્ષિણ આફ્રિકામા જ જન્મેલા હતા આવા નિરાધાર માણસોને હિંદુસ્તાનને કિનારે જઈને ઉતારી મૂકે તે કેવળ ઘાતકીપણુ જ ગણાય છતા સરકારે તો સૌને આગબોટમા ચડાવ્યા

ગાધીજી એ વખતે બહાર હતા તેમણે વિચાર કર્યો કે આ લોકોની સાથે કોઈને મોકલવા જોઈએ, કારણકે દુખને વખતે મીઠી ઓત્નમીદી નજર જે કામ કરે છે તે પૈસો નથી કરી શકતો જે લોકાનુ હિંદમા કોઈ ન હતુ તેમને મદદ કરવામા સહાય કરે અને રસ્તામા સૌની સગવડ સાચવે તેના બાહોશ, હિંમતવાન અને સેવાભાવી ભાઈને સાથે મોકલવા જોઈએ સ્ટીમર ઊપડવાને થોડા કલાકની જ વાર હતી. પસંદગી કરવાનો વખત ન હતો ગાધીજીની નજર નાયડુ ઉપર પડી. એ બહાદુર જુવાન હતા ગાધીજીએ તેમને પૂછ્યુ 'તમે આ ગરીબડા ભાઈઓને વળાવવા હિંદુસ્તાન જશો ?'

નાયડુ કહે 'જરૂર જઈશ '

'પણ સ્ટીમર તો હમણા જ ઊપડશે '

'ભલેને ઊપડે !'

'પણ તમારા લૂગડાલત્તાનુ શું ? ભાતાનુ શું ? '

'લૂગડાલત્તા પહેર્યા છે એ જ ભાતુ સ્ટીમરમા મળી રહેશે !'

ગાધીજીને ભારે નવાઈ લાગી અને આનંદ થયો

આ વાતચીત રૂસ્તમજી પારસીને ઘેર દરબારમા થઈ હતી ત્યા જ નાયડુ માટે કપડા-લત્તા, કામળા વગેરે બાંધીને મિત્રો

બધાવ્યો અને તેમને રવાના કર્યા ચાલતી વખતે ગાંધીજીએ ભલામણ ની 'જોજો, આ ભાઈઓની પૂરી સભાળ રાખજો તેમને સુવાડીને સૂજો મદ્રાસના આગેવાન નટેસનને તાર કરુ છુ તે કહે તેમ કરજો '

'હુ સાચો સિપાહી નીવડવા પ્રયત્ન કરીશ '

આટલુ બોલીને એણે રજા લીધી આવા વીર પુરુષો હોય ત્યા હારવાનુ હોય જ નહિ નાયડુનો જન્મ દક્ષિણ આફ્રિકામા જ થયો હતો એણે હિદુસ્તાન કદી જોયુ પણ ન હતુ છતા તેમણે હિમત કરી

આ નિર્દય પગલાની અસર કઈક થઈ કેટલા ભાઈઓ ઢીલા પડ્યા 'છતા' ગાધીજી આ સત્યાગ્રહના ઇતિહાસમા લખે છે 'જેઓ દઢ રહ્યા તેમની સખ્યા નાની ન હતી તેમની બહાદુરીનો પાર ન હતો તેમાના કેટલા હસને મોએ ફાસીએ ચડે તેવા હતા. માલમત્તાની દરકાર તો તેમણે છોડી જ હતી'

દેશનિકાલ કરતા સ્ટીમરમા નારાયણસામી નામના મદ્રાસી ભાઈનુ મૃત્યુ થયુ સરકારના આ કામા કાયદાની સામે હિદુસ્તાનમા ભારે પોકાર ઊઠ્યો કેટલાકે આફ્રિકાની સરકાર સામે કાયદેસર પગલા ભર્યા તેમા તેમને જીત મળી છેવટે હિદુસ્તાન સુધી દેશપાર કરવાની પ્રથા બધ પડી

હવે પાછા આપણે જેલના દુખ તરફ વળીએ દેશપારનુ હથિયાર ખેચી લેવુ પડ્યુ તેથી જેલમા ત્રાસ આપીને લડતને તોડી નાખવાનો એક જ માર્ગ સરકાર પાસે રહ્યો

# ૫

## ત્રીજી વાર જેલમાં

ફેબ્રુઆરીની પચીસમી તારીખે ગાંધીજીને ત્રીજી વાર પકડીને ત્રણ માસની સખત સજા કરી. તેમને વૉકસરસ્ટની જેલમાં લઈ ગયા. ત્યાં મિત્રો મળ્યા. સૌ આનંદથી ભેટી પડ્યા.

બહાર ખુલ્લામાં તંબૂ તાણ્યા હતા. સૂવાની સગવડ સારી હતી. કામમાં રસ્તા બાંધવાની કાંકરી ભાંગવા લઈ ગયા. ત્રણ દિવસ એ કામ કર્યું ત્યાં ઉપરથી હુકમ આવ્યોઃ 'ગાંધીને બહાર ન કાઢશો.' એટલે જેલની અંદર ઝાડુ કાઢવાનું કામ સોંપ્યું. ગાંધીજીએ એ કામ આનંદથી કર્યું. સ્વચ્છતાનું કામ તો ગાંધીજીને બહુ વહાલું છે. પણ એ કામ વધારે દિવસ ન ચાલ્યું. જેલમાં આવ્યે એક અઠવાડિયું થયું ત્યાં તેમને પ્રિટોરિયા જેલમાં બદલવાનો હુકમ આવ્યો.

વરસતા વરસાદમાં લપસણા રસ્તા પર થઈને માથે પોટલું ઉપડાવી પગે ચાલતાં ગાંધીજીને સ્ટેશને લઈ ગયા. ત્રીજા વર્ગમાં બેસાડ્યા. ઠંડી સખત હતી. આખી રાત વરસાદ વરસ્યાં કર્યો. ઓઢવાનું પૂરતું ન હતું. ગાંધીજીએ એ બધું મૂંગે મોંએ સહન કરી લીધું.

બીજે દિવસે સવારે પ્રિટોરિયા પહોંચ્યા. ત્યાં ગાંધીજીને માટે બધું નવું હતું. જેલ નવી, જેલર નવો, દારોગા નવા, ખોરાક

નવો, મગ નવું પહેલે જ દિવસે ખોરાકમાં મીનમીલનો પેરીજ (રાબ જેવું પીણું) ખાવા આપ્યો. ગાધીજીએ એક ચમચો ખાઈને છોડી દીધો નારોગો જોઈ રહ્યો. એને મન એ ખાણું મિષ્ટાન્ન જેવું હતું.

થોડીવાર પછી ગાધીજીની સોંપણ બીજા દારોગને કરી પહેલો નારોગો ચાલ્યો ગયો બીજાએ આવતાવેંત રુઆબથી હુકમો છોડવા માંડ્યા

'ગાધી તારી ટોપી ઉતાર !

ગાધીજીએ ટોપી ઉતારી.

દારોગાએ પૂછ્યું તું ગાધીનો દીકરો છે?'

'ના, મારો દીકરો વોક્સરસ્ટની જેલમાં છે'

પછી ગાધીજીને એક કોટડીમાં પૂર્યા ગાધીજી અંદર આંટા મારવા લાગ્યા દારોગાએ કાણામાંથી જોયું એકદમ બૂમ મારી 'ગાધી, તું આંટા ન માર માટી ભોંય બગડે છે'

ગાધીજીએ આંટા મારવાનું બંધ કર્યું બપોરે ખાવાનું આવ્યું તે પણ ઊભા ઊભા જ બંધ દરવાજે ખાધું નાહવાની જગ્યા કોટડીથી સવાસો ફૂટ દૂર હતી. દારોગાએ કહ્યું 'ગાધી, તારા કપડાં અહીં ઉતારીને (નગ્ન થઈને) પછી નાહવા જા'

ગાધીજીએ નમ્રભાવથી કહ્યું 'હું મારા કપડાં પડદા પાસે મૂકીશ

'ઠીક જા, પણ વખત ન બગાડીશ'

ગાધીજી ગયા નાહવા લાગ્યા શરીર લૂછવાનું બાકી હતું ત્યાં અવાજ આવ્યો 'ગાધી, તૈયાર થયો કે?' ગાધીજી તૈયાર થઈ બહાર આવ્યા

સાજે ઓઢવા-પાથરવા માટે દોઢ કામળી (એક આખી, બીજી અધી) અને એક ચગાઈ મળ્યા ઓશીકું કે પાગિયું કઈ ન મળ્યુ

સવારે ગાધીજી ઊઠીને, જાજરૂ ગયા તો ત્યા પણ દારોગો સામે જ ઊભો રહ્યો ઘડી ઘડીએ બોલ્યા કરે, 'સામી, નીકળ હવે' ના તો એની ભાષામા ગાયા કરે 'ઊઠ જા, ઊઠ જા, ઊઠ જા ગાધી, અબ તો ઊઠ જા!'

કામ બહુ ભારે નહોતુ લોખડના સળિયા ઘસીને ચકચકિત બનાવવાનુ કામ સોપ્યુ ગાધીજીએ ત્રણ કલાક સુધી લાગલાગટ કરવાજે અને સળિયા ઘસીને એકદમ ચકચકિત બનાવી દીધા દારોગો ખુશી થયો.

કાફરા કેદીઓ ગાધીજીની સાથે જ કામ કરતા હતા તેઓ ગાધીજીને પૂછવા લાગ્યા 'અલ્યા ગાધી તુ કેમ આ યો? ચોરી કરેલી કે દારૂ વેચતા પકડાયો?'

ગાધીજીએ ભાગીતૂટી ભાષામા એને સમજાવ્યુ એ ને એ. જરા સમજુ કાફરો હતો તે બોલી ઊઠ્યો 'કનાઈટ રાઈટ, અમ લુગુ એક, ડોન્ટ પે ફાઈન' (બરાબર છે ગોરા ખરાબ છે દડ ન ભરતો)

પ્રિટોરિયાની જેલમા ખોરાકની મુશ્કેલી ઘણી હતી સવારમા રાબ, બપોરના રાબ સાથે બટાટા ને ગાજર, સાજે ભાત અથવા વાલ આ ખોરાક કાચો-પાકો આવતો બુધવારે ને રવિવારે ચાવલ સાથે ઘી મળતુ બાકીના દિવસોમા ઘી વિનાનો એકલો ભાત ગળે શી રીતે ઊતરે? જ્યા સુધી બધા હિદીઓને ચરબીના બદલામા ઘી ન મળે ત્યા સુધી ગાધીજીએ ભાત બધ કર્યો પૂપૂ (રાબ) તો માત્ર ચાર ચમચા લેતા બપોરના કાચાપાકા વાલ અને ત્રણ-ચાર નાના બટેટા ઉપર દોઢ મહિનો કાઢ્યો આથી ગાધીજીનુ શરીર ખૂબ લેવાઈ ગયુ ગાધીજીએ દાક્તર આગળ ઘીની

માગણી મૂકી તે વખતે દારોગો ઊભો હતો એણે આડી જીભ વાળી કે 'આજ સુધીમા ઘણા હિંદીઓએ ચરબી ખાધી છે માસ ખાધુ છે ગાંધીની માગણી ખોટી છે'

દારોગાના આ શબ્દો સાભળીને દાક્તરે ગાંધીજીને પૂછ્યુ 'બોલો તમારે શુ કહેવાનુ છે?' ગાંધીજી કહે 'એમની વાત મારે ગળે ઊતરતી નથી હુ તો એટલું જ કહુ છું–તમે મને ઘી નહિ આપો તો મારી તબિયત વધારે બગડશે'

દાક્તર કહે 'સારે તમારે માટે હુ રોટીનો હુકમ કરુ છુ' ગાંધીજીએ કહ્યુ 'એ માટે તમારો આભાર પણ મારી આ માગણી મારી જાત પૂરતી નથી સૌ હિંદીઓ માટે છે એટલે બધાને ઘી ન મળે ત્યા સુધી મારાથી રોટી નહિ લેવાય મને માફ કરજો'

દાક્તર અને દારોગો એ વખતે તો ચાલ્યા ગયા તે જ દિવસે બપોરે ગાંધીજી આગળ રોટી અને ચાવલ બને વસ્તુ હાજર થઈ પણ ગાંધીજીએ કશુ ન લીધુ

બીજે દિવસે જેલના ઉપરીને ગાંધીજીએ અરજી કરી તેનો જવાબ આવ્યો કે 'બધા હિંદીઓને માટે ખોરાક નક્કી થાય ત્યા સુધી ગાંધીજીને ચાવલ સાથે ઘી આપવુ'

ગાંધીજીએ હુકમ વાચ્યો ન હતો તેમને એમ કે સૌને માટે સરખી છૂટ મળી હશે એમણે તો તે દિવસે ચાવલ, રોટી ને ઘી ખાધા 'રોટીની જરૂર નથી' એમ કહ્યુ, 'પણ દાક્તરનો હુકમ છે' એમ દારોગાએ કહ્યુ એટલે તે લીધી

પણ ગાંધીજીની ખુશાલી પૂરા ચાલીસ કલાક ન ટકી બીજે દિવસે તેમને ખબર મળ્યા કે બધા હિંદીઓ માટે તો હજી વિચાર ચાલે છે! ગાંધીજીએ તરત જ રોટી, ચાવલ ને ઘી બધ કર્યાં

વડા દારોગાને જણાવી દીધું કે: 'જ્યાં સુધી તમામ હિંદીઓને ઘી નહિ મળે ત્યાં સુધી હું રોટી કે ચાવલ સુદ્ધાં લેવાનો નથી'

ગાંધીજીએ ફરીથી જેલના ઉપરીને જણાવ્યું. આખરે છૂટવાને એક માસ બાકી હતો ત્યારે સૌને માટે ઘીનો હુકમ મળ્યો. ગાંધીજીએ રોટી, ચાવલ ને ઘી ખાધાં.

શરીર સાવ ભાંગી ગયું હતું. તાકાત રહી ન હતી. સખત આધાશીશી ચડતી. છાતી બગડવાનો શક પણ ગયેલો. છેલ્લા મહિનામાં ઘી મળવાથી શરીર કંઈક ટકી રહ્યું.

દરવાજાના સળિયા ઘસવાનું કામ દસેક દિવસ કર્યું. ત્યાર પછી તૂટેલી બે કામળીને સાંધીને એક કરવાનું કામ મળ્યું. આ કામ ઝીણું હતુ. આખો દિવસ વાંકા વળીને સીવ્યા કરવાનું–તે પણ કોટડીની અંદર અંધારામાં બેસીને આથી ગાંધીજીને કમ્મરના સાંધા દુખવા લાગ્યા અને આંખે ઝાંખ વળવા લાગી વડા દારોગા પાસે ખુલ્લામાં બહાર કામ કરવાની માગણી કરી, પણ તેણે ના પાડી છેવટે જેલના ઉપરીને અરજ કરી ત્યારે ખુલ્લી હવામાં કામ કરવાની રજા મળી.

ગાંધીજી ઉપર દેખરેખ રાખનાર દારોગો બહુ કડક હતો ગાંધીજી વારંવાર નવી નવી માગણીઓ કર્યા કરતા તેથી એ બહુ ચિડાતો. પણ ધીમે ધીમે એણે જોયું કે ગાંધીજી વાજબી નિયમો પાળવામાં જરાય કચાશ રાખતા નથી, ત્યારે તેનું વર્તન બદલાયું. જાજરૂ, નાહવું–ધોવું વગેરેની અડચણ ધીમે ધીમે દૂર થઈ

ઘણા વખત પછી નવો દારોગો આવ્યો. એ તો આઝાદ હતો. ગાંધીજીને કહે: 'જે માણસ પોતાની કોમને વાસ્તે, વતનના હકને વાસ્તે લડે છે તેને હું ચાહું છું. એવા લોકોને હું કેદી ગણતો નથી.'

એકવાર મિ. લીચીનસ્ટાઈન જેલમાં કામસર આવેલા. તે, ગાંધીજીને મળ્યા. તેમણે ગાંધીજીને પૂછ્યું: 'કેમ, કંઈ અડચણ તો

નથી ને ?' ગાંધીજી કશું કહેવા રાજી ન હતા. પણ એમણે બહુ દબાવીને પૂછયું ત્યારે કહ્યું 'મારે બીજું કશું કહેવાનું નથી પણ મારી ઉપર ઘાતકી વર્તણૂક ચલાવવામાં આવે છે. આટલામાં બધું સમજી જજો. આમ કરીને જનરલ સ્મટ્સ મને હરાવવા માગે છે, પણ તે તો થવાકાળ નથી. જે દુ:ખ પડશે તે સહન કરવા તૈયાર છું. મારું મન શાંત છે. આ વાત તમે બહાર ન પાડશો. હું પોતે છૂટયા પછી જાહેરમાં મૂકીશ.'

પણ તેઓ સાહેબથી ન રહેવાયું તે તેમણે પોલાકને વાત કરી. પોલાકથી આવી ગંભીર વસ્તુ કેમ સહન થાય? તેમણે તેમના મિત્રને વાત કરી. એમ કરતાં વાત આગળ વધતી ઠેઠ પહોંચી. પૂછપરછ થતાં જેલના ઉપરી ગાંધીજીને મળવા આવ્યા. ગાંધીજીએ તેમને ઉપરના સન્દેશો સંભળાવ્યા. દસેક દિવસમાં ગાંધીજીની માગણીઓ સ્વીકારવામાં આવી. તેમને પત્રો લખવાની તથા પુસ્તકો વાંચવાની સગવડ કરી આપવામાં આવી.

છૂટ મળતાં ગાંધીજીએ જેલમાં સારાં સારાં પુસ્તકો વાંચ્યાં—વિચાર્યાં. તેમાં સૌથી વધારે અસર ટૉલ્સ્ટૉય અને કવિ રાયચંદભાઈનાં પુસ્તકોએ કરી. જેલમાં ગાંધીજીએ તામિલનો પણ અભ્યાસ વધાર્યો.

સજા પૂરી થતાં ગાંધીજી છૂટયા.

૬

# 'હિંદસ્વરાજ'

કાયદાનો ભંગ કરી જેલમાં જવું ને સજા પૂરી થયે બહાર આવવું, ફરી પાછા જવું—આમ વરમાળ ચાલ્યા કરતી હતી સરકાર અને હિંદીઓ બંને આ લડતનો કંઈક નિકાલ આવે તેમ ઇચ્છતા હતા પણ એક બાજુ જનરલ સ્મટ્સ અને જનરલ બોથા 'ખૂની' કાયદામાં ફેરફાર કરવા બિલકુલ તૈયાર ન હતા, તેમ સામી બાજુ મૂઠીભર પણ મરણિયા સત્યાગ્રહીઓ એ કાયદાને નાબૂદ કરવાની પ્રતિજ્ઞા પર મુસ્તાક હતા

સરકારનું બીજું બધું કામકાજ શિરસ્તા પ્રમાણે ચાલ્યું જતું હતું બોઅરો અને અંગ્રેજો પોતપોતાના સ્વાર્થ સાધવામાં મશગૂલ હતા ગાંધીજી છૂટ્યા ત્યારે વાતાવરણ કંઈક ઠંડું હતું. જનરલ સ્મટ્સ અને બોથા યુનિયન સરકારને કામે વિલાયત ગયા હતા આ વખતે હિંદીઓનો સવાલ વિલાયતના હિંદી પ્રધાન તથા સંસ્થાનોના પ્રધાન આગળ રજૂ કરવામાં આવે તો કંઈક ન્યાય મળે તેમ લાગ્યું એથી હિંદી આગેવાનોએ ગાંધીજી તથા શેઠ હાજી હબીબને વિલાયત પ્રતિનિધિ તરીકે મોકલવાનું નક્કી કર્યું

બંને જણ વિલાયત પહોંચ્યા ત્યાં જઈને પ્રધાનો, છાપાંઓના તંત્રીઓ તથા પાર્લમેંટના સભ્યોને મળ્યા તેઓને સૌને

હિંદીઓની વકતથી નાકેક કર્યા હિંદીઓના મિત્ર એમ્પ્ટહિલે ગાંધીજીને ખૂબ મદદ કરી

સૌએ ગાંધીજીની વાત ધ્યાનપૂર્વક અને રસથી સાંભળી હિંદીઓના દુ:ખ તરફ દિલસોજી પણ બતાવી પરંતુ દરેકની પાસેથી એક જ વાત સાંભળવા મળી કે 'જનરલ સ્મટ્સ અને જનરલ બોથા 'ખૂની કાયદો' ફેરવવા ઇચ્છતા નથી એટલે એ કાયદો ફેરવવા સિવાય કોઈ રીતે સમાધાન થતું હોય તો અમે મદદ કરી શકીએ'

ગાંધીજીએ આ જવાબથી જોઈ લીધું કે તનમાં તેન નથી એટલે ગને પ્રતિનિધિઓ ખાલી હાથે વિલાયતથી પાછા ફર્યા

વિલાયતમાં આ વખતે ગાંધીજી આપણા દેશના અનેક એનાર્કિસ્ટો–ક્રાંતિકારીઓના સમાગમમાં આવ્યા તેઓ દેશને અંગ્રેજોની ધુસરીમાંથી છોડાવવાને અધીરા થયા હતા ઘણાએ તે માટે મોટા મોટા ભોગ આપ્યા હતા અને દેશવટો વેઠી રહ્યા હતા ખૂનામરકી સિવાય અંગ્રેજ આપણા દેશમાંથી ખસનાર નથી એમ ચોક્કસપણે તેઓ માનતા હતા, અને તે માટે મનમાં અનેક કલ્પનાના ઘાટ ઘડતા હતા. જો કે પરિણામ કશું આવતું ન હતું, છતાં ઉગ્ર દેશપ્રીતિથી ધૂંધવાઈ રહ્યા હતા ગાંધીજીને આવા દેશબંધુઓ સાથે આ વખતે ઠીક ઠીક ચર્ચાઓ થઈ.

ગાંધીજીએ એમાં જોયું કે આ ક્રાંતિકારીઓને અંગ્રેજોનું રાજ્ય અકારું થયું છે, પણ અંગ્રેજી સુધારો જે હિંદમાં પેઠો છે, તે તો તેમને ગમી ગયો છે

ગાંધીજીના મનમાં આ ચર્ચાથી ઘણું જ મનોમંથન ચાલ્યું. તેમણે પોતાના સત્ય–અહિંસાના વિચારોની કસોટીએ હિંદના પ્રશ્નોને પોતાના મનમાં ચડાવ્યા.

એ મનોમંથનના ફળરૂપે વિલાયતથી પાછા ફરતાં આગબોટની અંદર ગાંધીજીએ 'હિંદસ્વરાજ' નામનું પુસ્તક લખ્યું.

એ પુસ્તકમાં તંત્રી અને વાચનાર સામસામા સવાલ-જવાબ કરતા હોય એવી રીતે લખ્યું છે. વાચનાર પ્રશ્ન પૂછે અને તંત્રી તેનો જવાબ આપે. તંત્રી એટલે ગાંધીજી પોતે અને વાચનાર એટલે પેલા ક્રાંતિવાદી દેશબંધુઓ. એમાં હિંદુસ્તાનની દશાનો વિચાર આપ્યો છે. વીસમી સદીમાં જે સુધારા દુનિયા ઉપર પસર્યા તેને લીધે માણસો કેવા અજંપવાળા, સ્વાર્થી, આળસુ અને પરાધીન બની ગયા તે બતાવ્યું છે.

સંચાકામ વધવાથી લાખો માણસ બેકાર બન્યા અને મૂઠીભર માણસો લક્ષાધિપતિ થઈ પડ્યા તે વાત પણ એમાં સુંદર રીતે સમજાવી છે, તેમ જ સ્વરાજ રેંટિયાથી જ આવવાનું છે એ શ્રદ્ધા તેમાં પ્રગટ કરવામાં આવી છે. રેલવે, તાર-ટપાલ, દાક્તર વગેરે સુધારાના દૂતો નથી પણ કુધારાના છે એમ આ નાનકડી ચોપડીમાં સાબિત કર્યું છે.

હિંદુ-મુસલમાન-એકતા થાય તો જ સ્વરાજ્ય સ્થપાય. આપણી આત્મિક શુદ્ધિ થશે તો જ રાજકીય, આર્થિક, સામાજિક અને એવી અનેક પ્રકારની ગુલામી સદાને માટે જશે એમ ગાંધીજીએ 'હિંદસ્વરાજ'માં બતાવી આપ્યું છે. દારૂગોળાથી નહિ પણ સદાચારથી અને સત્યાગ્રહથી જ હિંદુસ્તાનમાં સાચું સ્વરાજ આવશે અને જગતમાં શાંતિ થશે એમ એ પુસ્તકમાં સિદ્ધ કરી બતાવ્યું છે. છેવટે એક વાક્ય લખ્યું છે 'આવા હિંદસ્વરાજ માટે આ દેહ કુરબાન છે.'

એ ચોપડી સને ૧૯૦૮માં લખાઈ છે, પણ આજેય એમાંના વિચારો ખૂબ મનન કરવા જેવા છે. ગાંધીજીએ ખૂબ મંથન કરીને માખણરૂપે એ રજૂ કર્યા છે.

જ્યારે ગાંધીજી એ પુસ્તક લખતા હતા ત્યારે વિચારો એટલા ઝપાટાબંધ આવતા લાગ્યા કે ઊંચી જગ્યાએથી આવતી કોઈ પહાડી નદીના પ્રવાહની માફક એ વિચારો રોકયા રોકાયા નહિ, અને લખતા લખતા જમણો હાથ થાક્યો ત્યારે તેમણે ડાબે હાથે લખ્યું, પણ લેખન-પ્રવાહ બંધ ન થવા દીધો ડાબે હાથે લખેલા અક્ષરો નધરે સારી રીતે વાંચી શકાય તેવા થયા છે

ગાંધીજીના હાથ-અક્ષરે લખેલું ‘ હિંદસ્વરાજ ’ નવજીવને બહાર પાડેલું છે. એ લખાણ જોતા આપણને તરત જણાય કે ગાંધીજીના વિચારો એકધારા, સરળ, સીધા અને ચોક્કસ રૂપે ઘડાયેલા આ પુસ્તકમાં ઊતરી આવ્યા છે ચાર-છ આનાની એ નાની ચોપડીએ સુધારાને પંથે આંખ મીચીને દોડી જતી દુનિયાના ડાહ્યા પુરુષોની આંખ ઉઘાડી નાખી છે આત્મશુદ્ધિ અને સત્યાગ્રહ ઉપર ગાંધીજીની શ્રદ્ધા એ વખતે પણ કેવી અટલ હતી તેનું માપ હિંદસ્વરાજ'માંથી આપણને મળી રહે છે

વિલાયતથી દક્ષિણ આફ્રિકા પહોંચીને ગાંધીજી પાછા લડતના કામમાં પડી ગયા

७

## ટૉલ્સ્ટૉય વાડી : ૧

ટૉલ્સ્ટૉય વાડીની વાત લખતા પહેલાં આપણે ગાંધીજીના જર્મન મિત્ર કેલનબેકની ઓળખાણ કરવી પડશે તેમનું આખું નામ હરમન કેલનબેક હતું મોટાં આલીશાન મકાનોના નકશા દોરી આપવાનું કામ તેઓ કરતા હતા જોહાનિસબર્ગથી પાંચ માઈલ દૂર લાખોપતિ ગોરાઓ વસતા ત્યાં તેમનો બંગલો હતો રળિયામણી ટેકરી પર સાદી છતાં કળાના નમૂના જેવી કેલનબેકની બંગલી જોઈને આંખે વળગે તેવી હતી આસપાસનો દેખાવ ભવ્ય અને શાંતિ પમાડે તેવો હતો કેલનબેકનો ધંધો સારો ચાલતો અને તેઓ હજારો રૂપિયા કમાતા હતા

પોતે એકલા રહેતા હતા એટલે આવે એટલું ઉડાવી દેતા ઘરનો બંગલો હતો મહિને હજાર–બારસોનું ખરચ કરતા જે ચીજ નવી દીઠી કે ખરીદી લેતા ખાનપાન ને મોજ–મજામાં પૈસો ને જિંદગી ગુજારતા હતા હિંદીઓ ગંદા ને જંગલી છે એમ માનીને તેઓ હિંદીઓને જોતા સુગાતા હતા

એકવાર અચાનક એમને ગાંધીજીનો ભેટો થઈ ગયો કેલનબેકે જોયું કે આ માણસ બધાથી કંઈક જુદી જાતનો છે વાત કરતાં કેલનબેક અંજાયા તેમને ગાંધીજીનાં જીવન અને વિચારો નવીન લાગ્યાં બસ પછી તો જ્યારે વખત મળે ત્યારે ગાંધીજીની ઑફિસ

આવે અને ક્યાં સુધી જિંદગી કેમ ગાળવી તેના વિચારો કરે એક દિવસ ગાંધીજીને કહે 'તમે મારે ઘેર જમવા આવો'

ગાંધીજી કહે 'આવું, પણ પઠાણિયા રોદ અને બીજા એક-બે મિત્રોને મારી સાથે નિમંત્રણ આપો તો આવું.'

કેલનબેકની હિંદીઓ તરફની સૂગ ટાળવા માટે જ ગાંધીજીએ આ શરત મૂકી હતી કેલનબેકે એ વાત કબૂલ રાખી. સૌને વહુ થી જમાડ્યા તે દિવસથી એમની સૂગ ચાલી ગઈ અને હિંદીઓ પ્રત્યે માન વધ્યું

કસ્તુરબા વગેરે ફિનિક્સ આશ્રમમાં રહેવા ગયેલા ગાંધીજી એકલા હતા કેલનબેક કહે 'આપણી સાથે ત્યાં બંગલી પર હમણાં રહેવાનું રાખો તો?'

'ચાલો, આપણે ક્યાં વાંધો છે?

ગાંધીજી અને કેલનબેક સાથે રહેવા લાગ્યા કેલનબેક તો બાદશાહી ઠાઠથી રહેતા હતા ગાંધીજીએ ધીમે ધીમે ફેરફાર શરૂ કર્યા એકવાર નાહવા ગયા કેલનબેક જોયું તો ગાંધીજી પોતાના કપડાં હાથે ધોતા હતા અરે ભાઈ, તમે આ શું કરો છો? એ તો આપણો ધોબી આવીને લઈ જશે

મારા કપડાં હવેથી હું હાથે જ ધોવાનો છું.'

કેલનબેક તો જોઈ રહ્યા ગાંધીજી હાથે કપડાં ધુએ પછી પોતે ધોબીને કેમ આપી શકે? તેમણે પણ હાથે ધોવાનું શરૂ કર્યું

એકવાર સાંજ પડ્યે કેલનબેક કહે 'ભાઈ, ચાલો ફરવા જઈએ'

ગાંધીજી હસીને બોલ્યા 'શહેરના લોકો અહીં ફરવા આવે છે અને આપણે શહેરમાં ફરવા જવું? [illegible]

ખરપીઓ લાવો આપણે બગીચામાંથી ઘાસ કાઢીએ.' તરત જ ખરપીઓ લાવ્યા અને બગીચાનું કામ શરૂ થયું.

પણ કેનનબેકનો નવી વસ્તુઓ ખરીદવાનો શોખ તો એવો ને એવો જ હતો. એકવાર ગાંધીજી જેલમાંથી છૂટવાના હતા તે દિવસે એક ખાસ નવી મોટર ખરીદ કરી અને એ મોટર લઈને જેલને દરવાજે ગાંધીજીને લેવા પહોંચ્યા.

ગાંધીજી બહાર આવ્યા. સૌને મળ્યા-હળ્યા પછી પૂછ્યું, 'કેમ ચાલશું ને?'

કેનનબેક મોટર પાસે ઊભા હતા. ગાંધીજીને કહે, 'ભાઈ, બેસી જાઓ અંદર.'

'કોની મોટર છે?'

'આપણી બીજા કોની?'

'ક્યારે લીધી?'

'બસ આજે જ. તમે છૂટ્યા એટલે તમને લેવા આવવા ખાસ ખરીદ કરી!'

ગાંધીજી તો સાંભળી રહ્યા. પછી કહે, 'જાઓ, અત્યારે ને અત્યારે એ મોટરને નિલામ કરનારાને સોંપી આવો. તમે પાછા આવશો ત્યાં સુધી હું અહીં ઊભો છું.'

કેનનબૅક એક અક્ષર પણ બોલ્યા વિના મોટર લઈને સીધા નિલામ કરનારાને આપી આવ્યા. તેઓ પાછા આવ્યા ત્યાં સુધી ગાંધીજી જેલને દરવાજે જ ઊભા રહ્યા.

આમ ગાંધીજી અને કેનનબેકની દોસ્તી વધતી જતી હતી. એકબીજાના જીવ ખૂબ મળી ગયા હતા. કેનનબૅક ગાંધીજીના

સહવાસથી જીવન સાવ પલટી નાખ્યુ હતુ મહિનાના હજારો કમાનારા કેલનબેક ઝપાટાબંધ જીવન સાદુ બનાવતા જતા હતા

૯

ગાંધીજી વિલાયતથી પાછા આવ્યા ત્યારે કેપટાઉન બંદરે ઊતરતા જ તેમને તાર મળ્યો સત્યાગ્રહની લડતમા સર રતન તાતાએ ૨૫૦૦૦ રૂપિયા ભર્યા છે લડતમા પૈસાની જરૂર હતી ભગવાન ભરોસે ગાંધીજી ચલાવે રાખતા હતા આટલી મદદ તેમને ખરા ટાણાની થઈ પડી જેલમા વારંવાર જનારાને બહાર આવ્યા પછી પણ કોઈ નોકરી આપે નહિ દેશનિકાલ થયનારા અને જેલ જનારના કુટુંબીઓને નભાવવા તો જોઈએ જ એ બધાને જુદા ખર્ચ આપતા આરો ન આવે કોને કેટલુ આપવુ તે પણ મૂઝવણ થઈ પડે એટલે ગાંધીજીએ વિચાર કર્યો કે સૌને એક સ્થળે રાખ્યા હોય તો બહુ સગવડ થાય એવી જગ્યા ક્યા શોધવી ? ફિનિક્સ આશ્રમ હતો પણ એ ત્રણસો માઈલ દૂર હતો જોહાનિસબર્ગમા લડત ચાલે એટલે તેની નજીકમા જ જગ્યા શોધવી જોઈએ ગાંધીજીએ કેલનબેકને વાત કરી તેમણે જગ્યા શોધી કાઢી

જોહાનિસબર્ગથી ૨૧ માઈલ દૂર ગાંધીજીને જોઈતી હતી એવી જ સુંદર જગ્યા મળી ગઈ કેલનબેકે ત્યા ૧૧૦૦ એકર જમીન વેચાતી લઈ ગાંધીજીને સોંપી દીધી એ જગ્યાએ વસનારા સત્યાગ્રહી કુટુંબોએ મહાત્મા ટોલ્સ્ટોયના સિદ્ધાંત પ્રમાણે બને તેટલી જાતમહેનત કરી સાદુ ખેડૂતનુ જીવન જીવવાનુ હતુ, તેથી એનુ નામ ટોલ્સ્ટોય વાડી પાડ્યુ

ટોલ્સ્ટોય વાડીમા ગાંધીજીએ જે અવનવા અનુભવ કર્યા તે હવે પછીના પ્રકરણમા કહીશુ

## ૮

# ટૉલ્સ્ટૉય વાડી : ૨

અગિયારસો એકર જમીન, વચ્ચોવચ્ચ એક મજાની ટેકરી, ટેકરી ઉપર નાનકડું મકાન. ટૉલ્સ્ટૉય વાડી રહેનારને ગમી જાય એવી હતી. વાડીમાં નારંગી, આલુ, જામ વગેરે ફળઝાડ પુષ્કળ થતાં હતાં. સત્યાગ્રહીઓ પેટ ભરીને ખાય તોપણ ન ખૂટે એટલાં. ઊતરતા મકાનથી પાંચસો વાર છેટે પાણીનો નાનો ઝરો હતો. ઝરામાંથી કાવડ કરીને પાણી ઉપર લાવવું પડતું. મકાનમાં ફક્ત પાંચ-સાત માણસ રહી શકે તેટલી સગવડ હતી.

ગાંધીજીએ એ જમીન પર નવાં મકાનો બાંધવાની શરૂઆત કરી. વાડીનું કે ઘર બાંધવાનું કોઈ પણ કામ મજૂરો રાખીને કરાવવાનું ન હતું. પાયખાનાં સાફ કરવાથી માંડીને રસોઈ સુધીનું દરેક કામ હાથે જ કરવાનો ગાંધીજીએ આગ્રહ રાખ્યો હતો.

પચાસ-સાઠ માણસો રહી શકે એટલાં મકાનો બાંધવાનાં હતાં. ઉપરાંત કૅલનબૅક માટે એક મકાન, એક નિશાળ માટે, એક સુથારી-કામ તથા મોચી-કામ માટે કારખાનું.

જેઓ આવીને વસવાનાં હતાં તે ગુજરાતી, મદ્રાસી, ઉત્તર હિંદુસ્તાની, એમ પ્રાંતે પ્રાંતના હતા. વળી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી દરેક ધર્મ પાળનારા હતા. બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરુષો મળી સાઠેક માણસો હતાં. એ બધાં લડતમાં પડેલાંનાં સગાં-વહાલાં હતાં.

સૌએ એક જ રમોડે જમવાનુ રાખ્યું હતુ રસોઈનું કામ બહેનોએ સભાળી લીધુ હતુ ગાધીજી રસોઈમા મદદ કરતા અને અંદરઅંદરના કજિયા પતાવી દેતા. ખોરાકમા દાળ, ભાત, શાક ને રોટલી, કોઈ વાર ખીર–એ સામાન્ય નિયમ હતો આ બધી વસ્તુઓ એક જ વાસણમા પીરસવામા આવતી થાળીને બદલે જેલમા મળે છે તેવી તાસળી એને આપી હતી. લાકડાના ચમચા હાથે બનાવી લીધા હતા. ભોજન ત્રણ ટંક અપાતુ હતુ સવારના ૭ વાગ્યે રોટી અને ઘઉંની કૉફી બપોરે અગિયાર વાગ્યે દાળ, ભાત અને શાક, સાજે સાડાપાચ વાગ્યે રાબ અને દૂધ અથવા રોટી ને ઘઉંની કૉફી મુસલમાન અને ખ્રિસ્તી ભાઈ–એનોમા કેટલાક માસાહારની ટેવવાળા હતા, પણ તેમણે રાજી–ખુશીથી એ ચીજોનો ત્યાગ કર્યો. દારૂ–તમાકુ પણ છોડયા

મકાનો બાધવા માટે કૅલનબૅક એક ગોરા કડિયાને લઈ આવ્યા. એક ગુજરાતી સુતારે મફત કામ કરવા કબૂલ્યુ ગાધીજી અને કૅલનબૅક વગેરેએ મજૂરી જાતે કરી મકાન ન બધાયા ત્યા સુધી સૌ તબૂમા રહ્યા વરસાદના દિવસો પણ ત્યા જ ગયા ત્યા કદી ટાઢ–તડકો વેઠેલ નહિ એવા બાળ, બુઢ્ઢા, સ્ત્રીઓ રાજીખુશીથી વાડીમા પડ્યા રહ્યા. મકાનો તૈયાર થતા બધાને રહેવાની સગવડ થઈ ગઈ.

વાડી ઉપરની ચોખ્ખાઈ નમૂનારૂપ હતી. એટલી વસ્તી છતા કચરો, મેલુ કે એઠવાડ કોઈના જોવામા જ ન આવે. બધો કચરો એને માટે ખોદી રાખેલા ખાડામા પડતો રસ્તામા પાણી ઢોળવાની મનાઈ હતી વપરાશનુ બધુ પાણી ઝાડને પાઈ દેવામા આવતુ શાક અને એઠનુ પાણી ખાતર તરીકે વપરાતુ

રહેવાના મકાનોથી થોડે દૂર પાયખાના માટે દોઢ ફૂટ ઊડો ખાડો ખોદી રાખવામા આવતો તેમા મેલુ દટાતુ. ઉપર ખોદેલી માટી નાખી દેતા તેથી દુર્ગંધ બિલકુલ આવતી નહિ. માખી

હવે બાળકો માટે નિશાળની જરૂર પડી. મકાન બનાવ્યું હતું. શિક્ષકો કાંઈ બહારથી પગાર આપીને થોડા જ લવાય છે? બસ 'દાદીની દાદી અને સાવરણીની સાવરણી'—એના એ જ ગાંધીજી અને કેલનબૅક શાળાના શિક્ષક બન્યા. કોઈ દિવસ સવારે સખત મજૂરી કરીને થાક્યા હોય અને બપોરે ભણાવવા બેસે ત્યાં ઝોકાં આવવા લાગે. થાક અને ઉજાગરાની પીડ તો આવે, પણ શાળા બંધ કેમ રખાય? આંખે પાણી છાંટીને શાળાનું કામ ચલાવતા.

ઉપરાંત, શાળામાં બીજી એક મોટી મુશ્કેલી હતી. તામિલ, તેલુગુ અને ગુજરાતી—ત્રણ ભાષા બોલનારા છોકરાઓને એક સાથે કેવી રીતે શીખવવું? ગાંધીજી થોડું ઘણું તામિલ જાણતા હતા, પણ તેલુગુનો તો આંકડો ન જાણે. એનો રસ્તો ગાંધીજીને જડી ગયો. તેલુગુ જાણનાર એક-બે જુવાનિયા હતા તેમને શિક્ષક તરીકે તૈયાર કર્યા. પ્રાગજીભાઈ પણ શાળામાં મદદ કરતા. આ નિશાળ આપણી સામાન્ય નિશાળો જેવી નહોતી. તે ગાંધીજીના શિક્ષક તરીકેના પહેલા પ્રયોગરૂપ હતી. છોકરાઓ કામ કરવાને ટેવાયેલા નહિ, કોઈ કોઈ તોફાની પણ ખરા, છતાં ગાંધીજી અને કેલનબૅક જાતે કામ કરતા ત્યારે તેમની સાથે હસ્યા-રમતા થઈ કામ કરવા લાગી જતા. પરંતુ તેઓને વારંવાર જોહાનિસબર્ગ જવું પડતું એટલે બાળકોના ઉત્સાહમાં ભંગાણ પડતું. ભણાવવામાં દરેકને પોતપોતાના ધર્મના પુસ્તકો વાંચી સંભળાવતા. પરંતુ બાળકો જાતમહેનતનું રહસ્ય સમજતા અને એકબીજા તરફ પ્રેમભાવ રાખતા શીખતા એ જ સાચું ભણતર છે એમ ગાંધીજી માનતા.

ગાંધીજીને નસીબે જે વર્ગ આવેલો તેમાં સાત વરસના છોકરાથી માંડીને વીસ વર્ષના જુવાનિયા અને બાર-તેર વર્ષની બાળાઓ પણ હતી. કેટલાક છોકરાઓ તો અતિ તોફાની, સાવ ઉજાડ જેવા હતા.

જુદી જુદી ઉંમરનાં, જુદી જુદી ભાષા બોલનારા બાળકોને ગાંધીજી ગુજરાતી, અંગ્રેજી અને તામિલ ભાષા મારફત ભણાવતા હતા ભણતરમા થોડુંઘણું ગણિત, લેખન વાચન, ઇતિહાસ, ભૂગોળ, પ્રાર્થના માટે ભજનો અને ધાર્મિક તથા બોધકારની રસિક વાતો કહેતા–કોઈવાર વાચી સંભળાવતા છોકરાઓને એક–બીજા સાથે પ્રેમથી હળીમળીને કેમ રહેવુ અને સેવામય જીવન કેમ ગાળવુ એ શીખવવાનો ગાંધીજીનો મુખ્ય ઇરાદો હતો.

ઉંમરલાયક છોકરા–છોકરીઓ સાથે જ રહેતા એમા જોખમ હતુ પણ ગાંધીજી જોખમો ખેડવામા કેટલા શૂરા છે એ આપણે જાણીએ છીએ છોકરા–છોકરીઓ દિવસે ગાંધીજીની નજર આગળ ભણે એટલુ જ નહિ પણ ઝરા ઉપર સૌ નાહવા પણ સાથે જાય અને ખુલ્લી ઓસરીમા બધા પાસે પાસે સૂતા ગાંધીજીની આસપાસ છોકરા–છોકરીઓ પડ્યા હોય આ બાળકો અને બાળાઓના માબાપોને ગાંધીજી ઉપર અનહદ વિશ્વાસ હતો ગાંધીજી જેમ હિંમતથી આ પ્રયોગ કરતા હતા તેમ તેઓ જાગ્રત પણ પૂરા રહેતા દીકરીની પાછળ માની નજર ફર્યા કરે તેમ ગાંધીજીની જાગતી આંખ રાત–દિવસ આ બાળકો પાછળ ફરતી જ રહેતી ગાંધીજી આ પ્રયોગને પોતાનો અત્યંત કીમતી અનુભવ ગણે છે અને આજે પણ તેને ઘણી વાર હર્ષથી યાદ કરે છે

ટોલ્સ્ટોય વાડીની વાતો ખૂટે તેમ નથી ગાંધીજીનુ ખરુ આશ્રમજીવન આ વાડી ઉપર જ ઘડાયુ ફિનિક્સમા તેમને નિરાંતે વસવાનો સમય મળ્યો ન હતો

એટલે ટોલ્સ્ટોય વાડીને માટે આપણે હજી એક પ્રકરણ વધારવુ પડશે પછી લડતની વાત ઉપર આવી જઈશુ



# ટૉલ્સ્ટૉય વાડી : ૩

પરોઢિયાના પાંચથી રાતના દસ સુધી, ઘડિયાળના કાંટાની પેરે, ટૉલ્સ્ટૉય વાડીમાં સૌનો કાર્યક્રમ ચાલતો હતો. ગાંધીજી મિનિટે મિનિટનો હિસાબ રાખતા.

સવારમાં પાંચ વાગ્યે સૌને ઉઠાડીને ગાંધીજી નાતગ આપતા અને હારબંધ બેસાડી દેતા. શૌચ-દાતણ પતી જાય એટલે કોદાળી-પાવડા લઈ સૌને વાડીમાં કામ કરવા લઈ જતા. પોતે પણ વગર થાક્યે સાથોસાથ કામ કરતા.

૬ થી ૮ વાડીનું કામ

૮ થી ૮-૩૦ નાસ્તો

૮-૩૦ થી ૧૦-૩૦ શાળા

૧૦-૩૦ થી ૧૧ ઝરા પર નાહવું-ધોવું

૧૧ થી ૧૨-૩૦ ભોજન, વાસણ માંજવા

૧૨-૩૦ થી ૨-૩૦ શાળા તથા કારખાનામાં ઉદ્યોગ-અર્ધા શાળામાં, અર્ધા ઉદ્યોગમાં

૨-૩૦ થી ૫-૩૦ શાળાવાળા ઉદ્યોગમાં, ઉદ્યોગવાળા શાળામાં

૫ ૩૦ થી ૭ બગીચો તથા પરચૂરણ ઘરકામ

૭ થી ૮ વાળુ

૮ થી ૮-૩૦ પ્રાર્થના

૮-૩૦ થી ૧૦ વાતચીત

પીરસતી વખતે એક ખાસ ગમ્મત થતી ગાધીજી પીરસવા નીકળે ત્યારે નાના બાળકો એક હાથમા થાળી અને બીજો હાથ લાબો કરીને હથેળી બતાવે 'બાપુજી, જુઓ અમારા હાથમા ખેતરમા કામ કરીને આટણ પડ્યા છે અમને પહેલુ પીરસો!'

ત્યા બીજો કહેશે 'નહિ બાપુજી, પહેલુ મને, જુઓ મારા હાથમા તો ફોલ્લો ઊઠ્યો છે।'

ગાધીજી હસીને ફોલ્લાવાળાને પહેલુ પીરસે

એકવાર નાના દેવદાસે કહ્યુ 'બાપુ, મારે એક અઠવાડિયુ અલુણો ખોરાક ખાવો છે' ગાધીજી કહે 'બહુ સારુ.'

ત્રણેક દિવસ તો મીઠા વિના ચાલ્યા ગયા ચોથે દિવસે નિમક વાળુ સ્વાદિષ્ટ શાક જોઈને નાના દેવદાસના મોમા પાણી આવ્યા. ગાધીજી પીરસતા હતા દેવદાસે શાક માગ્યુ ગાધીજીએ ન આપ્યુ દેવદાસે હઠ લીધી 'શાક આપો તો જ ખાઉં'. ગાધીજી કહે 'શાક નહિ મળે, ખાવું હોય તો ખા. નીમ ન પળાય તો લઈએ નહિ'

નાનો દેવદાસ ખાધા વિના ઊઠી ગયો. ગાધીજીએ કહ્યુ 'તુ આવીને કહીશ કે, 'બાપુ, હું અલૂણુ ખાઈશ, તમે જમો' ત્યારે જ હું જમીશ નહિતર મારે પણ તારી સાથે ઉપવાસ છે'

એક તરફ બાળહઠ, બીજી બાજુ નીમ પળાવવાનો સત્યાગ્રહી પિતાનો આગ્રહ દેવદાસે બપોરે ન ખાધુ. સાંજ પડી પિતા-પુત્ર બન્ને ઉપવાસી હતા બોડીદારોએ દેવદાસને સમજાવ્યા દેવદાસ માન્યા. આવીને ગાધીજીને કહ્યુ 'બાપુ, તમે જમો હું અલૂણુ ખાઈશ.'

ખોરાક છોડી દીધો. દૂધ પણ ગાયમાતાના બચ્ચા માટે છે એમ વિચારી છોડી દીધુ પાચ વરસ સુધી સૂકો ને લીલો મેવો તથા મચાપાકા ફળફળાદિ ઉપર બને જણ ન્યા કદી કોઈનુ આખ-માથુ દુખ્યુ નહિ નબળાઈ વરતાઈ નહિ એટલુ જ નહિ પણ ચાલીસ માઈલની સફર સહેજે કરી શકતા એકવાર તો પચાવન માઈલ એક દિવસમા કાપી નાખ્યા છતા અશક્તિ વરતાઈ નહિ

કેલનબેક જબરા સાહસિક હતા નવુ કામ કે નવો વિચાર આવે એટલે ગાધીજી પહેલા એ તૈયાર થઈ જાય મકાનો બનાવ વામા મજૂર કેલનબેક, સુતારીકામ–મોચીકામમા કેલનબેકનો નબર પહેલો બાગાયતમા તો એમને કોઈ ન લગે થાક્યા વિના ફળ ઝાડને ગોડે માપે સરખા કરે બાગ ની જેટલી માગણીથી ઉકેરે તેઓ સખત કામ લે છતા સૌને મજા પડે જોહાનિસબર્ગ પગ પાળા જનારી ટુકડી તૈયાર થાય તેને મોખરે કેલનબેક હોય રાતના બે–અઢી વાગે ઊઠીને અપાગાનષ ચાલી નીકળે ને સીધા પહેલા પહોગી જાય

ગાધીજી ઘણી વાર કહેતા 'સપનો આપણને ભય લાગે છે પણ તેની સાથે આપણે ભાઈબધી બાધીએ તો એ આપણાથી ડરે નહિ, અને ડરે નહિ તેથી કરડે પણ નહિ' કેલનબેકે સપની ભાઈ બધી બાધવાનો વિચાર કર્યો સર્પોને વિષે જેટલા મળ્યા તેટલા પુસ્તકો વાચી ગયા મોટા ભાગના સર્પો ઝેરી નથી હોતા એમ તેમણે શોધી કાઢ્યુ

કેટલાક તો ખેતરના પાકની રક્ષા કરનાર હોય છે એકવાર વાડીમા એક મોટો અજગર નીકળ્યો તેને પકડ્યો અને કેલનબેક પોતાની કોટડીમા લઈ આવ્યા એને પાળ્યો એને હમેશા પોતાને હાથ ખવડાવવાનુ આપે નાનામોટા સૌ અજગરની સાથેની દોસ્તી જોઈને આનદ લેવા લાગ્યા, પણ ગાધીજીને એ ન ગમ્યુ તેમણે

નરમાશથી કેલનબૅકને કહ્યું ' એને તમે કેદ કર્યો છે સાવ છૂટો મૂકવાની આપણી હિંમત નથી વળી એ ઝેરી નથી એમ તમે જાણો છો, માટે છોડી દો !' કેલનબૅકને અજગર બહુ ગમી ગયેલો એટલે તરત છોડ્યો નહિ, પણ એક દિવસ અચાનક એ પોતે જ સરકીને ચાલ્યો ગયો

ગાંધીજીના સહવાસથી કેલનબૅકના જીવનમાં જે ફેરફાર થયા તે જોઈને સૌને ભારે નવાઈ લાગતી અને આનંદ થતો કેલનબૅકના ગોરા મિત્રો તો કેલનબૅકને જોઈને આભા જ બની જતા ક્યાં જોહાનિસબર્ગના હવાઈ બંગલામાં રહેનાર કેલનબૅક અને ક્યાં વાડામાં રહેતા ખેડૂત કેલનબૅક ! તેમણે કદી ટાઢતડકો જોયો નહોતો, કોઈ જાતની જરા જેટલી અગવડ ભોગવી નહોતી, દુનિયાના વૈભવો માણવામાં કશી ઊણપ રાખી નહોતી પૈસો જે ચીજ મેળવી શકે તે વસ્તુ પોતાના સુખ માટે મેળવવામાં તેમણે કદી પાછું વાળીને જોયું નહોતું એવો માણસ ભોંય-પથારીએ પડ્યો રહે, કંદમૂળ ખાઈને જીવે, બે લૂગડાંથી ચલાવે, અને દીન દુખિયાની સેવાનું વૈતરું કરીને આનંદ મેળવે એ કાંઈ જેવી તેવી વાત ન કહેવાય

ગાંધીજીએ પોતે અમીરાત છોડી ફકીરી લીધી અને આવા અનેક અમીરને ફકીર બનાવ્યા

# ગોખલેનો પ્રવાસ

ટૉલ્સ્ટૉય વાડીમા સત્યાગ્રહીઓ પોતાનુ જીવન આ રીતે ઘડી રહ્યા હતા. છૂટાછવાયા ભાઈઓ જેલમા જતા–આવતા હતા. લડાઈ ક્યારે પૂરી થશે તેની કોઈને ખબર ન હતી, તેમ તેની ડરી ચિંતા પણ ન હતી. તેમની પ્રતિજ્ઞા હતી કે, ‘કાળા કાયદાને વશ નથી થવુ, તેમ કરતા જે દુઃખ આવી પડે તે સહન કરવુ છે.’

ગાંધીજી વિલાયત ગયેલા ત્યારે ગોખલેને આફ્રિકા આવવાનુ આમંત્રણ આપતા આવ્યા હતા. ગોખલેજીએ આવવાનુ વચન આપ્યુ હતુ. વિલાયતથી હિંદુસ્તાન જતા પહેલા ગોખલેજી આફ્રિકા આવવા તૈયાર થયા. સ્ટીમર–કંપનીવાળાને ટિકિટનુ પૂછ્યુ તો કહે ‘તમારે લાયક જગ્યા જ નથી!’ ગોખલેએ હિંદી વજીરને વાત કરી. તેણે તરત જ સ્ટીમર–કંપનીને હુકમ કર્યો કે, ‘ગોખલે હિંદના આગેવાન છે તેમની સંભાળ રાખજો.’ બસ, જગ્યા નહોતી તેને બદલે સારામા સારી જગ્યા થઈ ગઈ. આગબોટનો કપ્તાન અને બીજા ગોરા મુસાફરો ગોખલેના મિત્ર બન્યા. આફ્રિકાની સરકારે ગોખલેને પોતાના મહેમાન થવાનુ આમંત્રણ આપ્યુ. પ્રવાસમા સરકારી મકાન વાપરવાની વિનંતિ કરી અને જ્યા જ્યા જવાનુ થાય ત્યા પણ સરકારી મહેમાન તરીકે રહેવા લખ્યુ

ગોખલેએ જવાબ આપ્યો: 'એ બાબતમાં ગાંધીજી સાથે વાત કર્યા પછી તમને હા–ના કહીશ'

ગાંધીજીએ ગોખલેના સ્વાગતની તૈયારીઓ શરૂ કરી. તેમાં ગોરાઓ પણ સાથે ભળ્યા. હિંદુસ્તાનના કોઈ પણ આગેવાન આ પહેલાં આફ્રિકા આવેલા ન હતા. ગોખલેને બાદશાહી માન આપવાનો ગાંધીજીએ નિર્ણય કર્યો.

રેલવેના ઉપરીની પરવાનગી લઈ મુખ્ય મુખ્ય સ્ટેશનો શણગારવામા આવ્યા. આવી રજા મળતી ન હતી પણ ગાંધીજીએ જે દમામથી સ્વાગતની તૈયારીઓ માડેલી તે જોઈ ને ખાતાના ઉપરીએ પરવાનગી આપી. એકલા જોહાનિસબર્ગ સ્ટેશનને શણગારવામા જ પદર દિવસ ગાળ્યા હતા. ત્યા એક ચીતરેલો સુદર દરવાજો ઊભો કર્યો હતો.

દરેક શહેરમાં ગોરાઓ તથા હિંદીઓની વતી માનપત્ર અને સભા ભરવાનું નક્કી કર્યું હતું. સભાનું પ્રમુખસ્થાન નગરપતિ લે તેવી ગોઠવણ કરી હતી.

ગોખલેની તબિયત ઘણી નાજુક હતી. તેઓ વધારે શ્રમ વેઠી શકે તેમ ન હતા. ગાંધીજીએ તો ભરચક કાર્યક્રમ ગોઠવેલો, પણ ગોખલેની તબિયત જોયા પછી તેમને શાંતિ અને એકાંત મળે તથા તેમના ખાનપાનની સારામા સારી સગવડ સચવાય તેવી ગોઠવણ ગાંધીજીએ કરી લીધી એટલે ખાસ વાંધો ન આવ્યો. થોડીઘણી તકલીફ પડી તે ગાંધીજીનો અને લોકોનો પ્રેમ જોઈને ગોખલેએ હોંશથી વેઠી લીધી.

તનપાપડ થઈ રહ્યા ગોખલેનુ ભાષણ ટકુ, પાકા વિચારોથી ભરેલુ, વિનયી છતા દૃઢ હતુ એ સાભળીને હિદીઓ રાજી થયા ગોખલેએ પહેલા જ ભાષણે ગોરાઓના મન પણ હરી લીધા

કેપટાઉનથી જોહાનિસબર્ગ બે દિવસનો રસ્તો હતો માગમા આવતા મોટા ગામોમા સભાઓ ગોઠવી હતી ત્યા પણ સુદર સ્વાગત થયુ અને માનપત્ર તથા ભાષણો થયા જોહાનિસ બર્ગ સુધી સ્પેશ્યલ ટ્રેન કરી હતી લોકોના ટોળા ઠેર ઠેર ફરી વળતા હતા

જોહાનિસબર્ગ તો લડાઈનુ કુરુક્ષેત્ર હતુ જોહાનિસબર્ગ ગાડી બરાબર વખતસર આવી પહોચી સ્ટેશન ઉપર ખાસ ગાલીચા વગેરે બિછાવ્યા હતા એક માચડો ઊભો કરવામા આવ્યો હતો હિદીઓ ઉપરાત જોહાનિસબર્ગના નગરપતિ અને બીજા ગોરાઓ સ્ટેશને હાજર થયા હતા તેમણે પોતાની ખાસ મોટર ગોખલેને જોહા નિસબર્ગમા રહે ત્યા સુધી વાપરવા આપી સ્ટેશન ઉપર જ ગોખલે ને માનપત્ર આપવામા આવ્યુ દક્ષિણ આફ્રિકાના લાકડા ઉપર, જોહાનિસબર્ગની ખાણમાથી નીકળેલા સોનાની હૃદયના આકારની તકતી ઉપર તે કોતરવામા આવ્યુ હતુ લાકડા ઉપર હિદુસ્તાનના દેખાવોનુ સુંદર કોતરકામ હતુ ગાધીજીએ ગોખલેની બધાની સાથે ઓળખાણ કરાવી માનપત્ર વચાયુ તેનો જવાબ અપાયો. સ્વયસેવકોનો બદોબસ્ત પાકો હતો વીસ મિનિટમા બધુ પતી ગયુ ઘોઘાટ કે ધાધલ બિલકુલ ન હતા. બહાર લોકોની ઠઠ જામી હતી છતા આવ-જા કરવામા કશી હરકત નડતી ન હતી ગાધીજીની વ્યવસ્થાશક્તિ અને લોકો ઉપરનો કાબૂ તથા પ્રેમ જોઈને ગોખલે ખૂબ રાજી થયા

ગોખલેનો ઉતારો કેલનબેકની પોતી સુદર ટેકરી પરની બગીચામા હતો એ સ્થળે ગોખલેને ખૂબ શાન્તિ અને આરામ

મળ્યા ગોખલેને એ કનામય બગની ગમી ગઈ શહેરીઓની મુના કાતો અને ગજાવર સભા વગેરે કાર્યક્રમ પ્રમાણે ચાલતુ હતુ ગોખલેના માનમા એક ખાણાનો મેળાવડો ગોઠવ્યો હતો ચારસો જણને આમત્રણ આપેલા તેમા લગભગ દોઢસો ગોરાઓ હતા ગોરાઓને માટે આ રીતે દરેક જાતના હિદીઓ સાથે બેસીને ખાણુ લેવાનો આ પહેલો જ પ્રસગ હતો ગાધીજી પ્રિટોરિયામા પહેલે દિવસે આવેલા એ રાતે હોટેલમા તેમની શી દશા થઈ હતી તેનો વિચાર કરીએ તો આ કેટલો મોટો ફરફાર ગણાય તેનો ખ્યાલ આવશે ભોજનમા માસ–મદિરાને સ્થાન ન હતુ સાદુ ભોજન સ્વયસેવકોએ પોતાને હાથે તૈયાર કર્યું હતુ તેમા ૧૬૨ જેટલી વાનીઓ હતી

આ મેળાવડામા ગાખલેએ સારામા સારુ ભાષણ આપ્યુ પોણો કલાક સુધી તેઓ બોલ્યા. એ ભાષણ તેમણે ખૂબ મહેનત અને વિચાર કરીને તૈયાર કર્યુ હતુ ગાધીજીની સલાહ તેમા લીધી હતી હિદીઓની લડત ગાધીજી અને બીજા ભાઈબેનોનો આપ ભોગ, સરકાર તથા ગોરાઓની ફરજ વગેરે દરેક બાબત વિષે તેમણે કહ્યુ સાભળનારને લડત તરફ પ્રેમ અને સહાનુભૂતિ પ્રગટ્યા.

જોહાનિસબર્ગમા માત્ર હિદીઓની એક જગી સભા મળી તેમા ગાધીજીએ કહ્યુ 'તમારે હિદી અગર મરાઠીમા બોલવુ પડશે મરાઠી અહીં ઘણા સમજે છે'

'પણ મરાઠીનુ હિદી કોણ કરશે?' ગાખલેએ પૂછ્યુ. ગાધીજીએ તરત જવાબ દીધો 'હુ છુ ને?'

ગોખલે ખડખડાટ હસી પડ્યા 'તમારુ હિંદી મારી જાણમા છે, પણ મરાઠી ક્યારે શીખ્યા?'

'ગમે ત્યારે શીખ્યો. તમારે મરાઠીમા જ બોલવાનુ છે, પછી તમને ખબર પડશે કે હુ હિદી કેવુ કરુ છુ!'

હસતા હસતા ગોખલે કહે 'તમે તમારો જ કક્કો ખરો કરનારા અહી તમારે પાનિયે પડ્યો છુ એટલે મારાથી ના કેમ પડાશે ?'

તે દિવસથી છેક જ ગબાર સુધી હિ દીઓની સભામા ગોખલે મરાઠીમા જ બોલ્યા અને ગાધીજીએ તેનુ હિ દી અથવા ગુજ રાતી કર્યું

જોહાનિસબગથી પ્રિટોરિયા ગયા ત્યા સરકારી મહેમાન તરીકે રહ્યા પ્રધાનમડળને મળ્યા જનરલ સ્મટ્સ અને બોથા સાથે વાતચીત કરી ગાધીજી એ લોકોની પાસે ગોખલેની સાથે ન ગયા, જેથી પ્રધાનોને ગાધીજી સામે કાઈ કહેવુ હોય તો મોકળે મને કહી શકે ગોખલેએ લડતની વિગતો બરાબર સમજી લીધી અને પછી પ્રધાનોને મળ્યા બે કલાક સુધી વાતચીત કરીને ગોખલે પાછા આવ્યા

આવતાવેંત ગાધીજીને કહ્યુ 'તમારે એક વરસમા હિદુસ્તાન આવવાનુ છે બધી વાતનો ફેસલો થઈ ગયો છે કાળો કાયદો રદ થશે, ગિરમીટ જશે અને ત્રણ પાઉડનો કર કાઢી નાખશે' ગાધીજીએ કહ્યુ 'તમે એ લોકોને ઓળખતા નથી, હુ ઓળખુ છુ તમારી આશા ફળે તો સારુ, હુ પણ આશાવાદી છુ, પણ હુ ઘણી વાર ઠગાયો છુ પણ તમે વચન લાવ્યા તેટલુ પૂરતુ છે જરૂર પડશે તો ફરી કયા નથી લડાતુ? અમારી લડત ન્યાયની છે એટલુ તમે અને પ્રધાનો સમજ્યા એ મારે મારે ઘણુ છે મને તો ભય છે કે આ વચન લાગુ નહિ પડે અને હુ એક વરસમા હિદુસ્તાન નહિ આવી શકુ'

એટલે ગોખલે બોલ્યા 'હુ તમને કહુ છુ તેમા ફેર પડવાનો જ નથી મને જનરલ બોથાએ વચન આપ્યુ છે'

ગાધીજી કહે 'તો તમારી વાણી ફળો!'

ગોખલેને ટૉલ્સ્ટૉય વાડી બતાવવા ગાધીજી લઈ ગયા. સ્ટેશનથી દોઢ માઈલ સુધી ચાલીને ગયા. એ જ વખતે વરસાદ ચાલુ થયો. વાડીમા કૅલનબૅકની ઓરડીમા ઉતારો રાખ્યો હતો વાડી પર સૌ નીચે સૂતા એટલે ગોખલે માટે એક ખાટલો માગી લાવ્યા, પણ ગોખલેને ખબર પડી કે વાડી પર સૌ નીચે સૂએ છે એટલે તેમણે ખાટલો કાઢી નાખ્યો. તેમને શરદી થઈ આવી. રસોડા સુધી ચાલી શકાય તેમ ન હતુ ગાધીજીએ રસોઈ ખાસ ગરમાગરમ બનાવી હતી, પણ રસોડેથી ઓરડીએ લઈ ગયા ત્યા ઠડી થઈ ગઈ. ગાધીજીને થયુ પ્રેમને વશ થઈને ગોખલે આવ્યા, પણ તેમને દુ ખી કર્યા જેવુ થયુ ગોખલેજીને વાડીનુ જીવન જોઈને સતોષ થયો. એ જ રીતે ડરબનથી ફિનિક્સ આશ્રમમા તેઓ જઈ આવ્યા

નાતાલના શહેરોમા સભા કરતા ડરબન પહોચ્યા દરેક સ્થળે ગોખલેજીને ખૂબ માન આપ્યુ ગોખલેએ પોતાના ભાષણો અને વાતચીતથી હિદીઓ તથા ગોરાઓના મન જીતી લીધા. ડરબનમા પ્રવાસ પૂરો કરી તેઓ હિદ જવા નીકળ્યા

ગાધીજી અને કૅલનબૅક જગબાર સુધી વળાવવા ગયા. જગબારથી છૂટા પડતા ત્રણેને વિયોગ વસમો લાગ્યો. ગોખલેજીએ જતા જતા કહ્યુ 'હવે લડતનુ કામ પુરુ કરી તમે બને વહેલા વહેલા હિદુસ્તાન આવી પહોચજો'

ગોખલેજી હિદ તરફ ચાલ્યા ગાધીજી અને કૅલનબૅક જગબારથી વળતી સ્ટીમરમા પાછા ફર્યા

*

હિદુસ્તાન પહોચીને ગોખલેજીએ આફ્રિકાની લડતની વાત કરી અને એ અપૂર્વ લડતના સેનાપતિની ઓળખાણ આપતા કહ્યુ 'મારે ગાધીજી સાથે નજીકનો પરિચય છે એને હુ મારા જીવનનો લહાવો સમજુ છુ. એમના કરતા વધારે શુદ્ધ, વધારે

પુણ્યશાળી, વધારે શૂરવીર ને વધારે ઊંચો કોઈ આત્મા આ પૃથ્વી પર કદી વિચર્યો નથી. ગાંધીજી સાદું તપોમય જીવન ગાળે છે. તેઓ માણસ માત્ર ઉપર પ્રેમ રાખે છે. સચ્ચાઈ અને ન્યાયના સિદ્ધાંત પ્રમાણે તેઓ પોતાનું જીવન ગાળે છે નબળા માનવી-ઓને એ પોતાની પ્રેમભરી આંખોના જાદુ વડે નવું જીવન આપે છે. ગાંધીજી પુરુષોમાં પુરુષોત્તમ, વીરોમાં વીર અને દેશસેવક છે. ભારતવર્ષની માનવતાનો આદર્શ ગાંધીજીમાં ઊંચામાં ઊંચી રીતે મૂર્તિમંત થયેલ છે.'

ગોખલેજીના આ ભાષણ પછી હિંદુસ્તાન અને બહારની દુનિયા ગાંધીજીને વધારે ઓળખતી થઈ. એ વખતે ગાંધીજીએ ચાલીસ વર્ષ પૂરાં કર્યાં ન હતાં.

# ૧૧

## વચનભંગ–ફરી લડત શરૂ

સમાધાન થયું. સત્યાગ્રહીઓ છૂટયા. પણ આવું કાચું સમાધાન લાંબો સમય ટક્યું નહિ. જનરલ સ્મટ્સે પાર્લમેંટમાં ભાષણ કર્યું. તેમાં કહ્યું: 'નાતાલની સરકાર ત્રણ પાઉંડનો કર કાઢી નાખવા માગતી નથી એટલે એ કર નાબૂદ નહિ થઈ શકે.'

નવા આવનાર હિંદીઓ માટે પેલા ખૂની કાયદા જેવો જ અંકુશ મૂક્યો. આમ જનરલ સ્મટ્સે ઉઘાડી રીતે ગોખલેને આપેલું વચન તોડ્યું.

ગોખલેજી જેવા આગેવાનનું આવું હડહડતું અપમાન ગાંધીજી કેમ સાંખી લે? તેમણે ફરી લડત ઉપાડવાની તૈયારી કરી. ગોખલેજીને બધી હકીકત લખી મોકલી. તેમને ભારે દુઃખ થયું, પણ ગાંધીજીને ધીરજ રાખવા લખ્યું. લડત ઉપાડતાં પહેલાં લડવૈયાઓનું માપ કાઢી લેવાની ખાસ ચેતવણી આપી. એવા મરણિયા કેટલા છે તે જણાવવા લખ્યું.

ગાંધીજી એ બરાબર સમજતા હતા. હવેની લડત આકરી થવાની અને લાંબી ચાલવાની. તેમાં પહેલાંની માફક હજારો 'માણસો કદાચ' નયે ભળે. તો મૂઠીભર માણસોને આખર સુધી ખૂબ સહન કરવું પડે.

આથી ગાધીજીએ છેવટ સુધી ટકી શકે તેવા કેટલા છે તેની નોધ કરી અને તેના ભાઈઓના નામ ગોખલેજીને મોકલી આપ્યા.

ગાધીજીએ વધારમા વધારે ૬૫–૬૬ અને ઓછામા ઓછા ૧૬ નામ મોકલ્યા ગોખલેને માદગીને કારણે બહુ તકલીફ ન લેવા લખ્યુ પણ ગોખલેજીને જપ કેમ વળે? તેમણે તો વાઈસરૉય, મોટા આગેવાનો, હિદી લોકસમુદાય–સૌને આફ્રિકાની લડતમા રસ લેતા કરી દીધા

હવે લડત લાબો વખત ચાલવાની અને તેમા આકરી કસોટી થવાની એમ ગાધીજીને લાગ્યુ તેથી ટોલ્સ્ટોય વાડી બધ કરી ત્યાના વિદ્યાર્થીઓ અને બીજા રહેવાસીઓને લઈ ગાધીજી ફિનિક્સ આવ્યા ફિનિક્સમા મગનલાલ ગાધી અને વેસ્ટે આશ્રમ ઠીક ખીલવ્યો હતો ગાધીજી અને તેમનુ મંડળ આવ્યુ એટલે સૌને એકદમ આનદ થયો

આ વખતે પરવાનાની લડત મુખ્ય ન હતી, પણ ત્રણ પાઉડનો કર ન ભરવાની વાત આગળ તરી આવી એમા તો ગિરમીટિયા મજૂરો મોટે ભાગે લડી શકે બીજા તેને મદદ કરે નાતાલમા ગિરમીટિયાની વસ્તી વધારે હતી તેથી ફિનિક્સ એ લડતનું મથક થઈ પડયુ

અત્યાર સુધી એકલા ભાઈઓ લડતા હતા બહેનો જેલ જવા તૈયાર હતી, પણ આફ્રિકાની જેલ અને તેના દારોગા વિચિત્ર હતા વળી બહેનોને લડતમા ઊતરવુ પડે એ ભાઈઓને માટે શરમભરેલુ ગણાય પણ આ વખતે જનરલ સ્મટ્સે એક એવો કાયદો કર્યો કે જેથી બહેનો પણ હોશે દાખલ થઈ શકે, અને દાખલ થવાનો તેમનો ધર્મ થઈ પડયો 'હવેથી આફ્રિકાની કોર્ટમા કાયદેસર ન્યાયાધીશ આગળ નોધાવેલા લગ્ન હશે તે જ કાયદેસર ગણાશે.' એટલે કે જે લોકોના જે લગ્ન હિદુસ્તાનમા કે બીજે

પોતપોતાના ધર્મવિધિ પ્રમાણે થયેલાં હોય તેને આફ્રિકાનો કાયદો કબૂલ રાખતો નથી. તેવા વિધિથી પરણેલી સ્ત્રીઓ આફ્રિકાના કાયદાની નજરમા હવે પત્ની નહિ પણ રખાત જ થઈ પડે છે.

આ કાયદો વાંચીને ગાધીજી સ્તબ્ધ થઈ ગયા. આ તો હિંદી સ્ત્રીઓનું ભયંકર અપમાન ગણાય. આગેવાનો સાથે મસલત કરી. સૌને આ કાયદો હલકો અને બેહૂદો લાગ્યો. આ કાયદાનો વિરોધ સ્ત્રીઓએ કરવો એવો ગાધીજીએ નિર્ણય કર્યો ટોલ્સ્ટોય વાડીમાં જે મદ્રાસી બહેનો રહેતી હતી તેમને વાત કરી. એ બહેનો તો લડતમાં ઝપલાવવા તૈયાર હતી. વાત સાંભળીને ગજી થઈ તેમને ગાંધીજીએ ચેતવણી આપી 'જુઓ. જેલમાં જવું રમતવાત નથી. ખાવા-પીવામા, પહેરવા-ઓઢવામા તકલીફ થશે. સખત મજૂરીની સજા મળે તો તેને માટે તૈયાર રહેવું કપડા ધોવા, દળવુ, વગેરે કામ પણ સોપે અમલદારો અપમાન કરે તો તેનો યોગ્ય સામનો કરવો જોઈએ.'

ગાધીજીની ચેતવણીથી એક પણ ડગી નહિ. બધી બહાદુર હતી. અગિયાર બહેનોની પહેલી ટુકડી તૈયાર થઈ. તેમા છને નાના ધાવણા બાળકો હતા

ગાંધીજીએ સરકારને કહેણ મોકલી આપ્યુ. કાયદા-ભંગની ઠરાવેલી તારીખે બહેનો ઓરેંજિયાની હદમા દાખલ થઈ. પણ સરકારે એમની ધરપકડ ન કરી એટલે ગાંધીજીએ નવી વ્યૂહ-રચના કરી. ગાધીજીએ જે પગલુ ભરવા ધાર્યું હતુ તે ઘણું જોખમકારક હતુ, છતા બહાદુરીભર્યું હતું. એ બહેનોને ગાંધીજીએ જણાવ્યું: 'તમે ત્યાંથી ટ્રાન્સવાલમાં વગર રજાએ દાખલ થાઓ. ત્યાં પણ ન પકડે તો નાતાલમાં દાખલ થાઓ અને સીધાં ન્યુકેસલની ખાણોમાં પહોંચો ત્યાંના મજૂરોને ત્રણ પાઉંડનો કર ન ભરવાની વાત સમજાવો.'

ખાણના મજૂરો મોટે ભાગે મદ્રાસ તરફના હતા. આ બહેનો પણ મોટે ભાગે મદ્રાસી હતી એટલે તામિલ ભાષામાં એ સમજાવી શકે તેમ હતુ. ત્યાં તો સરકારને પકડ્યે જ છૂટકો છે એમ ગાંધીજી માનતા હતા.

પણ માત્ર મદ્રાસી બહેનોને લડતમાં મોકલી બેસી રહેવાનું ન હતું. ગાંધીજીએ ફિનિક્સ આશ્રમનાં ઉંમરલાયક તમામ ભાઈ-બહેનોને લડતમા હોમવાનો નિશ્ચય કર્યો હતો. એ માટે તેઓ ફિનિક્સ આવ્યા.

ફિનિક્સ આશ્રમમાં ગાંધીજીએ સૌને લડતની વાત સમજાવી. બહેનોને પણ વાત કરી. બધી બહેનો તૈયાર થઈ. ટોલ્સ્ટોય વાડીની મદ્રાસી બહેનો જેટલી ફિનિક્સની ગુજરાતી બહેનો કસાયેલી ન હતી, એટલી અનુભવી પણ નહિ. વળી આ બહેનોમાં ઘણીખરી ગાંધીજીની કુટુંબી થાય, એટલે શરમમાં હા પાડે અને પછી ખરે વખતે ગભરાઈ જાય—જેલમાં જઈ ને માફી માગે તો ? આ વિચારે ગાંધીજી કોઈને દાબીને કહેતા ન હતા. કસ્તુરબાને તો લડતમાં પડવા ન જ લલચાવવાં એવો ગાંધીજીએ નિર્ણય કર્યો હતો. પણ બીજી બહેનો પાસેથી કસ્તુરબાએ વાત જાણી ત્યારે તેમને બહુ માઠું લાગ્યું. એમણે ગાંધીજીને પૂછ્યું : 'તમે હમણાં શી નવી વાત લાવ્યા છો ?'
'હુ નથી લાવ્યો.' ગાંધીજી સહેજ હસીને બોલ્યા. 'પેલો જનરલ સ્મટ્સ કહે છે કે ખ્રિસ્તીની જેમ આપણાં લગ્ન કોરટમાં નોંધાયાં નથી તેથી કાયદેસર ન ગણાય. એટલે એના કાયદા મુજબ તુ મારી પરણેતર નહિ પણ રખાત ગણાય.'

કસ્તુરબા સાંભળીને ચિડાઈ ગયાં : 'કહ્યું એણે એનું માથું ! એ નવરાને રોજ નિતનવા ઉધામા ઊપડે છે.'

ગાંધીજી કહે : 'પણ હવે તમે સ્ત્રીઓ શું કરશો ?'

' હું તો કહું છું, તારે ફળ માગવાં. ન આપે તો ઉપવાસ શરૂ કરવા. '

' એ તો તમે મને મરવાનો જ રસ્તો બતાવ્યો. પણ ભલે, હું જેલમાં મરી જઈશ પણ હારીને પાછી નહિ આવું.'

ગાંધીજી આનંદથી બોલી ઊઠયા : 'ન કરે નારાયણ, ને તું જો જેલમાં મરી જઈશ તો હું તને જગદંબાની જેમ પૂજીશ ! ' કસ્તુરબાને એથી ખૂબ સંતોષ થયો. તેમણે જેલ જવાની તૈયારી કરી.

નાનામોટાં સ્ત્રીપુરુષ મળીને સોળ જણની ટુકડી લડતમાં જવા તૈયાર થઈ.

## ૧૨

# બંને ટુકડી જેલમાં

સુરતમાંથી ફિનિક્સ આશ્રમનું વાતાવરણ જુદું જણાતું હતું બહેનો અને ભાઈઓ લડતની તૈયારીમાં પડ્યા હતા ગાંધીજી રસોડામાં હતા આજે ભાતભાતની વાનીઓ બનતી હતી ખીર, મસાલેદાર શાક, ટમાટાનો સૂપ, કચુંબર, ખજૂરનો રસ કઢીભાત વગેરે તૈયાર થતાં હતાં કોઈ ઉત્સવની તૈયારી થતી હોય એમ લાગતું હતું રસોડામાંથી ગાંધીજી સૂચનાઓ આપતા હતા—જેલમાં જતાં કપડાં ઓછામાં ઓછાં લેવાં, પુસ્તક એમદ રાખવું શું લેવું—શું ન લેવું એની યાદીઓ અપાયે જતી હતી એક બાજુ રસોઈ તૈયાર થઈ, બીજી બાજુ ટુકડી તૈયાર થઈ

શેઠ રૂસ્તમજી પારસી અને તેમના જુવાન દીકરા સોરાબજી વચ્ચે હરીફાઈ ચાલી સોરાબજી કહે 'પહેલી ટુકડીમાં હું જાઉં' રૂસ્તમજી શેઠ ગાંધીજીને કહે 'બા જાય છે ને હું પાછળ શાનો રહું?' આખરે રૂસ્તમજી જીત્યા તેમનું નામ પહેલું લખાયું

ખૂબ તાણ કરીને ગાંધીજીએ સૌને જમાડ્યા પછી ગાંધીજીના મકાનના મોટા ખંડમાં બધા એકઠા થયા 'વૈષ્ણવ જન તો તેને કહીએ' અને 'સુખદુ:ખ મનમાં ન આણીએ' એ ભજનો ગવાયાં એકદમ શાંતિ પથરાઈ ગઈ ગાંધીજીએ બંને ભજનોના અર્થ સમજાવ્યા છેવટ કહ્યું 'આ બંને ભજનો તમારા ભાતામાં બાંધજો, એનું રટણ કર્યા કરજો અને એ પ્રમાણે વરતજો

જોજો, લાજ રાખજો. જેવા ઉત્સાહમાં આનંદથી જાઓ છો તેવી જ રીતે હસતે મોંએ દુઃખ વેઠી લેજો.'

ગાંધીજી બોલી રહ્યા. એક પછી એક સત્યાગ્રહી ભાઈબેન ગાંધીજીને આવીને પગે લાગ્યાં. ગાંધીજીએ પોતાની હમેશની-રીતે કોઈને ધબ્બો માર્યો, કોઈની પીઠ થાબડી, નાના કિશોરોના કાન પકડ્યા અને ધોલ મારી. પ્રેમભર્યા આશીર્વાદ આપીને ગાંધીજી ઊભા થયા. મગનલાલ ગાંધીના પત્ની સંતોકબેન લડતમાં જતાં હતાં. તેમની ત્રણ વરસની નાની દીકરી રૂખીને ગાંધીજીએ તેડી લીધી. સૌ સ્ટેશને પહોંચ્યાં. ગાડી આવી બાળકોથી વિખૂટી પડતી માતાઓ અને માથી વિખૂટાં પડતાં બાળકો સામસામાં જોઈ રહ્યાં. સહેજ મોટાને સમજાવી રાખેલાં, તેનાં મોં પણ રડવા જેવાં થઈ ગયાં. નાની રૂખીએ તો એની બા સાથે હાથ લંબાવીને રડવું શરૂ કર્યું. ગાંધીજી એને છાની રાખવા બાજુ પર લઈ ગયા. એ દેખાવમા વીરતા ભરી હતી, કરુણા છલકાતી હતી. ખાલી ડબ્બામાં સૌ ચડી બેઠાં અને ટ્રેન ચાલી નીકળી

રસ્તામાં ગોરા ટિકિટ-ચેકરે પાછળના ડબ્બામાં ચાલ્યાં જવા એમને હુકમ કર્યો. કોઈ ન માન્યું એટલે ચિડાયો પણ જેલમાં જતી ટુકડીને એ શું કરી શકે? આખરે થાક્યો ને એ જ ડબ્બાને પાટિયુ મારી ચાલ્યો ગયો.

ડરબનથી જોહાનિસબર્ગ જતા મેલમાં ટુકડી બેઠી. નાતાલની હદ પૂરી થવા આવી ત્યાં કેલનબૅક મળ્યા. તેમણે અગાઉથી બધી ગોઠવણ કરી રાખી હતી. પકડે તો શું કરવું, ન પકડે તો શું કરવુ-બન્ને બાજુની તૈયારી રાખી હતી.

ગાડી વાલ નદીનો પુલ વટીને ટ્રાંસવાલની હદમાં દાખલ થઈ. પહેલે સ્ટેશને જ અમલદાર આવ્યો. પરવાના માગ્યાઃ 'અમારી પાસે પરવાના નથી.'

એ આખી ટુકડીને પકડી લીધી એમને ત્રણ ત્રણ માસની સજા કરી કસ્તુરબા વગેરે સાથે જેલમા મોકલી દીધા

બહેનોને પકડ્યાના અને સખત સજા થયાના સમાચાર સ્વ-પરદેશના છાપાઓમા પહોંચ્યા હિંદુસ્તાનમા ખળભળાટ મચ્યો ફિરોઝશાહ મહેતાએ મુંબઈમા ગર્જના કરી 'ગાધીની લડાઈ સાચી છે. ત્યાની સરકારે બહેનોને કેદમા પૂરી છે હવે આપણાથી બેસી રહી શકાય નહિ આપણે એમને બનતી મદદ કરવી જ જોઈએ હિંદુસ્તાનના શહેરોમા વિરોધસભાઓ ભરાી

બધી બહેનોને નાતાલના મારિત્સબર્ગની જેલમા રાખવામા આવી ત્યા તેમને ઠીક દુખ આપ્યુ મજૂરીમા ધોબીનુ કામ આપ્યુ ખોરાકમા મોમા ન ગરે તેવા ભાત, ઘેંશ, ભાજી આપ્યા બનારથો ખોરાક મગાનનાની સખત મનાઈ કરી કસ્તુરબાને ફળ સિવાય અનાજ પચતુ નહિ તેમણે ફળની માગણી કરી સરકારે કશો જવાબ ન આપ્યો બાએ ઉપવાસ શરૂ કર્યા એક, બે, ત્રણ દિવસ વીત્યા જેલની ઉપરી બાઈ મૂઝાય, ચિડાય, પણ શુ કરે? આખરે ચોથે દિવસે ફળની છૂટ મળી, પણ તેયે પૂરતા નહિ ત્રણ મહિના પછી કસ્તુરબા બહાર આવ્યા ત્યારે હાડપિંજર રહ્યા હતા બીજી પણ એક બહેન એવી જ હાલતમા બહાર આવેલી તે માંડ બચી એક બહેન જીવલેણ તાવ લઈને આવેલી તેનુ નામ વાલિયામા એની ઉંમર ફક્ત અઢાર વર્ષની હતી એ પથારીવશ હતી ગાંધીજી એને મળવા ગયા તેનુ ઊચુ શરીર સાવ સોટા જેવુ થઈ ગયુ હતુ અને મિહામણુ લાગતુ હતુ ગાંધીજીએ એની પથારી પાસે જઈને પૂછ્યુ 'વાલિયમા, જેલ જવાનો પસ્તાવો તો નથી થતો ને?'

'પસ્તાવો કેમ થાય? મને ફરી પકડે તો હમણા જવા તૈયાર છુ' એમ કહેતા મરણપથારીએ પડેલી વાલિયામાની આખ ચમકી

'પણ આમાથી મોત નીપજે તો ?'

'ભલે નીપજે દેશને ખાતર મરવુ કોને ન ગમે ?'

થોડા જ વખત પછી એ બહાદુર બહેનને કાળ ઉપાડી ગયા તેનો દેહ ગયા, પણ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમા એનુ નામ અમર છે વાલિયામાના શુદ્ધ બલિદાનથી સત્યાગ્રહને વેગ મળ્યો

બહેનોની પેઠે ભાઈઓની કસોટી પણ ઠીક થઈ જેલમા જતા જ રૂસ્તમજી શેઠને ટોપી અને સદરા કાઢી નાખવા કહ્યુ તેમણે જવાબ આપ્યો 'એ મારા ધર્મના ચિહ્ન છે એટલે એ તો નહિ નીકળે!'

જેલરે હુકમ કર્યો 'એ એમ નહિ માને ખેચી લ્યો એ બુટ્ટા પારસીથી!'

આ અપમાનથી બીજા સત્યાગ્રહીઓ સહેજ રોષે ભરાયા પણ રૂસ્તમજી શેઠ શાંત રહ્યા તેમના કસ્તી–સદરો બળજબરીથી લઈ લીધા તેમણે ખોરાક છોડ્યો 'મારા ધર્મના ચિહ્નો મળ્યા પછી જ હુ ખાઈશ' એમ સભળાવી દીધુ બીજા બધાએ પણ તેમની સાથે ઉપવાસ શરૂ કર્યા

સરકારે રૂસ્તમજી શેઠ અને મગનલાલ ગાંધીને જુદા પાડ્યા તેમને ડરબન લઈ ગયા ત્યા તેમને કસ્તી–સદરો પાછા આપ્યા અહી સૌને ખાતરી કરાવી ત્યારે બધા જમ્યા

એ જ રીતે ઘી ન મળવાથી અને ખરાબ ખોરાક સામ ઉપવાસ કરી સત્યાગ્રહીઓ ઝૂઝયા નાના રામદાસે પણ એમા ટક્કર ઝીલી આખરે એમાય જેલ–અમલદારો નમ્યા અને સત્યાગ્રહી ઓની માગણી સ્વીકારવી પડી

આમ આ વખતની જેલ પહેલા કરતા વધારે આકરી નીવડી, પણ સત્યાગ્રહીઓ તેને પહોચી વળે એવા હતા.

૧૩

# બે મીઠાં સ્મરણો

આપણે કોલસાની ખાણોમાં પડેલી હડતાલ પર જઈએ તે પહેલાં કસ્તુરબાની ગંભીર માંદગી તથા ગાંધીજીની તપશ્ચર્યાની બે વાત કરી લઈએ. જેલમાં કસ્તુરબાએ જે દૃઢતા બતાવી અને દુઃખ વેઠી લીધું તે આપણે જોયું. પણ આ કિસ્સામાં તો તેમણે મોત સાથે બાથ ભીડી હતી, છતાં પોતાના નિશ્ચયમાં અડગ રહ્યાં હતાં

કસ્તુરબાને માથે ત્રણ મોટી ઘાતો ગઈ અને ત્રણેમાં ઘરગથ્થુ ઉપચારોથી જ તેઓ બચી ગયાં. કસ્તુરબાને લોહીવાનું દરદ વારંવાર થઈ આવતું તેથી દાક્તરે કહ્યું: 'તેમને ઑપરેશન કર્યા વિના છૂટકો નથી.' ડરબનના દાક્તર ગાંધીજીના મિત્ર હતા. ઑપરેશન કરવાની ગાંધીજીએ હા પાડી. કસ્તુરબા પણ તૈયાર થયાં. શીશી સુંઘાડ્યા વિના નસ્તર મૂક્યું. કસ્તુરબાએ મૂંગે મોંએ હોઠ ભીંસીને વેદના સહી લીધી. સહનશક્તિ જોઈને ગાંધીજી ચકિત થઈ ગયા. બે–ત્રણ દિવસ પછી ગાંધીજીને જોહાનિસબર્ગ જવાની રજા આપી. દાક્તર અને તેનાં પત્નીએ કસ્તુરબાની સારવાર પોતાને માથે લીધી.

લડત ચાલતી હતી. ગાંધીજી તો લડાઈના કામમાં પડી ગયા. પણ થોડા દિવસમાં ખબર આવ્યા કે કસ્તુરબાનું શરીર વળતું નથી, પથારીમાં ઊઠી-બેસી શકાતું નથી અને એકવાર તો બેહોશ પણ થઈ ગયેલાં. ગાંધીજીને ફિકર થઈ. દાક્તરે ટેલિફોનમાં પૂછ્યું: 'કસ્તુરબાને માંસનો સેરવો આપવાની જરૂર છે. મને રજા આપો.' ગાંધીજીએ જવાબ આપ્યો: 'દરદી હા પાડે તો આપો. મારાથી એવી રજા નહિ અપાય.'

'દરદીને આવી બાબતમા ન પૂછી શકાય તમે પોતે અહીં આવો

ગાધીજીએ તે જ દિવસે ટ્રેન પકડી ડરબન પહોચ્યા

દાકતર કહે 'મે તો સરવો પાઈને ટેનિકશન આપ્યા હતા

ગાધીજી કહે દાકતર, આ દગા કહેવાય !'

દવા કરવામા દગો-ફગો હુ માનતો નથી. અમારા ધર્મ દરદીને ગમે તેમ કરીને બચાવવાનો છે

બને વચ્ચે ખૂબ ચર્ચા ચાલી છેવટે દાકતર ન ચાર બનાન કસ્તુરબાને પૂછવાનુ કબૂલ કર્યુ કસ્તુરબાએ દૃઢતાપૂર્વક જવાબ આપ્યા 'મારે માસનો સેરવો નથી લેવો મનખ્યાદેહ વારે વારે આવતો નથી. ભલે તમારા ખોળામા હુ મરી જાઉ, પણ મારે દેહ નથી વટલાવવો

ગાધીજીએ ફેરવી ફેરવીને પૂછ્યુ જવાબ એક જ મળ્યો 'તમે મને અહીંથી લઈ જાઓ.'

ગાધીજી રાજી થયા આવી સ્થિતિમા ફેરવવામા પૂરેપૂરુ જોખમ હતુ, પણ દાક્તરે સાફ જણાવી દીધુ 'માસનો સેરવો નહિ આપો તો એ નહિ ટકે, અને મારા ઘરમા હુ મરવા દેવા ઇચ્છતો નથી માટે તમે લઈ જાઓ દાકતર ગાધીજી ઉપર ખૂબ ચિડાયા ગાધીજી એક ટળી બે ન થયા એમણે બધી તૈયારી કરી

ઝરમર ઝરમર મે વરસતો હતો ડરબનથી ફિનિક્સ રેલમા જવાનુ હતુ. પણ ફિનિક્સ સ્ટેશનથી આશ્રમ અઢી માઈલ દૂર હતો જોખમ સારી પેઠે હતુ પણ ઈશ્વર સહાય કરશે એમ માની ગાધીજીએ હામ ભીડી આગળથી ફિનિક્સ એક માણસને મોકલ્યો ફિનિક્સમા માદાઓને સુવાડીને ઊંચકી લઈ જઈ શકાય તેવું

એક હેમક' હતું હૅમક એટલે જાળીવાળા કપડાની ઝોળી અથવા પારણું તેના છેડા પર વાંસ બંધાય એટલે દરદી તેમાં આરામથી ઝૂલતું રહી શકે એ હૅમક, એક બાટલી ગરમ દૂધની અને એક બાટલી ગરમ પાણીના તથા છ માણસો લઈને સ્ટેશને આવવા વેસ્ટને કહેવડાવ્યું

ગાડી ઊપડવાનો વખત થયો ત્યારે રિક્ષા મંગાવી ને તેમાં આવી ભયંકર સ્થિતિમાં કસ્તુરબાને લઇ ને ગાંધીજી ચાલતા થયા કસ્તુરબાને હિંમત આપવાપણું ન હતું, ઊલટું એમણે ગાંધીજીને હિંમત આપી મને કંઈ નહિ થાય. તમે ચિંતા ન કરજો'

ટ્રેનમાં ડબ્બા સુધી પહોંચતા સ્ટેશનના વિશાળ પ્લૅટફૉર્મ ઉપર લાંબે સુધી ચાલીને જવાનું હતું ત્યાં રિક્ષા જઈ શકે તેમ ન હતું કસ્તુરબા સાવ હાડપિંજર થઇ ગયાં હતાં. શરીરમાં વજન તો રહ્યું જ નહોતું ગાંધીજી તેમને તેડીને ડબ્બા સુધી લઈ ગયા અને અંદર સુવડાવ્યાં ગાડી ચાલી ને ગાંધીજીએ રામનું નામ લીધું

ફિનિક્સ સ્ટેશને ઝોળી લઈને વેસ્ટ હાજર હતા આશ્રમ સુધી આરામથી લઈ ગયા ત્યાં પાણીના ઉપચાર શરૂ કર્યા. ગાંધીજી જાતે બધી સારવાર કરતા પથારી સાફ કરવી, મળમૂત્ર ઉપાડવાં, એ વાસણ સાફ કરવાં, દાતણ કરાવવું, દવા પાવી, બાથ આપવી, તકિયો મૂકીને બે ઘડી બેસાડે, સામે ખુરસી પર બેસીને પવન નાખે, વચ્ચે વચ્ચે વિનોદ કરાવી ખડખડાટ હસે ને હસાવે ધામે ધામે ખોરાક પર લીધાં ફળ અને ખોરાક પોતે જ તૈયાર કરે અને ખવરાવે આવી પ્રેમભરી માવજતથી કસ્તુરબાનું શરીર વળ્યું કસ્તુરબા હરતાં-ફરતાં થયાં એટલે ગાંધીજી લડતના કામે પાછા જોહાનિસબર્ગ ગયા

થોડા દિવસ પછી ખબર આવ્યા કે રોગ ઊથલો માર્યો છે. ગાંધીજી ફિનિક્સ દોડી આવ્યા. આ વખતે નકરા પાણીના ઉપચાર કામ ન આવ્યા. આખરે ગાંધીજીએ કહ્યું, "તું મીઠું અને કઠોળ છોડ તો આ રક્તસ્રાવ બંધ થાય. એ વિના આ દરદનું દરદ કાબૂમાં નહિ આવે." આ વાત સમજાવવા અનુભવી માણસોના વચનો વાંચી સંભળાવતા, ધીમેથી વિનવણી કરતા મનાવતા, પણ કસ્તુરબાને ગળે વાત ઊતરતી ન હતી. છેવટે એકવાર તો કસ્તુરબાથી બોલાઈ ગયું, 'મને મીઠું ને કઠોળ છોડવાનું કહો છો, પણ તમને એ બે વાનાં છોડવાનું કોઈ કહે તો તમેય ન છોડો !'

તરત જ ગાંધીજી બોલી ઊઠ્યા, 'તારી માન્યતા ભૂલભરેલી છે. મને દરદ હોય ને વૈદ આ કે બીજી કોઈ વસ્તુ છોડવાનું કહે તો જરૂર છોડી દઉં. પણ જા, મેં તો આજથી એક વરસ સુધી કઠોળ ને મીઠું છોડ્યાં. તું છોડે કે ન છોડે એ વાત નોખી છે.'

આ પ્રતિજ્ઞા સાંભળીને કસ્તુરબાને ભારે પસ્તાવો થયો. તેઓ બોલી ઊઠ્યાં, 'મને માફ કરો ! તમારો સ્વભાવ જાણતા છતાં મારાથી કહેવાઈ ગયું. હવે હું તો કઠોળ ને મીઠું નહિ ખાઉં, પણ તમે તમારું વેણ પાછું ખેંચી લો. આ તો મને સજા કહેવાય.'

ગાંધીજીએ કહ્યું, 'તું કઠોળ ને મીઠું છોડીશ તેથી તને તો બહુ જ ફાયદો થશે એની મને ખાતરી છે, પણ લેવાયેલી પ્રતિજ્ઞા મારાથી ફેરવાય નહિ. મને તો લાભ જ થવાનો. ગમે તે નિમિત્તે માણસ સંયમ પાળે તો તેમાં લાભ જ છે, એટલે તું મને આગ્રહ ન કરીશ. વળી મને પણ મારી પરીક્ષા થઈ રહેશે, ને આ બે વસ્તુ છોડવાનો તેં જે નિશ્ચય કર્યો છે તેમાં તને મદદ મળશે.'

આ પછી ગાંધીજીને મનાવવાપણું તો રહ્યું જ નહિ. 'તમે તો બહુ હઠીલા છો. કોઈનું કહ્યું માનવું જ નહિ !' કહી ખોબો આંસુ ઢાળી કસ્તુરબા શાંત થયાં.

આનુ નામ પ્રેમનો વિજય સત્યાગ્રહની જીત

એક વરસ તો ઝપાટાબધ વીતી ગયુ. ગાંધીજીને કઠોળ અને મીઠુ છોડવાથી ખૂબ ફાયદો જણાયો, શરીર સુધર્યું, જીભ ઉપર કાબૂ વધ્યો તેથી તેમણે એકને બદલે દસ વરસ સુધી એ બને વસ્તુ ન લેવાનો નિયમ ચાલુ રાખ્યો

જેમ કસ્તુરબાની શારીરિક માદગી દૂર કરવા ગાંધીજીને અનાયાસે તપ કરવાની તક મળી, તેમ આશ્રમના ઉંમરમા આવેલા બાળક-બાળાઓના ભૂલ માટે ઉપવાસ કરી શુદ્ધ થવાનો પ્રસગ સાપડયો.

લડતનુ સમાધાન થયુ જેલવાસીઓ છૂટયા. ટોલ્સ્ટોય વાડી બધ કરી. ત્યાના ભાઈ-બહેનોને ફિનિક્સ મૂકી આવીને ગાંધીજી જોહાનિસબર્ગ ગયા થોડા દિવસમા જ ગાંધીજીને સમાચાર મળ્યા કે બે વ્યક્તિની ગભીર ભૂલ થઈ છે

ગાંધીજીને સખત આઘાત લાગ્યો ગાંધીજીના જીવનમા પ્રાયશ્ચિત્તરૂપે કરેલા આ પ્રથમ ઉપવાસોનુ ટૂકુ, સચોટ, હૃદયદ્રાવક અને પવિત્ર વર્ણન એમના પોતાના જ શબ્દોમા વાચીને પાવન થઈએ

'જોહાનિસબર્ગ થોડા દિવસ રહ્યો ત્યા જ મારા ઉપર બે વ્યક્તિઓના ભયકર પતનના સમાચાર આવ્યા સત્યાગ્રહની મહાન લડતમા નિષ્ફળતા જેવુ દેખાય તેથી મને આઘાત ન પહોચતો, પણ આ બનાવે મારી ઉપર વજ્રસમો પ્રહાર કર્યો હુ ઘવાયો મે તે જ દહાડે ફિનિક્સની ગાડી લીધી મિ કેલનબૅક સાથે આવવાનો આગ્રહ ધર્યો તે મારી દયામણી સ્થિતિ વરતી ગયા હતા મને એકલાને જવા દેવા ચોખ્ખી ના પાડી પતનના ખબર મને તેમના મારફતે પહોચ્યા હતા

'રસ્તામાં મે મારો ધર્મ જાણી લીધો, અથવા જાણી લીધો એમ માન્યું એમ કહીએ. મને લાગ્યુ કે પોતાની રક્ષા નીચે રહેલાંના પતનને સારુ વાલી કે શિક્ષક થોડેઘણે અંશે પણ જવાબદાર છે આ બનાવમા મારી જવાબદારી મને ચોખ્ખી જણાઈ. મારી પત્નીએ મને ચેતવણી આપી જ હતી પણ હુ સ્વભાવે વિશ્વાસુ હોવાથી મે તેની ચેતવણીને નહોતી ગણકારી વળી મને ભાસ્યુ કે જો હુ આ પતનને સારુ પ્રાયશ્ચિત્ત કરીશ તો જ આ પતિત થયેલા મારુ દુ ખ સમજી શકશે, ને તેથી તેમને પોતાને દોષનુ ભાન થશે ને કઈક માપ આવશે તેથી મે સાત ઉપવાસ અને સાડાચાર માસ એકટાણુ કરવાનુ વ્રત લીધુ. મિ કૅલનબૅકે મને વારવા પ્રયત્ન કર્યો. એ નિષ્ફળ ગયો છેવટે પ્રાયશ્ચિત્તની યોગ્યતા તેમણે સ્વીકારી ને તેમણે પણ મારી સાથે જ તે વ્રત રાખવાનો આગ્રહ કર્યો. તેમના નિર્મળ પ્રેમને હુ રોકી ન શક્યો આ નિશ્ચય કર્યો કે તુરત હુ હળવો થયો, શાત થયો, દોષિત ઉપરનો ક્રોધ ઊતર્યો, ને તેમના ઉપર દયા જ રહી

'આમ ટ્રેનમા જ હળવુ મન કરી હુ ફિનિક્સ પહોચ્યો. તપાસ કરી વધારે જાણવાનુ હતુ તે જાણી લીધુ. જો કે મારા ઉપવાસથી સૌને કષ્ટ થયુ, પણ તેથી વાતાવરણ શુદ્ધ થયું, પાપ કરવાની ભય કરતા સહુને જણાઈ, અને વિદ્યાર્થીઓ તેમ જ વિદ્યાર્થિનીઓ અને મારો વચ્ચેનો સબધ વધારે મજબૂત અને સરળ થયો.

' આ બનાવમાથી થોડા સમય પછી મારે ચૌદ ઉપવાસ કરવાનો પ્રસગ આવેલો. તેનુ પરિણામ ધાર્યા કરતા પણ વધારે સારુ આવ્યુ એવી મારી માન્યતા છે'

સાત ઉપવાસ અને એકટાણાં તો કોઈને વસમા ન લાગ્યાં. એ વખતે તો ગાધીજી પોતાનુ દરેક કામ પહેલાંની જેમ જ કર્યા

કરતા હતા પણ ચૌદ ઉપવાસમા પાછળના દિવસો સારી પેઠે નસમા ગયા ગાધીજી લખે છે કે 'તે વેળા રામનામનો ચમત્કાર હુ પૂરો સમજ્યો નહોતો એટલે દુ:ખ સહન કરવાની શક્તિ ઓછી હતી '

આમ છતા નખવાનુ જરૂરી કામ તો છેવટ લગી કરી શક્યા હતા અને ગીતા–રામાયણ વગેરે છેલ્લા દિવસ સુધી શાતિથી સાભળ્યા કરતા હતા

પોતાના ખોળામા ઊછરેલા બાળકોની ભૂલ માટે પ્રાયશ્ચિત્ત કરે, પત્નીની નબળાઈ ટાળવા પોતે ભાવતી ચીજો છોડે એ ગાધીજીના માતા જેવા પ્રેમાળ હૃદયની નિશાની છે એવુ જ એક સભારણુ અહી ઉતારીને આપણે પાછા વડતમા પહોચી જશુ

હેનરી પોલાક ગાધીજીની સાથે કામ કરતા અને તેમના ઘરમા નાના ભાઈની માફક રહેતા હતા ગાધીજીએ એમને પરણા વ્યા હેનરી પોલાક અને મીલીબહેને કસ્તુરબા તથા ગાધીજીની છાયા નીચે પોતાનો નવો સસાર માડ્યો હતો ગાધીજી મીલી બહેનને દીકરીની જેમ રાખતા અને તેના કોડ પૂરતા

મીલીબહેનને દીકરો અવતર્યો પણ એને ઉછેરતા કોણ શીખવે? ગાધીજી મદદે આવ્યા માતાની પેઠે એ શિક્ષણ ગાધીજીએ આપ્યુ

એકવાર ગાધીજી જેલમાથી છૂટીને આવ્યા ત્યારે જુએ તો મીલીબહેન સાવ ફીકા પડી ગયેલા ગાધીજીએ ચિતાતુર બનીને કારણ પૂછ્યુ મીલીબહેન કહે મને ઘણા વખતથી પૂરી ઊઘ આવતી નથી અને આ બાબો મહેનત કરુ છુ તોપણ ધાવણ છોડતો નથી '

ગાંધીજી કહે: 'બાબાને થોડા દિવસ રાતે કોઈ સાચવે તો તમને ઊંઘ આવે ખરી ?'

'કોણ જાણે ? પણ હું સાવ લોથ થઈ ગઈ છું.'

ગાંધીજી કહે 'બાબો મને સોંપશો ?'

'તમે શું કરી શકશો ?'

'તમને પતીજ પડતી હોય અને મનને ધારણ રહે તો એને જુદો સૂવાની ટેવ પાડું, ને એનું ધાવણ છોડાવી શકીશ એની મને ખાતરી છે.'

'ભલે, પ્રયત્ન કરી જુઓ!' વડન ચાલતી હતી. ગાંધીજી રાતે અગિયાર–બાર વાગ્યે સભાઓમાંથી પાછા આવતા. પહેલે દિવસે રાતે એક વાગ્યે ગાંધીજી ઘેર આવ્યા. ધીમે રહીને મીલી-બહેન પાસેથી બાબાને લઈ લીધો. પોતાની પથારી પાસે ગાદી પર સુવાડ્યો. પાસે પાણીનો કૂજો ને એક જામ રાખ્યા. આખું ઘર ઘસઘસાટ ઊંઘતું હતું. ગાંધીજી બાળકને પડખે શાંતિથી સૂઈ ગયા. પાંચ કલાક સુધી રાતની આગમભરી શાંતિમાં ભંગ ન પડ્યો. આખી રાત બાબો ઊં કે ચાં કર્યા વિના ઊંઘી રહ્યો. આ રીતે બે અઠવાડિયાં સુધી ગાંધીજીએ બાબાને પોતાના પડખામાં સુવાડ્યો અને તેનું ધાવણ છોડાવ્યું.

ફરી પાછો એ તેની બા પાસે સૂતો થયો ત્યારે મા–દીકરા બંનેનાં શરીર સરસ થયાં હતાં.

આ રીતે ગાંધીજીએ પોતાને ખોળે આવેલા તમામને વહાલ-સોઈ માતાની જેમ સોડમાં લઈને સાચવ્યા.

## ૧૪

# મજૂરોની હડતાલ

ન્યુકેસલ પાસેની ખાણોના મજૂરોએ પોતાનાં કામ છોડ્યાં. તેઓ હડતાલ પર ઊતર્યા એ ખબર મળતાં જ ગાંધીજી ફિનિક્સથી ત્યાં જઈ પહોંચ્યા

આ મજૂરોને પોતાનાં ઘર નહોતાં. માલિકોએ બધાવેલી ચાલીમાં તેઓ રહેતા હતા. દીવા-બત્તી પણ માલિકોએ મુકાવેલાં. પાણીના નળ પણ માલિકોએ જ મૂકેલા. આમ મજૂરો બધી રીતે પરાધીન હતા. માલિક ધારે તો એક મિનિટમાં સૌને ઘરબાર વિનાના કરી શકે, અંધારે રાખી શકે અને પાણી વિના મારી શકે–અને એમ જ બન્યું

ગાંધીજી પહોંચ્યા તેવી જ તેમની પાસે ફરિયાદો આવવા લાગી. કોઈ કહે 'માલિકો રસ્તાની બત્તીઓ બુઝાવી દે છે.' કોઈ કહે: 'અમારો સામાન કોટડીમાંથી બહાર ફેંકી દે છે.' એક પઠાણે આવીને ગાંધીજી પાસે પોતાનો વાંસો બતાવ્યો ને બોલ્યો: 'યહ દેખો ગાંધીભાઈ, મુઝે કિતના મારા હૈ? મૈંને આપકે ખાતિર બદમાશ કો છોડ દિયા હૈ. આપકા યહી હુકમ હૈ. મૈં પઠાન હૂં, ઔર પઠાન કભી માર ખાતા નહિ–માર મારતા હૈ' ગાંધીજીએ એને શાબાશી આપતાં કહ્યું: 'ભાઈ, તુમને બહુત હી અચ્છા કામ

દિયા દસીકો મૈં સચ્ચી બહાદુરી કહતા હું તુમ્હારે જૈસે લોગોંમે હમ જીતેંગે '

ગાધીજીએ પઠાણને શાબાશી તો આપી, પણ મનમા વિચાર કર્યો કે આમ વધારે માણસોને હેરાનગતિ વેઠવી પડે તો શુ કરવુ ? હડતાલ તોડવા માટે ખાણના ગોરા માલિકો પાણી બધ કરે, બત્તીનો સબધ કાપી નાખે, તો એની સામે ફરિયાદ શી રીતે કરવી ? અને એવી અગવડમા મજૂરો કેવી રીતે ટકી શકે ? વિચાર કરતા ગાધીજીને એક જ રસ્તો સૂઝયો મજૂરોએ માલિકોની ચાલીઓ ખાલી કરવી અને એ જગાએથી હિજરત કરી જવી

મજૂરો પાચ-પચીસ નહોતા, સેકડો હતા એમાથી હજારો થતા વાર ન લાગે એ બધાને રહેવા સારુ મકાનો ક્યાથી કાઢવા ? એમને માટે ખાવાપીવાનુ શુ કરવુ ? ગાધીજીએ હડતાલ પર ઊતરેલા તમામ મજૂરોને એકઠા કર્યા અને કહ્યુ 'તમારે હડતાલ કાયમની સમજી લેવી તમે માલિકોના ઘર છોડી દો સાથે જરૂર-જોગો સામાન લઈ લો બાકીનો ભલે ઓરડીમા પડ્યો માલિકોને સાચવવો હશે તો સાચવશે, નહિતર ભલે બાળી નાખે માત્ર ઓઢવાની કામળી અને પહેરવાના કપડા લઈ મારી સાથે ચાલો હુ તમારી સાથે જ રહીશ, તમારી સાથે જ સૂઈશ, ખાઈશ, પીશ આ વાત કબૂલ હોય તો જ તમે ટકી શકશો અને આપણી જીત થશે '

મજૂરોએ આ વાત આનદથી કબૂલ રાખી

સપ કાચળી ઉતારી દરમાથી બહાર નીકળે તેમ ઘર-સામાન મૂકી ગિરમીટિયા મજૂરો ઘરમાથી બહાર નીકળ્યા.

સ્ત્રી, પુરુષ અને બાળકોની કતાર લાગી માથે પોટલા, આગળી એ ને કાખમા છોકરા-એ રીતે ખાણના મજૂરો ચાલીમાથી બહાર નીકળ્યા

ગાધીજીનો ઉતારો એક દ્રાવિડી ખ્રિસ્તી ભાઈ લાઝરસને ત્યા હતો એ ભાઈ સાધારણ સ્થિતિના હતા, છતા ગાધીજીને હિંમત થી પ્રેમપૂર્વક પોતાને ઘેર રાખ્યા ગાધીજીને મળવા આવનારાથી લાઝરસનુ ઘર ધર્મશાળા થઈ પડ્યુ એના ઘરની આસપાસ માણસો ખદબદવા લાગ્યા એને ઘેર ચોવીસ કલાક રસોડુ ચાલવા લાગ્યુ એમના ધર્મપત્નીએ કાળજાતૂટ મહેનત લીધી અને જાણે હસતે મોએ ગાધીજી અને મજૂર ભાઈઓની સેવા ઉપાવી

પણ લાઝરસ સેંકડો મજૂરોને ખાવાનુ પૂરુ ન પાડી શકે ખુલ્લા મેદાનમા મજૂરોએ પડાવ નાખ્યો વરસાદની મોસમ ન હતી ટાઢ પણ ન હતી એટલે એ અગવડ ન પડી ખોરાક મળી રહેશે એવો ગાધીજીને વિશ્વાસ હતો મજૂરો બહાર પડ્યા છે એવા ખબર મળતા જ ન્યુકેસલના હિંદી વેપારીઓએ તેમને માટે દાળ, ચાવલની ગૂણો તથા લીલોતરી વગેરે લાવીને હાજર કર્યા રાધવા માટે વાસણ મોકલ્યા વ્યવસ્થા માટે સ્વયસેવકો પણ મળી ગયા બીજા ગામોમાથી પણ દાળ, ચાવલ ને લીલોતરી મસાલાનો વરસાદ વરસ્યો ગાધીજીએ ધારેલુ તે કરતા વધુ વધારે આવવા લાગ્યુ જેલમા જવાની સૌની તૈયારી ન હોય પણ આવી મદદ કરવા બધા રાજી હતા

હડતાલિયાઓની ભીડ જામી દરરોજ તેમા વધારો થતો જતો હતો ગાધીજીને ચિંતા થવા લાગી આટલા બધા માણસો કામ ધધા વગર આમ ને આમ એક જગાએ પડયા રહે તે ઠીક નહિ આમા આળસ અને અનીતિ ફેલાય વળી આ લોકો કુદરતી હાજતો માટે ચોખ્ખાઈના નિયમો કશા જાણે નહિ ને પાળે નહિ એટલે ગંદકી ફેલાય તથા રોગચાળો ફાટી નીકળે

પણ જેને ભગવાન ઉપર ભરોસો છે એને રસ્તો સૂઝી રહે છે ગાધીજીને એનો મારગ જડી ગયો—આ આખા સઘને પગે ચલ

વીને ટ્રાસવાલ લઈ જવો. ત્યા વગર પરવાને સરહદમાં દાખલ કરવી કાયદાભંગ કરાવવો અને પેલા ૧૬ પકડાયા તેમ આને જેલમા બેસાડી દેવા. એક જ દિવસે સૌએ કાયદાભંગ કરવો અને પકડાવુ એવો નિર્ણય ગાંધીજીએ કર્યો મજૂરો સાથે આ બાબતની મસલત કરી ન્યુકેસલથી ટ્રાસવાલની સરહદ ૩૬ માઈલ દૂર હતી.

ગાંધીજી પાસે લગભગ પાચ હજાર માણસો એકઠા થઈ ગયા હતા એ બધાને રેલગાડીમા શી રીતે લઈ જવાય ? એટલુ ભાડુ કયાથી કાઢવુ ? અને એમા ખરા-ખોટાનુ પારખુ કેમ થાય ? અંતે પગપાળા મુસાફરી કરવી એમ ઠરાવ્યુ. જે અપંગ હતા તેમને ગાડીમા મોકલવાનુ નક્કી કર્યું. ૩૬ માઈલની મજલ બે દિવસમા કાપવાની હતી મજૂરો કૂચ માટે તૈયાર થઈ ગયા

આ કૂચની તૈયારી ચાલતી હતી તેવામા ખાણના માલિકોએ ગાધીજીને મળવા બોલાવ્યા ગાધીજી એ લોકોને મળવા ડરબન ગયા ત્યા જઈને ગાધીજીએ જોયુ કે ગોરા માલિકોના મગજ ગરમ થઈ ગયા હતા ગાધીજી પાસેથી મજૂરેની વાત સમજવાને બદલે એમણે ગાધીજીની હાજરી લેવા માડી

ગાધીજીએ શાતિથી જવાબ વાળ્યા ગાધીજીએ કહ્યુ 'હડતાલ બધ કરાવવી તમારા હાથમા છે.'

એ લોકો કહે 'અમે કઈ અધિકારી નથી'

'તમે અધિકારીઓને મળો મજૂરોની વાત સમજાવો એના વતી તમે લડો તો સરકાર ત્રણ પાઉંડનો કર જરૂર કાઢી નાખે'

'પણ સરકારે કર નાખ્યો એમા ખાણોમા હડતાલ શા માટે પાડી ? કરને અને હડતાલને શો સબધ છે ?'

'મજૂરો ભારે કર ભરી ન શકે એટલે તમારા હમેશના ગુલામ થઈને રહે માટે કર નાખ્યો છે'

'ત્યારે તમે મજૂરોને કામ પર ચડવાનુ નહિ કહો ?'

'મને માફ કરો. મારાથી એવી ખોટી સલાહ નહિ અપાય.'

'એના પરિણામો કેવા આવશે એ જાણો છો ?'

'મારી જોખમદારીનો મને પૂરો ખ્યાલ છે.'

'હા, તો, તમારું શું જવાનું છે ? પણ આ બોગદાવાળા ગરીબ મજૂરોને જે નુકસાન થાય છે તે તમે આપશો કે ?'

'મજૂરોએ સમજપૂર્વક નુકસાનનો વિચાર કરીને હડતાલ પાડી છે. માનહાનિ કરતાં વધારે નુકસાન બીજું શું છે ? મજૂરો આ વાત બરાબર સમજ્યા છે. તેથી મને સંતોષ છે.'

આટલેથી વાત અટકી ગઇ. ગાંધીજી પાછા વળ્યા. ગાંધીજી ત્રીજા વર્ગમાં મુસાફરી કરતા હતા. રસ્તામાં ગાર્ડ, ટિકિટ-ચેકર સ્ટેશન-માસ્તર ગાંધીજીને બધી હકીકત હોંશથી પૂછતા હતા. એ બધા ગોરા હતા. ગાંધીજીની વાત સાંભળી તેઓ કહેવા લાગ્યા. 'તમારી વાત ખરી છે. તમારો વિજય થાઓ એમ ઇચ્છીએ છીએ.'

ગરીબ અભણ મજૂરો આટલી મક્કમતા રાખે એ વાતની સૌને નવાઈ લાગતી હતી.

ગાંધીજી ન્યુકેસલ પહોંચ્યા. મજૂરોને એકઠા કર્યાં. ખાણના માલિકો સાથે થયેલી વાતચીત કહી સંભળાવી. માલિકોની ધમકી, જેલનો ત્રાસ, બીજી સજાઓ વગેરેની સામે ટક્કર ઝીલવાની તાકાત હોય તેણે જ કૂચમાં જોડાવું એમ ગાંધીજીએ ફરી ફરીને કહ્યું.

પણ મજૂરો અડગ રહ્યા. તેમણે ગાંધીજીને જવાબ આપ્યો. 'તમે લડવા તૈયાર હશો ત્યાં સુધી અમે હારવાના જ નથી. અમે દુઃખ સહન કરવા તૈયાર છીએ. અમારી ચિંતા ન કરશો.'

આવો બહાદુરીભર્યો જવાબ સાંભળીને ગાંધીજી રાજી થયા. તેમણે કૂચ માટે તૈયાર રહેવા સૌને કહી દીધું.

## ૨૫

## કૂચ

બીજે દિવસે મળસકે ઊઠીને પાંચ હજાર મજૂરો ગાંધીજીની પાછળ ચાલી નીકળ્યા સ્ત્રીઓ અને બાળકો પણ સાથે જ હતાં બત્રીસ માઈલનો પંથ બે દિવસમાં કાપવાનો હતો રસ્તામાં જણ દીઠ સવાશેર રોટી અને અઢી રૂપિયાભાર ખાંડ આપવાનો ઠરાવ કર્યો હતો જો કોઈ વેપારી વધારે આપે તો લઈ લેવામાં બાધો ન હતો

રસ્તામાં કોઈ અમલદાર મળે, ગાળો દે માર મારે તો તેની સામે ન થવું કેદ કરે તો શાંતિથી પકડાઈ જવું વગેરે નિયમો ગાંધીજીએ સૌને કહી દીધા હતા

કાફલો ચાલી નીકળ્યા રાજા રામચંદ્રની જય અને વંદે માતરમ્' ના પોકારો સાથે કૂચ આગળ ચાલી નાતાલની સરહદનું ગામ ચાર્લ્સટાઉન આવ્યું ત્યાં પડાવ નાખ્યા

ચાર્લ્સટાઉનમાં વેપારીઓ મદદે આવ્યા તેમણે પોતાનાં મકાન વાપરવા આપ્યાં મસ્જિદના ફળિયામાં રસોઈ કરવાની છૂટ' આપી ત્યાં ચૂલા ખોદીને ચોવીસે કલાકનું રસોડું ચાલુ કર્યું વાસણો આપ્યા રાંધનાર સ્વયંસેવકો તૈયાર હતા

ચાર્લ્સટાઉન નાનકડું ગામ હતું એમાં આટલી બધી વસ્તી એકદમ વધી ગઈ તેથી ચોખ્ખાઈ જાળવવાનું મુશ્કેલ થઈ પડ્યું

ત્યા ગોરા લોકોની વસ્તી હતી. તેઓ તો રસ્તે થૂંકે પણ નહિ. કાગળની ચબરખી પણ ક્યાય ફેંકે નહિ. ગાધીજીએ ચોખ્ખાઈ રાખવાનું પોતાને માથે લીધું.

ગાધીજીની મદદમાં કેલનબેક, સ્લેશીન, નાયડુ વગેરે આવી પહોચ્યા હતા. ગાંધીજી અને તેમનાં આ સાથીઓએ સાવરણા લીધા એટલે બીજા પણ તૈયાર થયા. બધું વાળીચોળીને સ્વચ્છ કરી નાખ્યુ. રસોઈનું કામ પણ હાથોહાથ પતાવ્યુ. જમ્યા પછી એંઠવાડ ઉપાડવામાં પણ ગાધીજી મોખરે રહેતા. સ્વચ્છતાનો એક-ડેય નહિ જાણનારા ગંદી ટેવોવાળા એ અજ્ઞાન મજૂરો ગાધીજીને સફાઈ-કામ કરતા જોઈ શરમાઈ જતા. ગદકી થવા જ ન દેતા અને થતી તો પોતે સાફ કરી નાખતા.

રસોઈમા દાળ, ભાત અને શાકભાજી બનાવતા. જુદા વાસણ ન હતા, એટલો વખત પણ ન હતો, એટલે લીલોતરી શાક દાળમાં જ નાખી દેતા. રસોડું ચોવીસે કલાક ચાલ્યા કરતુ હતુ. રસોડામા પણ ગાધીજી મુખિયા હતા કોઈ વાર દાળમા પાણી વધારે પડી ગયુ હોય, કોઈ વાર ભાત કાચા રહી ગયા હોય, તો-પણ સૌ હસતે મોંએ જમી લેતા. ગાધીજી પીરસવા નીકળે. ઝપાટાબધ પીરસવા માડે. કોઈ વાર ઓછુ હોય તો સામે તાકી રહે. ગાધીજી વહાલસોયા અવાજે જવાબ આપેઃ 'શુ કરું ? આજ ઓછુ રંધાયુ છે અને માણસો ઘણાં છે.' આટલુ કહેતામા તો તરત સમજી જાય અને 'સંતોષમ્' કહી ચાલતા થાય લોકોની ધીરજ અને સહનશીલતા જોઈને ગાધીજી ભગવાનનો પાડ માનતા.

આવાં પાચ હજાર માણસોને ગાધીજી સાચવી રહ્યા હતા. તેઓ કોઈ શિસ્તબદ્ધ સૈનિકો કે સેવકો નહોતાં. તેમાં નીતિ-અનીતિની ઊંડી સમજ સૌને ન જ હોય. કજિયા-કંકાસ પણ થતા.

અનીતિના કિસ્સા પણ બન્યા. છતા કોઈ સામુ ન થયુ સોએ ગાધીજીની આમન્યા રાખી ગાધીજીએ બધાને પ્રેમથી સાચવી લીધા

કૂચ કરતા એક બાળકને શરદી થઈ અને તે મરણ પામ્યુ બીજી એક બહેન વહેળો ઓળગતા જતી હતી ત્યા તેની કાખ માથી બાળક પડી ગયુ ને ધોધમા તણાઈ ગયુ. છતા એ બને બેનોએ કૂચ ચાલુ રાખી એક બહેને તો કહ્યુ 'મરેલાનો શોક શો કરવો? એ કાઈ પાછુ થોડુ આવવાનુ છે? જીવતાની સેવા કરવી એ આપણો ધર્મ છે

આવા શાંત બહાદુરીના–ઈશ્વર ઉપરની આસ્થાના દાખલા જોઈને ગાધીજીનો ઈશ્વર ઉપરનો વિશ્વાસ વધ્યો

ટ્રાસવાલની હદ નજીક આવતી જતી હતી ટ્રાસવાલમા દાખલ થતા જતા સરકાર કોઈને ન પકડે તો સૌને ટૉલ્સ્ટૉય વાડી ઉપર લઈ જવાનો ગાધીજીએ વિચાર કર્યો હતો પછી લડત પૂરી થાય ત્યા સુધી બધાને વાડી ઉપર રાખવા માટીના મકાન બનાવી તેમા રાખવા ખેતી અને ઉદ્યોગો કરાવવા તેમાથી રોજી મેળવવી મકાન ન થાય ત્યા સુધી રાવટીઓ ઊભી કરી પડાવ નાખવો કેલનબૅકે આને માટે અગાઉથી બધી ગોઠવણ કરી નાખી હતી રસ્તામા કોઈ માદુ–સાજુ થાય તો તેને માટે ચાર્લ્સટાઉનના ભલા દાક્તરે દવાની એક પેટી તૈયાર કરી આપી હતી

આગેકૂચ કરવાની પૂરી તૈયારી થઈ ગઈ એટલે ગાધીજીએ જનરલ સ્મટ્સને કાગળ લખ્યો એમા જણાવ્યુ કે 'ત્રણ પાઉન્ડનો કર રદ કરો, નહિતર હુ મજૂરો સાથે કાયદાભગ કરી સરહદમા દાખલ થાઉ છુ '

સ્મટ્સે જવાબ ન આપ્યો તાર કર્યો તેનો પણ જવાબ નહિ હવે તો અપમાન થવાની બાક હતી. પણ ગાધીજી તો સત્યાગ્રહી

છેવટ સુધી વિનય ન છોડે. તેમણે ટેલિફોનથી મુલાકાત માગી. તો ટેલિફોનમાં સ્મટ્સના મંત્રીએ તોછડો જવાબ આપ્યો : "જનરલ સ્મટ્સ તમારી સાથે વાત કરવા માગતા નથી. તમને ઠીક લાગે તેમ કરો."

ગાંધીજી સમસમી રહ્યા. ૭ વરસના સંબંધ ઉપર પાણી ફરી વળ્યું. છતાં અપમાનનો ઘૂંટડો ગળે ઉતારી ગયા.

આગળ કૂચ કરી કાયદાભંગ કરવાનો ઠરાવ કર્યો.

બીજે દિવસે ઠરાવેલે વખતે ધારેલે ટંકારે કાફલાને પ્રાર્થના કરાવીને ગાંધીજીએ આગળ ઉપાડ્યો. એક માઈલ દૂર સરહદનું ગરનાળું હતું. એ વટાવે એટલે મર્યાદા તૂટી જાય. ત્યાંથી ટ્રાન્સવાલની હદ શરૂ થતી હતી. સરકારે ત્યાં ઘોડેસવાર પોલીસ ગોઠવ્યા હતા.

ગાંધીજી ગરનાળું ઓળંગી આગળ ગયા. પોલીસ-અધિકારી સાથે વાત કરવા લાગ્યા.

એટલામાં પાછળથી લોકોએ ધસારો કર્યો. એક ઝપાટે સૌ ગરનાળું ઓળંગી ગયા. ઘોડેસવારો ફરતા ફરી વળ્યા. પણ આવડો મોટો કાફલો એ રોકવો રોકાય તેમ ન હતો.

પરંતુ પોલીસનો ઇરાદો કોઈને પકડવાનો ન હતો. ગાંધીજીએ સૌને શાંત કર્યા. પાંચ-સાત મિનિટમાં બધા હારબંધ ગોઠવાઈને ઊભા રહ્યા.

સરહદ ઉપર વોકસરસ્ટ ગામ આવેલું હતું. ત્યાંના ગોરાઓએ બે દિવસ પહેલાં જ સભા ભરી હતી. આકરાં ભાષણો કર્યાં હતાં. એ લોકો છડેચોક બોલતા હતા કે "જો હિંદીઓ વગર પરવાને ટ્રાન્સવાલમાં દાખલ થવા આવશે તો તેમને અમે બંદૂકે દેશું."

એ સભામાં કેનનબૅક હાજર હતા. તેઓ બોલવા ઊભા થતા તો તેમને કેટલાક ગોરાઓ મારવા ઊઠયા. એક ગોરો બાયો ચઢાવીને સામે આવ્યો અને તાડૂકયો ‘આવી જા મારી સામે લડવા.’ કેનનબૅક યુરોપના ભીમસેન સેંડો આગળ મલકુસ્તી શીખ્યા હતા પણ તેમણે મારામારી કરવાનું છોડી દીધું હતું. તેમણે ધીરજથી સૌને સમજાવ્યા. આખરે લડવા આવેલો તે કેનનબૅકનો મિત્ર બન્યો. ગાંધીજીનું સૈન્ય જોવા સૌ પાદરે આવ્યા. એ સેનાને જોઈને બધા ભારે નવાઈ પામ્યા.

પાસે સૂતેલા નાયકુને જગાડયા તેમને કહ્યુ 'જુઓ, મને પકડવા આવ્યા છે તમે નિયમસર કૂચ ચાલુ રાખજો સવારે જ્યા નાસ્તાની રોટી વહેચો ત્યા મારી ધરપકડના ખબર આપજો આખા કાફલાને પકડે તો પકડાઈ જવુ, નહિતર વાડી ઉપર ચાલતા પહોચી જવુ. તમને પકડે તો બધાની સભાળ કૅલનબૅક રાખશે '

આમ કહી ગાધીજી પોલીસ-અમલદાર સાથે ગયા. સવાર પડી ગાડી આવી. ગાધીજીને વૉકસરસ્ટ લઈ ગયા ત્યા કેસ ચાલ્યો પણ પુરાવો ન મળે સરકારી વકીલે મુદત માગી ગાધીજીએ જામીન પર છૂટવાની અરજી કરી એની સામે સરકારી વકીલે વાધો ઉઠાવ્યા. પણ મૅજિસ્ટ્રેટે સાડા સાતમો રૂપિયાના જામીન પર ગાધીજીને છોડ્યા કૅલનબૅક મોટર લઈને હાજર હતા. મોટરમા બેસીને ગાધીજી કાફલાની સાથે થઈ ગયા

ગાધીજીને છૂટી આવેલા જોઈને સૌ આનદમા આવી ગયા. ઉત્સાહભેર કૂચ આગળ ચાલી

સ્ટેન્ડરટન ગામ આવ્યુ. ત્યા મુકામ નાખ્યો બધા હારબધ ગોઠવાઈ ગયા. ગાધીજી રોટી વહેચવા લાગ્યા દુકાનદારોએ રોટી સાથે ખાવા મુરબ્બાના ડબા આપેલા તેથી પીરસતા જરા વાર લાગી

એવામા દૂરથી મૅજિસ્ટ્રેટ આવતા જણાયા તેઓ આવીને એક કોર ઊભા રહ્યા રોટી વહેચાઈ રહી ત્યા સુધી શાતિથી ઊભા પછી ગાધીજીને બોલાવ્યા ગાધીજી એમને ઓળખતા હતા. ગાધીજીના મનમા એમ કે કઇક વાત કરવા આવ્યા હશે. ત્યાં તો એમણે હસીને કહ્યુ 'તમે મારા કેદી છો!'

ગાધીજી ખડખડાટ હસી પડયા 'ત્યારે તો મારો મોભો વધ્યો! પોલીસને બદલે મૅજિસ્ટ્રેટ પકડવા આવ્યા. પણ મારા ઉપર કામ ક્યારે ચલાવશો?'

'મારી સાથે ચાલો તો હમણાં જ!'

કૂચ ચાલુ રાખવાનું કહી ગાંધીજી મૅજિસ્ટ્રેટ સાથે ગયા. કોર્ટમાં પહોંચ્યા. જુએ તો નાયડુ, બિહારીલાલ, રહીમખાન વગેરે પાંચ ભાઈને પકડી લાવ્યા હતા.

કેસ ચાલતાં ગાંધીજીએ મુદત માગી. અહીં પણ સરકારી વકીલે વાંધો ઉઠાવ્યો હતો. મૅજિસ્ટ્રેટે જામીન પર છોડયા. વેપારી ભાઈઓએ ઘોડાગાડી તૈયાર રાખી હતી તેમાં બેસીને ચાલ્યા. કાફલો હજી ત્રણ માઈલ પૂરો પહોંચ્યો નહોતો ત્યાં સાથે થઈ ગયા.

ગાંધીજીને જોઈને ફરીથી સૌ હરખઘેલા થઈ ગયા. મજલ-દર-મજલ કૂચ ચાલી.

પોલાક ગાંધીજીને મળવા આવ્યા હતા. તેમની સાથે વાતો કરતા ગાંધીજી આગળ ચાલતા હતા. લડતની વાત હિંદુસ્તાનના આગેવાનોને સમજાવવા પોલાક હિંદ જવાના હતા. ડરબન જવા માટે સાંજની ગાડી તેમને પકડવાની હતી. બંને જણ વાતમાં તલ્લીન હતા.

એવામાં સામેથી એક ઘોડાગાડી આવી. છેક ગાંધીજીની પાસે આવીને ઊભી રહી. ગાડીમાં પેલા જૂના ને જાણીતા એશિયાઈ ખાતાના અમલદાર ચમની હતા. એમની સાથે પોલીસનો એક અમલદાર હતો. બંને નીચે ઊતર્યા. ગાંધીજી સાથે હાથ મેળવ્યા અને તેમને એક બાજુ લઈ જઈ કહ્યું: 'હું તમને કેદ કરું છું.'

ગાંધીજીએ પૂછ્યું: 'આ મારી ફોજનું શું કરવાના?'

'એ તો થઈ રહેશે.'

ગાંધીજી વધારે કાંઈ ન બોલ્યા. લોકોને શાંતિ જાળવવા બે શબ્દ કહેતા જતા હતા ત્યાં તેમને અટકાવ્યા અને ગાડી દોડાવી મૂકી.

ચાર દિવસમાં ત્રીજી વાર પકડીને ગાંધીજીને લઈ ગયા.

પોલાકનું હિંદ જવાનુ મોકૂફ રહ્યું તેઓ સત્યાગ્રહી ફોજને લઈ આગળ વધ્યા હેડલબર્ગ નામના ગામે જઈ પડાવ નાખ્યો ત્યાં વેપારીઓની ખૂબ જમાવટ હતી સ્વાગતની ભારે તૈયારીઓ કરી રાખી હતી. પણ સરકારનીયે સામી તૈયારી હતી સ્ટેશન ઉપર ખાસ બે ટ્રેનો તૈયાર હતી. ખાલી ડબ્બા ઉતારુઓની રાહ જોતા હતા. અમલદારો અને પોલીસ-ટુકડીઓ સજ્જ થઈને ઊભી હતી ટાણાની રાહ જોવાતી હતી. આવ્યા એવા જ સૌને કેદ કર્યા. હુકમ કર્યો 'સૌ ગાડીમા બેસી જાઓ.'

મજૂરો એકી સાથે બોલી ઊઠ્યા 'ગાધીભાઈને બોલાવો. ગાધીભાઈ કહેશે તો ગાડીમા બેસશુ.'

ચમની સાહેબ મૂઝાયા. તેમણે પોલાક અને કાછલિયા શેઠને કહ્યું 'આ લોકોને જરા સમજાવો!'

પોલાક ને કાછલિયા શેઠે સમજાવ્યા એટલે સૌ ગાડીમા ચડી બેઠા અને ટ્રેન ચાલી નીકળી.

આ બાજુ ગાધીજીને કોરટમા ખડા કર્યા. કસ ચાલ્યો. નવ માસની સજા કરી. ડંડીથી વોલ્કસરસ્ટ લઈ ગયા. ત્યા જુએ તો પોલાક અને કેલનબેક પકડાઈને આવેલા હતા ત્રણે મિત્રો ભેટી પડ્યા. કેસ લાબો ન ચાલે માટે ગાધીજીએ જ સાક્ષી પૂરી. ત્રણેને ત્રણ-ત્રણ માસની સજા કરી.

ગાધીજીને થયુ 'ભલા, ત્રણ માસ સાથે રહેવાનુ મળશે, ઠીક થયુ!'

પણ થોડા જ દિવસમા ત્રણેને જુદી જુદી જેલમા લઈ ગયા. ગાધીજીના પકડાવાથી લોકોમા ઉત્સાહ ઊછળી આવ્યો. આખો કાફલો પકડાયાની પણ અસર ભારે થઈ. કાયદાનો છડેચોક ભંગ કરીને હિંદીઓ જેલમા ઊભરાવા લાગ્યા.

## ૧૭

## આકરી કસોટી

**સો**નાને શુદ્ધ કરવા સોની તેને ભઠ્ઠીમાં નાખી તાવે છે, કસોટીએ ઘસીને તેનો કસ કાઢે છે, અને સોળવલું સોનું બનાવે છે—જેને કુંદન કહે છે.

ગાંધીજીની ફોજની પણ એવી જ આકરી કસોટી થઈ. બંને ખાસ ટ્રેનો નાતાલ તરફ ચાલી. નાતાલમાં બધાની ઉપર કામ ચાલ્યું. સખત સજા કરી પણ તેમને જેલમાં ન મોકલ્યા. જેલમાં એટલી જગ્યા પણ ન હોય અને સત્યાગ્રહીને જેલ એ તો ભાવતી વાત ગણાય. સરકારે એને માટે જુદી જ યુક્તિ શોધી કાઢી, જેને પરિણામે સૌની આકરી કસોટી થાય અને કોલસાની ખાણો બંધ ન રહે.

એક નવો કાયદો ઘડી જે મજૂર જ્યાંથી ભાગ્યો હતો ત્યાં જ તેને કેદ કરવાનો હુકમ કર્યો. એ ખાણોને જ કેદખાના બનાવ્યા. ખાણોના મુકાદમો વૉર્ડર બન્યા અને માલિકો જેલર થયા. આમ જે ખાણો છોડીને મજૂરો નીકળ્યા હતા ત્યાં જ તેમની પાસેથી બળાત્કારે કામ લેવાની ખાતર સરકારે ગાડી સૌને ખાણો પર લઈ ગયા. ખાણો ચાલુ થાય એટલે મજૂરો માણસ મટી ગુલામ બની જાય.

પણ એ રીતે ગુલામની માફક પરાણે કામ કરવાની મજૂરોએ સાફ ના પાડી. સરકારે તો ખાણના માલિકોને છૂટા મૂક્યા હતા. તેમણે મજૂર-આગેવાનોને જુદા તારવ્યા. તેમને બાંધીને ફટકા માર્યા. લાતો અને ચાબુકના માર મારી જુલમ ગુજાર્યો. ...

કર્યો. અત્યાચારની હદ છાંડી. છતાં હિંમતવાન મજૂરોએ બધું સહી લીધું. સામા ન થયા. શાંતિ જાળવી. ટેક ન છોડી.

દક્ષિણ આફ્રિકા, હિંદુસ્તાન અને વિલાયત આ જુલમના સમાચાર પહોંચ્યા. ગોખલેજી માંદગીને બિછાને હતા છતાં તેમણે આ સવાલ હાથમાં લીધો. શહેરોમાં સભાઓ થઈ. વિરોધ ઊઠ્યો. વાઈસરૉયને પણ લાગી આવ્યું તેમણે વિલાયત તાર કર્યો કે: ' આ અનાચાર બંધ થવો જોઈએ '

પણ નાતાલની સરકાર કે જનરલ સ્મટ્સ એમ કોઈને ગાંઠે તેવાં ન હતા. તેમણે હિંદીઓને નમાવવા સારુ વધારે દમન શરૂ કર્યું-તેમ હિંદીઓ વધારે જાગી ઊઠ્યા.

જે મજૂરો સિતમચક્કીમાં પિસાતા હતા તે તો થોડા હતા. નાતાલના બીજા ભાગમાં મજૂરોની સંખ્યા મોટી હતી. ત્યાં આ વાત વીજળીવેગે પહોંચી ચારે દિશામાંથી હજારો મજૂરો કામ છોડીને ઓચિંતા નીકળી પડ્યા. કેટલાકે તો લડત લાંબી ચાલશે એમ માનીને પોતાનો સામાન સુદ્ધાં વેચી નાખ્યો.

ગાંધીજીએ જેલ જતા પહેલાં સાથીઓને ચેતવી મૂક્યા હતા કે બધા મજૂરોને હડતાલ પર ન ઉતારશો. એટલા બધાને સાચવવા મુશ્કેલ પડશે.

પણ પૂર આવે તે કોઈનું રોક્યું રોકાય ? ચોમેરથી મજૂરો પોતાની મેળે નીકળી આવ્યા. સ્વયંસેવકો પણ ગોસ્વાઈ ગયા. ચાલીસથી પચાસ હજાર હિંદી મજૂરો હડતાલ પર ઊતર્યા.

હવે સરકારે બંદૂક ઉઠાવી. મજૂરોનાં ટોળાં કામ છોડીને જેવાં બહાર નીકળ્યાં તેવા જ તેમની પાછળ ઘોડેસવાર દોડાવ્યા. પરાણે પાછા વાળી કામ પર ચડવા બંદૂક તાકીને કહ્યું : ' પાછા વળો, કામે ચડો, નહિતર ગોળીએ દેશું.'

મજૂરોએ મગજ ગુમાવ્યુ એમનો મિજાજ હાથ ન રહ્યો સામા થઈ ગયા પથ્થર ફેંક્યા સરકારને એ જ જોઈતુ હતુ લોકો તોફાને ચડે એટલે લાગ મળે તરત જ ગોળીબાર શરૂ થયા ઘણા ઘાયલ થયા. થોડા મરાયા છતા લોકોનો જુસ્સો નરમ ન પડ્યો વાત વણસી જશે એમ ધારી ગાધીજી પાસે તાલીમ પામેલા સ્વયસેવકો વચ્ચે પડ્યા તેમણે મજૂરોને સમજાવ્યા કેટલાક કામ પર ચડ્યા

એ વખતે એક અદ્‌ભુત કિસ્સો બન્યો

વેરનમમા હજારો મજૂરો હડતાલ પર ઊતર્યાં કોઈના વાર્યા વળતા ન હતા. જનરલ લ્યુકિન પોતાના બદૂકધારી સિપાહીઓ સાથે ત્યા આવી પહોચ્યો હતો લોકો પાછા ફરતા નથી એમ જાણી એ ગોળીબારનો હુકમ આપવા જતો હતો તેવામા રૂસ્તમજી શેઠનો અઢાર વર્ષનો દીકરો સોરાબજી બહાદુરીથી આગળ આવ્યો. એ ડરબનથી ખાસ સ્વયસેવકોની ટુકડી લઈને આવી પહોચ્યો હતો તેણે આગળ આવીને લ્યુકિનના ઘોડાની લગામ પકડી અને બોલી ઊઠ્યો 'તમારાથી ગોળીબારનો હુકમ નહિ અપાય, મજૂરો પહેલા તમારે અમને વીધવા પડશે તમે સબૂર કરો હુ એ લોકોને સમજાવુ છુ'

આ સાહસિક જુવાનની હિમત જોઈ લ્યુકિન અટકી ગયો. એણે સોરાબજીને પ્રેમબળ અજમાવવાની તક આપી સોરાબજી અને તેના મિત્રોએ લોકોને સમજાવ્યા. લોકો સમજ્યા કામે ચડ્યા એક નવજુવાનની સમયસૂચકતા, પ્રેમ અને બહાદુરીથી અનેક ખૂન થતા અટક્યા

ગાધીજીને આ વાતની ખબર મળી ત્યારે આનદથી તેમની છાતી ફૂલી.

## ૧૮

## ફિનિક્સ આશ્રમ લડતમાં

રાતના દસ-અગિયાર વાગ્યા હતા. આશ્રમના મકાનમાં કોઈ કોઈ જગ્યાએ દીવા ટમટમતા હતા. માથોડું ઊંડા ઘાસમાં ટેકરીઓ ઉપરના કોઈ કોઈ મકાનો કાળા ધાબા જેવાં દૂરથી દેખાતા હતા. સવારના અઢી-ત્રણ વાગ્યે ઊઠીને કામે ચડેલા મગનલાલ ગાંધી થાક્યા-પાક્યા સૂવાની તૈયારી કરતા હતા એ વખતે 'ગાંધી મહારાજકી જય' નો અવાજ સંભળાયો. ધીમા કરેલા ફાનસની વાટ ચડાવી મગનભાઈએ દૂર નજર કરી. માણસોનું મોટું ટોળું ચાલ્યું આવતું હતું. ઘાસમાં દકાઈ ગયેલી કેડી ઉપર હારબંધ લોકો ચાલ્યા આવતા હતા. જાણ્યું કે હડતાલ પર ઊતરેલા મજૂરો હશે. મગનભાઈ સામા આવ્યા. પુરુષોને માથે પોટલાં કે પેટીઓ, સ્ત્રીઓની કાખમાં અને આગળીએ છોકરા. ખાણોમાંથી ચાલતા, ગાંધી મહારાજનું ઘર પૂછતા મજૂરો મધરાતને સુમારે આશ્રમને દરવાજે આવી ઊભા.

મગનલાલભાઈએ તેમને આવકાર આપ્યો. વેસ્ટ પણ જાગી ઊઠ્યા હતા. ગાંધીજીની ઓફિસમાં અને કૂચમાં મદદ કરનારી પેલી બાહોશ બહાદુર અને ગમતી બહેન શ્લેશીન પણ આશ્રમમાં હતી. તણે સૌને ઝાઝાનું કામ સંભાળતાં હતાં! તેમણે મજૂરોના આગેવાન

વાનોને બોલાવ્યાં. બધાને ખુલ્લા ચોગાનમાં સૂવાની જગ્યા આપી એટલી મોડી રાતે જમવાનું તો શું હોય? છતાં છોકરાંઓ માટે જે કંઈ હતું તે હાજર કર્યું 'સવારથી બીજી બધી વ્યવસ્થા કરી દઈશું' કહી સૂના ગયા

પણ સવાર પડ્યું ત્યાં બીજી દિશામાંથી પાયમો-હજારો મજૂરો આવી પહોંચ્યા. ડરબનથી અનાજ અને સ્વયંસેવકો આવી પહોંચ્યા રસોઈની તૈયારી ચાલી

એટલામાં ગોરા અમલદારો ઘોડેસવાર ટુકડીઓ સાથે આવી પહોંચ્યા. મગનલાલ ગાંધીને એક બાજુ બોલાવીને કહે 'આ લોકોને અહીંથી રજા આપી દો આસપાસના ગોરાઓ ચિડાયા છે આશ્રમના માણસો જોખમમાં મુકાશે'

મગનભાઈ કહે 'આશરે આવેલાને રજા નહિ અપાય જે થવાનું હોય તે ભલે થાઓ'

'પણ મારા વતી તમે આ લોકોને પાછા જવાનું નહિ સમજાવો?'

'એ સમજાવીશ.'

મજૂરોને કોઈ તો ટાઢક હતી 'ગાંધી મહારાજ'ના મકાનમાં કોઈ તેમનો વાળ વાંકો કરી શકે તેમ ન હતું મગનભાઈએ વાત કરી સમજાવ્યા પણ કોઈ માન્યા નહિ. અમલદારો એ વખતે તો ધમકી આપી ચાલ્યા ગયા, પણ પછી થોડા દિવસમાં આવીને વેસ્ટને પકડ્યા વેસ્ટ છાપામાં આકરા લેખો લખતા હતા તે વધારે ખૂન્યા સંકટના સમાચાર ગોખલેજીને તારથી મોકલતા હતા. વેસ્ટ પકડાયાના સમાચાર મળતા જ ગાંધીજીની મદદમાં એવા જ કોઈ માણસને મોકલવાનો ગોખલેજીએ વિચાર કર્યો

લાહોરમાં આફ્રિકાની લડતમાં મદદ કરવા એક સભા ભરાઈ હતી. એ વખતે દીનબંધુ એંડ્રુઝ નામના એક ભલા પાદરી પ્રોફેસરે પોતાની તમામ મિલકત ફાળામાં આપી દીધી હતી ગોખલેજીની નજર તે વખતથી દીનબંધુ ઉપર ઠરી ,હતી વેસ્ટને પકડ્યાના ખબર મળ્યા કે તરત ગોખલેજીએ દીનબંધુને તાર કર્યો ' તમે ગાંધીજીની મદદમાં આફ્રિકા જશો ? '

દીનબંધુએ વળતો તાર મોકલ્યોઃ ' ઘણી ખુશીથી જઈશ. ' મારી સાથે મારા મિત્ર પિયર્સન પણ આવશે.'

બંને ભાઈઓ પહેલી સ્ટીમરમા રવાના થયા,

આ બાજુ મજૂરોનો જુસ્સો વધતો જ જતો હતો. જેલ, દંડ, ફટકા, ગોળીબાર – બધા હથિયાર સરકાર વાપરી ચૂકી હતી. એકેય કામ આવ્યું નહિ. જનરલ સ્મટ્સ લાખો વખત આટલા બધા માણસોને જેલમા રાખી શકે તેટલી એની પાસે શક્તિ ન હતી પણ એણે ગોરાઓ પાસે અનેક વાર કહેલુ કે ગમે તે થાય, આ વખતે ગાધીને નમતુ આપવુ નથી.' એટલે હવે તેને સાપે છછુંદર ગળ્યા જેવુ થયુ

ગોખલેજી અને હિંદના વાઈસરૉયે પણ હિંદીઓને ન્યાય મળે તે માટે સરકાર ઉપર દબાણ કર્યું. આખરે સરકારે એક પંચ નીમવાનો ઠરાવ કર્યો. પંચ જે ચુકાદો આપે તે સરકારે અને હિંદીઓએ કબૂલ રાખવો ત્રણ માણસોનું પંચ નીમ્યું. પણ તેમાં એકેય હિંદી ન રાખ્યો.

હિંદી આગેવાનોએ સરકારને જણાવ્યું કે. ' સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકો અને પંચમાં એક હિંદીને રાખો તો જ અમે પંચને સાથ આપશું', નહિતર તેનો બહિષ્કાર કરશું'–તેની સાથે

સરકારે એ શરતો મંજૂર ન કરી. પણ જે ત્રણ ગોરાનું પંચ નિમાયું તેમણે સરકારને ભલામણ કરી કે: 'ગાંધીજી, કૅલનબૅક અને પોલાકને છોડી મૂકવા, જેથી તેઓ સમાધાનમાં સાથ આપી શકે.' સરકારે ત્રણેને છોડી મૂક્યા.

ગાંધીજી છૂટ્યા તેને ત્રીજે દિવસે કસ્તુરબાવાળી પહેલી ટુકડીની સજા પણ પૂરી થતી હતી. ગાંધીજી, કૅલનબૅક અને પોલાક ડરબન થઈ રાતોરાત ફિનિક્સ જઈ પહોંચ્યા.

## ૧૯

# આપભોગનો મહિમા

રાતે દસ વાગે ગાડી ફિનિક્સ સ્ટેશનમાં આવી પહોંચી ચાંદનીનો શાંત પ્રકાશ ચોમેર પથરાયો હતો ગાંધીજીને લેવા મગનલાલ ગાંધી, વેસ્ટ અને આશ્રમવાસી બાળકો આવ્યા હતા. સફેદ પછેડી અને તેવું જ પહેરણ ઉઘાડે માથે, ઝગારા મારતું તેજસ્વી કપાળ, તેવી જ આંખો—રામને લેવા ભગત આવ્યા હોય તેમ તપસ્વી મગનભાઈ સ્ટેશને રાહ જોતા ઊભા હતા ઘૂંટણથી સહેજ નીચે પહોંચતો નાનો કડક ચડ્ડિયો, ઉપર ધોળું ખમીસ માથે ઓડિયાં, હસમુખી કુમારી વેસ્ટ લાલટનનો ભાર ઉપાડીને ગંભીર બની હોય તેમ મગનભાઈની બાજુમાં ઊભી હતી માતપિતા અને સગાંવહાલાંને જેલમાં વળાવીને એકલા રહેલાં બાળકો બાપુજીના દર્શનની આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા

દસ વાગે ગાડી આવી ગાંધીજી બંને મિત્રો સાથે ઊતર્યા ત્રણેને વધાવી લીધા ગાંધીજીએ બાળકોને ધબ્બા અને મીઠી થપાટો મારી રાજી કર્યા પછી એકદમ ગંભીર બનીને આશ્રમ તરફ ચાલી નીકળ્યા

મધરાતે ગાંધીજીના મકાનની પરસાળમાં સૌ બેઠા મગનભાઈ મજૂરોના આપભોગનો મહિમા વર્ણવવા લાગ્યા ગાંધીજી એક-ચિત્તે સાંભળી રહ્યા ગરીબ, અજ્ઞાન, ભોળા અને નિર્દોષ મજૂરોએ

આપેલા બલિદાનોની વાત સાંભળીને સૌનાં હૈયાં વલોવાઈ ગયાં. વેદના સાથે ગાંધીજીને અંતરમાં આનંદ થતો હતો. સ્વમાનને ખાતર હસતે મોઢે મજૂરોએ જે દુઃખ શાંતિથી વેઠ્યાં એ સત્યની કસોટી હતી. એમાં એ પાર ઊતર્યાં તેથી ગાંધીજીને આનંદ થયો. પણ પોતાના બોલ ઉપર મજૂરોએ આવાં કારમાં દુઃખ વેઠ્યાં તો પોતે, તેમાં સાથ પુરાવવો જોઈએ એમ ગાંધીજીને લાગ્યું. મજૂરોમાંના એક બનીને રહેવાનો ગાંધીજીએ નિર્ણય કર્યો અને એ જ વખતે ત્યાં બેઠેલાઓને સંભળાવ્યો: 'મારે એમનામાંના જ એક બનીને રહેવું જોઈએ. જ્યાં સુધી આ હડતાલનો અંત ન આવે ત્યાં સુધી કોટ, પાટલૂન, નેકટાઈ, બૂટ, ચંપલ—કશું નહિ પહેરું. આ ઘડીથી એક લુંગી ને એક સાદું પહેરણ પહેરીશ.'

મગનભાઈ કહે, 'ચંપલ વિના આપને બહુ મુશ્કેલી પડશે.'

ગાંધીજીએ દર્દભર્યા અવાજે કહ્યું, 'હા, મારા પગની પેની તરડાયેલી છે. પણ લોકોને દુઃખમાં ધકેલું ત્યારે મારેય કંઈક તો ખમવું જોઈએ ને? બહુ પીડા થશે તો થોડું ધીમે ચાલીશ, એટલું જ ને?'

બીજે જ દિવસે ગાંધીજીએ મદ્રાસી મજૂરનો પોશાક ધારણ કર્યો. મૂછો પણ સાફ કરાવી નાખી. હાથમાં પાતળી લાકડી લઈને આ વેશે ગાંધીજી ડરબન ઊતર્યા ત્યારે મિત્રો તેમને ઓળખી ન શક્યા.

અને વળતે દિવસે મારિત્સબર્ગ જેલને દરવાજે કસ્તુરબાને લેવા ગયા ત્યારે પહેલી ટુકડીનાં ફિનિક્સવાસીઓ ગાંધીજીનો આ વેશપલટો જોઈને દંગ થઈ ગયાં.

ગાંધીજીએ કસ્તુરબાના સામે જોયું. તેઓ માત્ર હાડપિંજર થઈ રહ્યાં હતાં. સૌથી વધારે જેલ તેમને વસમી થઈ હતી. એ ડરબન

આવ્યા. એ જ દિવસે ડરમન જેલમાંથી બીજા ભાઈઓ પણ છૂટયા.

રુસ્તમજી શેઠનું ઘર માણસોથી ઊભરાવા લાગ્યું. અંદરના ચોગાનમાં હડતાલમાં ઘવાયેલા અને મરાયેલાના સગાંવહાલાં ગાંધીજીને મળવા અધીરા બનીને બેઠા હતા. ગાંધીજી તેમની પાસે ગયા.

ગાંધીજીને જોતા જ સૌ રોકકળ કરતા ઊભા થયા. એક બહેનનો ધણી સરકારની ગોળીથી મરણ પામ્યો હતો. એ બહેન એકદમ આગળ ધસી આવી અને ગાંધીજીના પગમા આળોટી પડી. પોતાના આંસુથી જ ગાંધીજીના પગ ભીંજવી દીધા.

ગાંધીજીએ એકદમ એ બહેનને બાવડે થોભીને ઊભી કરી ને ખભા પર હાથ મૂકીને એની આંખમાં નજર ઠેરવીને પળવાર ઊભા રહ્યા ગાંધીજીની આંખમા આસુના મોતિયા તરી આવ્યા. એમનુ હૈયુ ભરાઈ આવ્યુ ગળુ સાફ કરીને ગભીર અને દૃઢ અવાજે તઓ બોલ્યા 'બહેન, રો મા ! તને વિધવા બનાવનાર હુ છુ હુ મારુ માથું તારા ખોળામા મૂકુ છું. મને તું માફ કર. તારા પતિ અમર થયો છે. બહેન, છાની રહે. રડ નહિ. આ દુઃખનો અત એમ કાઈ આવવાનો છે ? મારી હજારો બહેનો, દીકરીઓ અને મારી પોતાની પત્ની પણ તારી જેમ વિધવા થશે ત્યારે જ આ દુખનો અત આવશે' આટલુ બોલી ગાંધીજીએ એ બહેનના આસુ લુછ્યા. તેને નમન કર્યું. એ બહેન રડતી બધ થઈ. શાતિથી ગાંધીજીને પગે લાગીને એ બાજુ પર ખસી.

પાસે ઊભેલા ભાઈઓએ ગાંધીજીની એ વખતની પ્રેમાળ મૂર્તિમા ઈશુ ભગવાનનાં દર્શન કર્યાં.

ચૂકયા હતા. એ પ્રભુના સાચા ભકત હતા. એમને જગતની પરવા ન હતી.

બંદરેથી સૌ ઉતારે ગયા તરત જ લડતની વાતો ચાલી.

સરકારે ગાંધીજીને છોડયા હતા પણ તેમની માગણી કબૂલ કરી ન હતી. ગાધીજીએ સૌની સાથે મસલત કરીને એક કાગળ જનરલ સ્મટ્સને લખ્યો. તેમા એ જ માગણી રજૂ કરી. પણ જનરલ સ્મટ્સે એ સ્વીકારવાની ધસીને ના પાડી.

ગાધીજી પાસે એક જ રસ્તો હતો' તેમણે ફરીથી કૂચ કરવાનો નિરધાર કર્યો. એક અઠવાડિયાની મહેતલ આપી. અને હજી ફરી વિચાર કરવો હોય તો ગાધીજીએ રૂબરૂ મળવાની માગણી કરી. સ્મટ્સે ગાંધીજીને મુલાકાતની હા પાડી કૂચ થોડા દિવસ મુલતવી રહી. ગોખલેજીએ પણ સલાહ આપી કે ઉતાવળ ન કરવી. વાઈસરોયે ઘણી મહેનત લીધી છે. તેમને માઠું લાગે. ગાધીજીએ ગોખલેજીને તો ચોખ્ખુ જણાવી દીધુ કે. 'જ્યા પ્રતિજ્ઞાનો સવાલ છે, ટેકની વાત છે, એમા નમતુ આપી જ ન શકાય.' એ સમજાવવા માટે પંદરસો રૂપિયાનો તાર ગોખલેજીને કર્યો. તાર વાચીને ગોખલેને જરા દુઃખ તો લાગ્યુ, પણ મદદમા મણા ન રાખી.

આ બાજુ બીજી કૂચની તૈયારી ચાલતી હતી. એવામાં રેલવેના ગોરા કામદારોએ મોટી હડતાલ પાડી. ગાડીઓ બધ થઈ. સ્ટેશનો સૂના પડ્યા. વેપાર ખોરવાઈ ગયા. સરકાર ભારે મૂઝવણમા પડી. એક બાજુ ગાધીજી અને બીજી બાજુ રેલવે-કામદારો—કોની સાથે લડવુ? ગોરા કામદારોએ ગાધીજીને કહેવરાવ્યુ: 'તમે કૂચ શરૂ કરો, સ્મટ્સને સીધો કરી દઈએ.'

પણ ગાધીજીનો મત જુદો હતો. ભીડમાં આવેલા દુશ્મનને લાગ જોઈને ભીંસમાં લેવો એ બહાદુર સત્યાગ્રહીને શોભે નહિ. તેમણે તરત જ જાહેર કર્યું.

દીનબંધુએ ભાષણ કર્યું, તેની એટલી બધી અસર થઈ કે કેટલાંક ભાઈબેનોની આંખમા આંસુ આવી ગયાં.

પ્રધાનોની પણ તેમણે મુલાકાત લીધી. એડબીજાના મનની આંટી ઉકેલવા ખૂબ મહેનત કરી બીજાં ગોરાં સ્ત્રી-પુરુષોએ પણ હિંદીઓની વતી સરકારને ગાંધીજી સાથે સમાધાન કરી લેવા વિનંતિ કરી.

એમ કરતાં જનરલ સ્મટ્સના મુલાકાતનો દિવસ આવી પહોચ્યો. દીનબંધુ અને ગાધીજી જનરલ સ્મટ્સને મળવા પ્રિટો-રિયા ગયા.

'સરકારને કનડવાનો મારો ઈરાદો નથી. દુશ્મનને ભીડમાં આવેલો જોઈ તેને દબાવવા જવું એ અમારી યુદ્ધનીતિ નથી. અમારી લડત સત્ય અને પ્રેમની છે. અમારે કૂચ કરવી હશે તો રેલવે કામદારોની ગરબડ શમી જશે પછી જ કરશું.'

ગાંધીજીના આ વિચારની અદ્ભુત અસર થઈ. આવા ઉદારચરિત સાધુપુરુષ આગળ ગમે તેવી સત્તા પણ ઘડીભર થંભી જાય. વિલાયતના પ્રધાનો અને ગોરા મિત્રોએ ગાંધીજીને ધન્યવાદ મોકલ્યા. જનરલ સ્મટ્સ પણ મનમાં સમજી ગયો.

દુશ્મનની ભીડનો લાભ ન લેવાનો આ પહેલો દાખલો ન હતો. જ્યારે વાયવ્ય ખૂણામાં હડતાલ પડેલી ત્યારે શેરડી કપાઈ ચૂકી હતી અને તે ઠેકાણે ન પડે તો માલિકોને ઘણું નુકસાન જાય તેમ હતું. તેથી ગાંધીજીએ પંદરસો માણસોને પાછા વાળ્યા અને કામ પૂરું થયા બાદ તેઓ હડતાલ પર ઊતર્યા.

ડરબન મ્યુનિસિપાલિટીના ગિરમીટિયા ઇસ્પિતાલ અને સફાઈકામ કરતા હતા. તેમને હડતાલ પાડવાની ગાંધીજીએ ના પાડી હતી. એ લોકો કામ છોડે તો શહેરમાં રોગચાળો ફાટી નીકળે અને માંદાની સારવાર અટકી પડે.

ગાંધીજીના આ ખાનદાનીભર્યાં પગલાની ભારે અસર થઈ. તેમની સુવાસ ફેલાઈ અને સમાધાન માટે હવા ચોખ્ખી થઈ. ગોરાઓના મનની કડવાશ ઓછી થઈ.

દીનબંધુ એન્ડ્રુઝે આવીને તરત લડતની સમાધાની માટે મહેનત શરૂ કરી. પહેલાં તો ગાંધીજી પાસેથી બધી વાત સાંભળી લીધી. પછી મોટાં શહેરોમાં સભાઓ કરી. ગોરાઓને મળ્યા. કેપટાઉનમાં એક ગંજાવર સભા મળી હતી. તેમાં દીનબંધુને સાંભળવા ગવર્નર જનરલ પણ આવ્યા હતા. એ સભામાં હિંદી બાઈઓ માટે

દીનબંધુએ ભાષણ કર્યું, તેની એટલી બધી અસર થઈ કે કેટલાંક ભાઈબહેનોની આંખમાં આંસુ આવી ગયાં.

પ્રધાનોની પણ તેમણે મુલાકાત લીધી. એન્ડ્રૂઝના મનની આંટી ઉકેલવા ખૂબ મહેનત કરી બીજાં ગોરાં સ્ત્રી-પુરુષોએ પણ હિંદીઓની વતી સરકારને ગાંધીજી સાથે સમાધાન કરી લેવા વિનંતિ કરી.

એમ કરતાં જનરલ સ્મટ્સની મુલાકાતનો દિવસ આવી પહોંચ્યો. દીનબંધુ અને ગાંધીજી જનરલ સ્મટ્સને મળવા પ્રિટોરિયા ગયા.

## ૨૧

# સત્યાગ્રહનો વિજય

દક્ષિણ આફ્રિકાનો કુલ મુખત્યાર, મહાન મુસદ્દી, અડગ લડવૈયા જનરલ સ્મટ્સ પ્રિટોરિયામાં પોતાની ચેમ્બરમાં બેઠા હતા. વિશાળ ખંડમાં ગાંધીજી દાખલ થયા. સ્મટ્સે ઊંચું જોયું. ગાંધીજી નજીક આવ્યા તેવો ખડખડાટ હસી પડ્યો. આઠ–આઠ વરસથી બળવાન સરકાર સામે નગ્ન હથિયારે લડનાર હિંદી સૈન્યનો સેનાપતિ એની સામે આવીને ઊભો રહ્યો ત્યારે જ એને ખરો ખ્યાલ આવ્યો. એ બોલી ઊઠ્યો: 'આ પોશાક ક્યારથી ધારણ કર્યો? હવે સમજણ પડી—આટઆટલો ધમાલ અને ઊથલપાથલ શી રીતે થઈ! આ લાકડીમાં જ કંઈક જાદુ છે! એણે જ ચમત્કાર કર્યો લાગે છે! મને આ વેશ નથી ગમતો.' ગાંધીજી પણ હસી પડ્યા. હાથ મિલાવી બેઠા. જવાબ વાળ્યો: 'આ પોશાક ઉતરાવવો એ તમારા હાથમાં છે.'

જનરલ સ્મટ્સ તો કોઈ જૂના ભાઈબંધને મળ્યા હોય તેમ તરત જ વાત કરવા લાગ્યા: 'બસ જુઓ, મિ. ગાંધી, આ વખતે આપણે મનનો મેલ કે ચાલાકી કરવું નથી જોઈતું. કોઈ શબ્દના અર્થમાં તમને ભેદ લાગે તો તરત મને કહેજો. તમે કહેશો તેમ ફેર કરી આપીશ.'

ગાંધીજી કહે ' તમે ચાલાકી કરશો તો તમને નડશે. અમને તો લાભ જ થશે જેમ લડ્શુ તેમ અમારુ બળ વધશે '

' એટલે તો મારે હવે તમારી સાથે લડવુ નથી !' આમ કહી જનરલ સ્મટ્સે ગાધીજીના કહેવા પ્રમાણે સમાધાનનો ખરડો તૈયાર કર્યો.

ગાધીજીએ એ ખરડો હિદી આગેવાનોને વચાવ્યો. પહેલા તો બધાએ ગાધીજીને કહ્યુ ' જોજો, આ વખતે ન છેતરાશો. એ બડો પહોચેલ માણસ છે

ગાધીજી કહે ' ભગવાન ઉપર ભરોસો રાખો આ વખતે એવુ લાગતુ નથી ' સૌ એકમત થયા. ગાધીજીએ સમાધાન માટેનો છેવટનો કાગળ તૈયાર કરવા માડયો દીનબધુ પણ ત્યાં હાજર હતા

એટલામા ફિનિક્સથી તાર આવ્યો–કસ્તુરબા બહુ બીમાર છે. સ્થિતિ ગભીર છે તમે જલદી આવો ગાધીજીએ તાર વાંચ્યો. દીનબધુને વચાવ્યો

દીનબંધુ એકદમ બોલી ઊઠ્યા 'આપણે તરત જ ફિનિક્સ પહોંચવુ જોઈએ.'

ગાંધીજી કહે ' પણ આ છેવટનો કાગળ છે. એમા બન્નેની સહી થઈ જાય તો નિરાત થાય '

દીનબધુ ' એ કાગળ ટપાલમા મોકલશુ.'

ગાધીજી: 'એમ ન બને ચોવીસ કલાકના કામ માટે થઈ ને આખી વાત ઊધી વળી જાય આખી હિંદી કોમને જોખમમાં મૂકવા જેવું થાય. '

દીનબધુ ' પણ કસ્તુરબાની સ્થિતિ ભયંકર છે એટલે પહેલી ટ્રેને જવુ જ જોઈએ '

ગાંધીજી: ' મારાથી ફરજ ચૂકીને ફિનિક્સ નહિ જવાય, અને જાઉં તેથી એ બચી જશે એની શી ખાતરી ?'

દીનબંધુ: ' ત્યારે શું કરશુ ? '

ગાંધીજી: ' કામ પૂરું કર્યા સિવાય હું અહીંથી ખસવાનો નથી.'

ગાંધીજીનો આવો અડગ નિશ્ચય સાંભળીને દીનબંધુને ફિકર થઈ. તેઓ ઘડીભર વિચારમાં પડયા. પછી તરત જ ટેલિફોન ઉપાડી સ્મટ્સ સાથે વાત કરી. કસ્તુરબાની ગંભીર માંદગીના સમાચારથી સ્મટ્સને પણ લાગી આવ્યું. એ કહેઃ 'ગાંધીજી ભલે જાય. હવે મારી વાતમાં ફેર નહિ પડે.' દીનબંધુ કહે : ' પણ ગાંધીજી કાગળ ઉપર સહી-સિક્કા થયા પહેલાં ખસવા માગતા નથી એમનો નિર્ણય અફર હોય છે એ તો તમે જાણો છો.'

સ્મટ્સ: 'ત્યારે તમે કહો તેમ કરું.'

દીનબંધુ: ' હું ગાંધીજીનો કાગળ લઈને તમારી પાસે આવું, તમે તમારો કાગળ તૈયાર કરો, પછી બંને સામસામાં સહી-સિક્કા કરી આપો.'

સ્મટ્સ: ' બહુ ઉતાવળ થશે. છતાં ગાંધીજીને આપણે જલદી ફિનિક્સ મોકલી દેવા જોઈએ. ઠીક, તો ગાંધીજીનો કાગળ લઈને આવી પહોંચો.'

દીનબંધુ ખૂબ રાજી થયા. ગાંધીજીને વાત કરી ગાંધીજીએ કાગળ તૈયાર કરી આપ્યો. એ લઈને દીનબંધુ પોતે સ્મટ્સ પાસે ગયા. જનરલ સ્મટ્સ ખૂબ કામમાં હતા. ગોરા કામદારોની હડતાલ વધતી જતી હતી. છતાં તેમણે સમાધાનનો ખરડો તૈયાર કરી તેમાં પોતાની સહી કરી આપી. દીનબંધુએ તેમનો ખૂબ આભાર માન્યો.

દીનબંધુ ઉતારે આવ્યા ત્યારે રાતના દસ થયા હતા. ગાડી ઊપડવાનો સમય ભરાઈ ગયો હતો. ગાધીજી સામાન બાંધીને તૈયાર બેઠા હતા તરત જ સ્ટેશને પહોચ્યા અને ફિનિક્સ જવા ઊપડી ગયા

કસ્તુરબાની સ્થિતિ ગભીર હતી છતા ગાધીજીએ દાક્તરને ન બોલાવ્યા પોતે જ સારવાર શરૂ કરી થોડા દિવસમા કસ્તુરબાને વળતા પાણી થયા ગાધીજી એકચિત્તે તેમની સારવારમાં લાગી ગયા

*

આઠ-આઠ વરસથી ચાલતી લડતનુ સમાધાન થઈ ગયુ ત્રણ પાઉંડનો કર રદ થયો હિદુ-મુસલમાન ધર્મ પ્રમાણેના વિવાહ કાયદેસર ગણ્યા ભણેલા હિદીઓ આફ્રિકામા દાખલ થઈ શકે, અને ચાલુ કાયદાનો અમલ એવી રીતે કરવો જેથી હિદીઓના ચાલતા આવેલા હક્કને વાધો ન આવે

આમ ગાધીજી અને હિદી ભાઈબહેનોના આપભોગથી દક્ષિણ આફ્રિકાની લડતનો વિજય થયો સત્યાગ્રહનુ અમોઘ હથિયાર નબળા ગણાતા સ્ત્રી-પુરુષો પણ સફળતાથી વાપરી શકે છે અને પોતાના હક મેળવી શકે છે તેની દુનિયાને ખાતરી થઈ

ગરીબ મજૂરોએ ગાધીજીને દુવા દીધી હિદી વેપારીઓએ ગાધીજીને માનપાન આપ્યા. આફ્રિકા, વિલાયત અને હિદુસ્તાનના ગોરા તથા હિદી મિત્રોએ ગાધીજી ઉપર ધન્યવાદનો વરસાદ વરસાવ્યો

કસ્તુરબાની તબિયત ઠીક થતા ગાધીજીએ હિદુસ્તાન જવાની તૈયારી કરી એકવીસ વર્ષ જે પ્રદેશમા ગાળ્યા, પોતાના જીવનનું ઘડતર જે ભૂમિમા કર્યું, ત્યાંના અનેક મિત્રોને છોડતા ગાધીજીને

દુઃખ થયું. પણ હિંદુસ્તાન જઈને જન્મભૂમિની સેવા કરવાની હોંશમાં એ દુઃખ હળવું બન્યું.

ફિનિક્સ આશ્રમનાં ભાઈબહેનોને સીધાં હિંદુસ્તાન મોકલ્યાં અને ગાંધીજી ગોખલેજીને મળવા કસ્તુરબા અને કેલનબેક સાથે વિલાયત તરફ રવાના થયા.

જે બંદરે એકવીસ વર્ષ પહેલાં બિનઅનુભવી, નવજુવાન બારિસ્ટર તરીકે પગ મૂકયો હતો તે જ ડરબન બંદરથી એક કસાયેલા લોકનેતા અને સત્યાગ્રહના વિજયી સરદાર તરીકે નામના મેળવીને ગાંધીજીએ વિદાય લીધી.

ગાંધીજીનો એ જ જવાબ હતો 'પ્રાણ ભલે જાય-પ્રતિજ્ઞા નહિ તૂટે'

ગોખલે અને કેલનબેક હાર્યા. ફરી કોઈ રીતે મણમાં આવતું ન હતું. નમ્રતા અને મિત્રોના આગ્રહને વશ થઈને ગાંધીજીએ આખરે દેશ જવાનો વિચાર કર્યો. લડાઈમાં ઘાયલની સારવાર કરવાનો વિચાર હતો તે નછૂટકે માંડી વાળવો પડ્યો.

ગાંધીજી અને કસ્તુરબા દેશ આવવા તૈયાર થયા. લડાઈને કારણે કેલનબેકને રજા ન મળી.

દાક્તર મહેતાએ ગાંધીજીની પાંસળીઓ ઉપર પાટો બાંધી દીધો અને દેશ સુધી પાટો રાખવાની ભલામણ કરી.

સ્ટીમર ચાલી. મિત્રોએ પ્રેમભરી વિદાય આપી સુખરૂપ પહોંચવા પ્રભુને પ્રાર્થના કરી.

રસ્તામાં પાંસળીની વેદના વધવા લાગી. ગાંધીજીએ બે દિવસ તો દુઃખ સહન કર્યું, પણ પછી સહન ન થયું. પાટા ઉતારી નાખ્યા. નાહવા-ધોવાનું ચાલુ કર્યું. ચાલ્યા અને સૂકો મેવો જ ખાતા હતા. તબિયત સુધરવા લાગી. અઠવાડિયાની અંદર આ વ્યાધિમાં ઘણો ફેર પડી ગયો.